પ્રથમઆવૃત્તિ
૧૫ એપ્રિલ ૧૯૫૫
પ્રત : ૧૫૦૦



કિંમત
ચાર રૂપિયા

: મુદ્રક :
જયંતિ દલાલ
વસંત પ્રિ. પ્રેસ
ઘી કાંટા, પિલાભાઈની
અમદાવાદ

: પ્રકાશક :
ઈંદુલાલ યાજ્ઞિક
વાત્રક ખેડૂત વિદ્યાલય
નેનપુર : મહેમદાવાદ

જે

પ્રાતઃસ્મરણીય

માતાપિતાએ અને વડીલોએ

સન્મિત્રોએ અને મહાજનોએ

મારું વિમુક્ત માનસ અને હુંફાળું હૃદય ખીલવીને

માનવસેવાના અને દેશભક્તિના પંથે ડગ ભરવાની

શક્તિ અને પ્રેરણા આપી છે,

તેમને આ પુસ્તક

હું

પ્રેમભક્તિથી અર્પણ કરું છું.



# અનુક્રમણિકા

# પ્રસ્તાવના

મધ્યમવર્ગના કુટુંબમાં ઊછરતાં અને ધર્મના સંસ્કાર પડતાં, હું બાળપણથી જ અત્યંત શરમાળ હતો. નાના નગરના વનની તરીકે મોટાં શહેરનાં, સારી સ્થિતિનાં ને સુધરેલી રહેણીકરણીવાળાં સ્ત્રીપુરુષોના સંબંધમાં આવતાં મારા અંતરમાં સંકોચ વૃત્તિ જામી હતી. છતાં આવી જીવનકથા આટલી વિગતસર હું લખવા કેમ પ્રેરાયો છું એ મારે જણાવવું જોઈએ.

સન ૧૯૨૩–૨૪ માં હું પહેલી જ વાર સાબરમતી જેલની એક નાનકડી ઓરડીમાં પુરાયો ત્યારે દિનરાત મોટાં વૃક્ષ અને દીવાલો જ નિરંતર નિહાળતાં, એકાગ્રપણે અંતર્મુખ થવાની તક મને મળી. અંતરમાં નજર કરતાં બાળપણથી તેમાં સચિત થયેલાં ભૂતકાળનાં સ્મરણોના ગંજ ખડકાયેલા દેખાયા. અવનવી કુતૂહલવૃત્તિથી તેને ક્રમવાર ગોઠવીને તેની કંઈક નોંધ પણ મેં લખવા માંડી. પણ આ પ્રવૃત્તિ ૩૧–૩૨ વરસની વયે અસલી સંકોચવૃત્તિને નિરર્થક લાગી ને તેથી તે થોડી જ વારમાં અટકી ગઈ. પણ ત્યાં સુધીમાં જે અનેક સ્ત્રીરત્નોના સંસ્કાર મારા યુવાન દિલ પર પડ્યા હતા તે પરથી ૭ લઘુકથાઓ–"કુમારનાં સ્ત્રી રત્નો"–લખીને મેં ભૂતકાળનું ઋણ ચૂકવ્યું.

ફરી વાર સન ૧૯૪૦–૪૧માં પાછો સહેજ લાંબો વખત જેલમાં ગયો ત્યારે એવી જ કુતૂહલ વૃત્તિથી મારા લંબાયેલા અને વિવિધરંગી બનેલા ભૂતકાળનાં સ્મરણની વધારે વિગતવાર નોંધ થોડો વખત મેં

લખી. બીજા જીવનયાત્રીઓને તેમાંની કંઈક વસ્તુ બોધદાયક થાય એમ લાગવાથી તે પરથી કંઈક લખવાની ઇચ્છા વધારે પ્રબળ થઈ. ફરી વાર દિલમાં જામેલી અસલી રૂઢ ગ્રંથિએ આત્મકથાને બદલે સ્વાનુભવરસિક જીવનકથા લખવા પ્રેર્યો. પણ આવું આત્મલક્ષી લેખનકાર્ય પાર પાડવા જેટલી સબળ પ્રેરણા ન થઈ ને મારી કલમ અકાળે થંભી ગઈ.

મારાં સાઠ વરસ પૂરાં થવા આવ્યાં તેવામાં વડોદરે રમણલાલ વસંતલાલ દેસાઈને મળવા ગયો ત્યારે તેમણે મને કહ્યું : "ગુજરાતના ઘડતર વિષે મેં મુંબઈ યુનિવર્સિટીમાં ( વસનજી માધવજી ) વ્યાખ્યાનમાલા આપી છે તેમાં કનૈયાલાલ મુનશીને ને તમને ગુજરાતના ભિન્ન-પ્રકૃતિના પ્રતિનિધિરૂપ વ્યક્તિઓ તરીકે રજૂ કર્યા છે; પણ માફ કરજો, મુનશીને પ્રતિભાશાળી સિદ્ધ પુરુષ તરીકે, અને તમને અસ્થિર મનના ફકીર તરીકે મેં વર્ણવ્યા છે." તેમના લાક્ષણિક સૌજન્ય અને ઊભરાતી સહાનુભૂતિથી ઉચ્ચારેલા આ શબ્દો સાંભળીને હું જરા ઝંખવાઈ ગયો. પણ જ્યારે તેમના પુસ્તકમાં મારે વિષે લખાણ વાંચ્યું ત્યારે તેમાં, ગુજરાતમાં છેલ્લાં ચાલીસેક વરસમાં જામેલી અનેક વિચારસરણી અને પ્રવૃત્તિઓના સંસ્કાર ઝીલીને તેનાં પ્રતિબિંબ ઝીલનાર વ્યક્તિ તરીકે મને ગણાવેલો જોયો ત્યારે મારો કચવાટ સરી ગયો અને ઊંડે ઊંડે મેં કંઈક ગૌરવ અનુભવ્યું.

પછીનાં વરસોમાં આ જ મુદ્દો જુદી રીતે અનેક મિત્રો અને લેખકોએ મારી આગળ રજૂ કરવા માંડ્યો. અનેક અણધારી દિશામાંથી મને સૂચન સંભળાવા લાગ્યું : "છેલ્લાં પચાસ વરસના ગુજરાતના સર્વાંગી ઘડતરના તમે સાક્ષી છો – અનેકવિધ પ્રવૃત્તિઓ તમે શરૂ કરી ને તે છોડી દઈને નવી આદરી છે, પાંચસાત વરસે તમે સમગ્ર વિચાર સરણી, જીવનસરણી અને જીવનસ્થાન પણ બદલ્યાં છે – દેશ વિદેશમાં તમે લાંબો નિવાસ કર્યો છે અને વિસ્તૃત સફર કરી છે, તેથી તમારે છેલ્લી અડધી સદીના ગુજરાતના સર્વાંગી વિકાસનો કડીબદ્ધ ઇતિહાસ આપવો જોઈએ. નહિ તો પછીની પેઢીના માણસોને તે બધી સામગ્રી

છૂટાછવાયા અસંખ્ય ગ્રંથોમાંથી એકત્ર કરતાં બહુ મુસીબત પડશે—ને તોય કદાચ તે પૂરા સફળ ન થાય!" આમ જ્યારે મારા નાના અહમ્ પરથી ગુજરાત પર નજર ફેરવીને લખવાનું સૂચન મેં સાંભળવા માંડ્યું ત્યારે તે મારા મનમાં ઊંડું ઠરવા લાગ્યું. મારા વ્યક્તિગત જીવનની નહિ પણ ગુજરાતની પ્રજાના સંસ્કારજીવનની કથા લખવાનો વિચાર પ્રેરક અને પ્રવર્તક બનતો ગયો.

તે પરથી અનેક યોજના મારા મનમાં ઘૂમરાવા માંડી. ગેઈટ ગોર્કી ઇત્યાદિ અનેક સાહિત્યસ્વામીઓને અનુસરીને સ્વાનુભવને આધારે કંઈક નવલકથા લખું? થોડો વખત આ વિચારે મારા મગજને ઘેરી લીધું અને આવો ગ્રંથ લખવાને પાત્રો અને પ્રસંગોની નોંધ પણ મેં શરૂ કરી. પણ ફરી તે જ મિત્રો સાથે ચર્ચા થતાં તેમણે સાફ સંભળાવ્યું: "નવલકથા લખવામાં તમે કદાચ સફળ નયે થાઓ. માટે આવા કોઈ અખતરા કર્યા સિવાય અમને તો તમારી પાસે સંઘરેલી સામગ્રી સીધી ભાષામાં જ ઉતારી આપો." આ વાત મારે ગળે ઊતરી એટલે મારું મન નવી દિશામાં વળ્યું.

હવે ગુજરાતના છેલ્લા ૪–૫ દાયકાના વિકાસની નિર્ભેળ કથા જ લખવાનો વિચાર મેં કર્યો. તેમાં મારા લઘુ જીવનની કથા ભેળવવાનો વિચાર નિરર્થક ગણી મેં છોડી દીધો. પણ જ્યારે આ સદીના પહેલાંના જ દાયકા વિષે નોંધ કરવા હું બેઠો ત્યારે મારું જ્ઞાન અંગત સંકુચિત અનુભવથી નડિયાદ–અમદાવાદ પૂરતું મર્યાદિત લાગ્યું. તેથી તે જ કાળનાં સુરત, ભરૂચ, મુંબઈ વગેરે પ્રદેશ વિષે તો મારે અનેક પુસ્તકો વાંચીને સંશોધન જ કરવું પડે. વળી મારાં પરિચિત સ્થાનો વિષે પણ મારા જીવંત સ્વાનુભવને ગાળીને જ લખવાનું હોય તો પ્રસંગરંગવિહોણું લખાણ મને જ રસહીન લાગે, તો પછી વાંચકને તે કેવું ગમે? આમ મારા અહમને બાદ કરવાની મારી ઈચ્છા પ્રબળ હોવા છતાં આ માર્ગ પણ મારે માટે બંધ થયેલો લાગ્યો.

છતાં મિત્રોની માગણી સાચા દેશાભિમાનથી અને પ્રજાપ્રેમથી

પ્રેરાયેલી હતી. તેથી તેને સંતોષવાને બીજને સાદ લેવાની મારી ઇચ્છા ઉત્કટ બની. ઘણો વિચાર કરતાં મને સમજાયું કે ગુજરાતના સાર્વજનિક અને સર્વદેશીય તેમજ સ્વાનુભવલક્ષી અને પ્રસંગરંગથી રંગાયેલા જેવા ઇતિહાસની આશા મારી પાસેથી રાખવામાં આવે છે તે હું નિખાલસ દિલથી અને મોકળા મનથી મારી જીવનકથા લખીને જ પૂરી કરી શકું. માત્ર તેમાં દરેક સ્થળકાળમાં ચોપાસ વહેતાં લોકજીવનનાં વહેણ પર અને ઝળકતાં નાનાંમોટાં માનવરત્નો પર મારી મીટ હંમેશ માંડવી જોઈએ – મારી એકલાની જ નહિ પણ મારી આખી પેઢીની ઘડતર કથા લખવાનું પૂરું ભાન અને ધ્યાન મારે રાખવું જોઈએ.

આ વિચારો મનમાં ઘોળાતાં બીજો એક મુદ્દો તરી આવ્યો. ગુજરાતના નંદનવનના કોઈ ક્ષેત્રમાં રોપાતા છોડના ઉછેર પર, તેની નીચેની ધરતીના ગુણની અને ઉપરથી વરસતા વરસાદ ને વાતા વાયરાની ઊંડી અસર થાય છે. તેમ નિશ્ચિત સ્થળે અને કાળે જે પ્રચલિત વિશિષ્ટ વિચાર ને ભાવનાની છાયા નીચે હું ઊછર્યો અને ઘડાયો તેનો સંગીન અભ્યાસ કરી તે બરાબર સમજવાની મને જરૂર લાગી. નડિયાદમાં બાળપણ ગાળતાં મનસુખરામ ને ગોવર્ધનરામને તો મેં જોયેલા ને કંઈક ઓળખેલા. તેથી આ નવા અભ્યાસનું પ્રસ્થાન કરવાને સહેજ જ જોયેલા પણ અજાણ્યા ને ભૂતકાળને આવરી લેતા કોઈક પ્રભાવશાળી ગુજરાતીના જીવન અને ચિંતનનો સાક્ષાત્કાર કરવા હું આતુર બન્યો. તેવામાં આત્મકથા લખવાને મને વધારેમાં વધારે ટોકનાર સન્મિત્ર સુરેન્દ્ર દેસાઈને ઘેર એક દિવસ જતાં તેમના દાદા અંબાલાલ સાકરલાલ વિશે એક પુસ્તક મેં માગી લીધું. તેમનાં ભાષણો અને લેખની જૂની અને પછી નવી આવૃત્તિ હું સપાટાબંધ વાંચી ગયો કે તરત જ તેમની સાથે અમારા ગોવર્ધનરામનાં વિચાર અને જીવન સરખાવવાને હું અધીરો બન્યો. પછી તેમનું જીવનચરિત્ર વાંચતાં અમદાવાદના અને નડિયાદના એ બે મહાપુરુષોના વિચારના ભેદનો કોયડો ઉકેલવાની મને એવી તાલાવેલી લાગી કે થોડા જ વખતમાં દુર્ગારામ

મહેતાજી ને કવિ નર્મદાશંકરથી માંડીને લાલશંકર અને રમણભાઈ સુધીના મુંબાઈ, સુરત અને અમદાવાદના સુધારકોના સામાજિક વિચારો અને પ્રવૃત્તિ વિષે અનેક ગ્રંથો હું જોઈ ગયો. તેમ તેમને વિષે નડિયાદના વિદ્વાન સાક્ષરોએ જે વિલક્ષણ વલણ ધારણ કર્યું હતું તેનાં કારણો શોધવાને તેમના માનસિક ને ભૌતિક જીવનની ઝીણી તપાસ પણ હું કરતો ગયો. આ અભ્યાસ કરવામાં જે અનેક મિત્રો અને વડીલોએ પોતાની જાનમાહિતી અને સૂચનાઓ આપીને મને નવાજ્યો છે તેમનો હું ઉપકાર માનું છું. આ વિષયના મારા ચિંતનના પરિણામ રૂપે નડિયાદના સંસ્કારજીવનનું મારું અંગત દર્શન પ્રાસ્તાવિક પ્રકરણોમાં મેં રજૂ કર્યું છે.

બાકીના લખાણમાં બને તેટલે અંશે ગુજરાત સમસ્તના સમાજ જીવન અને સાર્વજનિક પ્રવૃત્તિનો બને તેટલો ખ્યાલ આપવાની દૃષ્ટિ મેં સેવી છે. નડિયાદના જેવા જ તડકાછાંયડા બીજા નગરે તે તે કાળમાં સાંખ્યા છે, એવી સમજથી જ તેની તવારીખ મેં આલેખી છે. વતનની સિકલના વર્ણનમાં એવાં બીજા અનેક નગરોનું ચિત્ર રજૂ કરવાનો ખ્યાલ મેં રાખ્યો છે. પછીથી નડિયાદનાં બંગભગની અને અમદાવાદની સ્વદેશમિત્રમંડળીની પ્રવૃત્તિને, ગુજરાતનાં બીજાં શહેરોમાં તે કાળે જામેલી નરમ-ગરમ ચળવળના નમૂનારૂપ ગણીને મેં તેને બિરદાવી છે. મુંબઈની ૧૯૦૯–૧૯૧૫ની સાર્વજનિક પ્રવૃત્તિના આછા પાતળા પડઘા ગુજરાતમાં જરૂર પડ્યા જ હતા. પછી સન ૧૯૧૬–૧૭ માં મુંબઈથી બેસંટે અને અમદાવાદથી ગાંધીજીએ શરૂ કરેલાં આંદોલનના જે મિશ્ર જુવાળ સારા ગુજરાતમાં ખૂણેખૂણે રેલાયા હતા, તેનો બનતો ખ્યાલ આપવા મેં પ્રયાસ કર્યો છે.

આ સાર્વજનિક જીવનના ઈતિહાસને આ પુસ્તકમાં સ્વાભાવિક રીતે મારી જીવનકથા સાથે વણવામાં આવ્યો છે. મારા માનસિક અને બાહ્ય જીવનને આલેખતાં મારા માનસના વિકાસ અને વળાંક પર જ મેં ધ્યાન એકાગ્ર કર્યું છે. સન ૧૯૧૫માં દેશસેવાનું જીવનવ્રત લઈને

હિન્દ સેવક સમાજમાં હું જોડાયો ત્યારથી મારા ખાનગી ઘરની માફક અંગત જીવનની દીવાલો અને છાપરું ઊડી ગયાં. ગુજરાત મારું ઘર બન્યું અને આત્મશ્રદ્ધા અને આકાશનો જ મેં આશરો લીધો. છતાં મારું મન અને હૃદય, કલ્પના ને રસવૃત્તિ, સમગ્ર માનસ અને આત્મા કાયમ રહ્યાં. તેના વિહારનું ક્ષેત્ર વ્યાપક બન્યું, છતાં અંતરમાં નિર્બંધ વિચાર-શક્તિ સળવળતી રહી. તેથી કંઈક કંઈક સંયોગોથી મારું માનસ પલટાતું ગયું ને તેથી વળી મારા બાલજીવનનાં વહેણ બદલાતાં ગયાં. આમ મારા સંયોગ અને માનસના પરસ્પર આઘાત અને પ્રત્યાઘાતની કહાણી મેં જરા ઝીણવટથી અને વિગતસર આપી છે. તેમ કરતાં કંઈક અંશે મારા મગજને ગુજરાતના ખીલતા માનસના પ્રતિબિંબરૂપ ગણીને તેને વર્ણવવાનો ખ્યાલ મેં રાખ્યો છે.

આવી રીતે પચાસ વરસના વિશાળ પટને આવરી લેતી અંગત જીવનકથા અને સાર્વજનિક પ્રવૃત્તિની ફૂલગૂંથણી રજૂ કરતાં, આ પુસ્તકની મર્યાદા ધાર્યા કરતાં ઘણી વધી ગઈ છે. આ પહેલા ભાગમાં મારી પચીશીએ જ હું પહોંચી શક્યો છું. પછીના બીજા ભાગમાં સન ૧૯૧૭ થી ૧૯૨૪ સુધીના મારા ગાંધીયુગનું જ બ્યાન આપી શકાશે. પછી ૧૯૨૪થી૧૯૩૦ સુધી મુંબઈમાં પત્રકાર થયો અને પછીનાં પાંચ વરસ મેં યુરોપમાં ગાળ્યાં તેને જેમતેમ ત્રીજા ભાગમાં મઢી શકાશે, ને સન ૧૯૩૬ થી ૧૯૫૦ સુધીના લાંબા કાળની જીવન-કથા સમેટવાને ચોથા ભાગની જરૂર પડશે. પણ તેમાં છેલ્લાં છેલ્લાં ત્રણ વરસમાં મેં કરેલા રશિયા–ચીનના પ્રવાસને સમાવી શકાશે કે કેમ તે આજે હું કેમ કહી શકું ? ગમે તે હિસાબે, આ પુસ્તક લગભગ આટલા જ–ઘણું કરીને આથી કંઈક મોટા કદના–ચાર ભાગમાં, સન ૧૯૫૬ના અંત પહેલાં પ્રગટ કરવાની હું આશા રાખું છું.

એક અંગત બાબતનો મારે નિર્દેશ કરવો જોઈએ. જે અનેક સ્ત્રીપુરુષો લેખકને જીવનયાત્રામાં મળ્યાં છે, તેમાંનાં કેટલાંક આ પુસ્તક

માટે સામગ્રી પૂરી પાડી છે તે માટે તેમનો હું ખરા દિલથી આભાર માનું છું. પણ તે પૈકી કોઈના સંપર્ક કે સંસ્કાર વિષે પુસ્તકમાં મેં લખ્યું હોય તેનાથી ક્વચિત કોઈનું દિલ દુભાવાનું પણ જોખમ રહે છે. આ પુસ્તકમાં મને મળેલી અનેક વ્યક્તિઓ અને વિભૂતિઓનું ગુણ-પૂજન કરવાની જ દૃષ્ટિ મેં રાખી છે. છતાં અજાણ્યે કોઈને મારા કંઈ શબ્દો કે ભાવથી દુઃખ થાય તેમની હું અંતઃકરણપૂર્વક માફી માગું છું.

આ પુસ્તક લખવાને જે અનેક દિલસોજ મિત્રોએ મને પ્રેરણા આપી છે, તેમ જ જેમણે તે છપાવી પ્રગટ કરવામાં મને અમૂલ્ય સહાય આપી છે તેમનો હું આભાર માનું છું.

છેવટે આ પુસ્તકના ઘડતર વિષે મારો એકરાર કરવાની રજા લઉં છું. સામાન્ય રીતે લખાતી આત્મકથામાં લેખક જ તેનો નાયક હોય છે. પણ આ પુસ્તકના વાંચક જોઈ શકશે કે આદિથી અંત સુધી તેમાં ઝળકતાં અને સુગંધીદાર અનેક માનવપુષ્પો નીચે હું તો એક સૂત્ર રૂપે ઢંકાઈ જાઉં છું – ક્વચિત કોઈ પ્રભાવશાળી વ્યક્તિઓથી વિવિધ દિશામાં ખેંચાઈ જાઉં છું. અર્થાત્ આ જીવનકથાનો નાયક હું નથી પણ ગુજરાતની પ્રજા છે, કંઈક અંશે તેના અનેક સેવકો અને ઘડવૈયા છે. તેથી તેમને જ મારું આ પ્રથમ પુસ્તક અર્પણ કરીને હું કૃતકૃત્ય થાઉં છું.

વાત્રક ખેડૂત વિદ્યાલય, મહેમદાવાદ
૧-૪-૧૯૫૫, રામનવમી, સં. ૨૦૧૧

ઇન્દુલાલ યાજ્ઞિક

# ખંડ ૧ લો

## ૧. વતનની તવારીખ

મારો જન્મ નડિયાદમાં સન ૧૮૯૨માં થયેલો.[૧] કુદરતી રીતે તે કાળના વતનના પરંપરાગત સંયોગોથી અને સ્થાનિક પ્રભાવશાળી વ્યક્તિઓથી મારું માનસ અને જીવન ઘણી રીતે રંગાયેલાં ને ઘડાયેલાં હતાં. તેથી નડિયાદની કુદરતી પરિસ્થિતિ અને તેની તવારીખના ઘડવૈયા પર ઊડતી નજર નાંખવી જોઈએ.

પ્રથમ ગુજરાતી નવલકથાકાર નંદશંકરે ગુજરાતને ભારતના નંદનવન તરીકે વર્ણવ્યું છે. રાસમાળાકાર ફાર્બસે સાબરમતી અને મહી નદી વચ્ચેના વિભાગને ઉત્તમ ખેતી અને રમ્ય વૃક્ષરાજિથી શોભતો, સુંદરોત્તર પ્રદેશ ગણ્યો છે. તેમાંયે શેઢીથી મહી નદી સુધીના ચરોતર– અથવા ચારુતર-જિલ્લાને અનેક દેશી અને પરદેશી લેખકોએ સર્વશ્રેષ્ઠ માન્યો છે. સપાટ ગોરાડુ જમીન, માફકસર વરસતો વરસાદ, ઊંચી વાડોથી સુરક્ષિત, નાનાં મોટાં ખેતરો, કૂવા, તળાવ વગેરે વિવિધ જળાશયો, વડ ને પીપળાના ઘટાદાર ઘુમ્મટ, આંબા જેવાં અણમોલ ઝાડની ઝૂકતી હારમાળા– આ સર્વે નૈસર્ગિક સમૃદ્ધિથી સમગ્ર પ્રદેશ સદીઓથી અત્યંત રળિયામણો અને ફળદ્રુપ બન્યો છે.

આ મનોહર મુલકના સર્વોત્તમ કેન્દ્ર અને નગર તરીકે નડિયાદ

---

૧. તા. ૨૨-૨-૧૮૯૨ ને સંવત ૧૯૪૮ના મહા વદી નવમીના રોજ મારો જન્મ નડિયાદમાં થયો હતો.

સદીઓથી પંકાયેલું છે.[1] ઉત્તરે અમદાવાદથી તે દક્ષિણે વડોદરા ભરૂચ ને સુરત જવાના, પૂર્વે ગોધરા દાહોદ ને માળવાથી પશ્ચિમે ખેડા, ધોળકા, ધોલેરા બંદર ને સૌરાષ્ટ્ર તરફ જવાના અને કપડવણજ તરફથી ખંભાત બદલપુર–દહેવાણ વગેરેના સાગરકિનારા તરફ જવાનાં અનેક જંગી વેપારનાં મથકોને સાંધતા મહામાર્ગોની વાટ પર નડિયાદ રચપાયું છે.

ભૂગોળની આ કેન્દ્રીય સ્થિતિને લીધે અનેકવિધ માલસામાનના સર્વોત્તમ વિનિમયનું બજાર અહીં રચાયું. ચતુર ને સાહસિક નગરજનોએ પેઢી દર પેઢી વેપાર ખિલવીને આ નગરને સોહામણી સંપત્તિથી સમૃદ્ધ કર્યું.

સોલકી કાળ પહેલાંની નડિયાદની કંઈ હકીકત સાંપડતી નથી. પણ સન ૧૦૯૬માં "સિદ્ધરાજ જયસિંહના વખતમાં રાજમાતા

---

1. "The City (Nariad) is one of the prettiest towns in Gujarat... If I were to point out the most beautiful part of India, I should fix upon the province of Gujarat. If I were to decide on the most delightful part of that province, I should without hesitation prefer the parganas of Baroda and Nariad." Major Campbell Forbes : Oriental Memoirs.

"આ શહેર (નડિયાદ) ગુજરાતનાં સુંદરમાં સુંદર શહેરોમાંનું એક છે...જો મને હિંદનો સૌથી વધારે સુંદર પ્રદેશ પસંદ કરવાનું કહેવામાં આવે, તો હું ગુજરાતને પસંદ કરું. જો મને ગુજરાત પ્રાંતનો સૌથી રમણીય ભાગ કયો તે બાબતનો નિર્ણય કરવાનું કહેવામાં આવે, તો હું જરાપણ વિચાર કે આનાકાની કર્યા સિવાય વડોદરા અને નડિયાદનાં પરગણાંને સૌથી વધારે મનોહર પરગણાં તરીકે પસંદ કરું" શાંતિલાલ ઠાકરનો નડિયાદનો ઇતિહાસ પાન ૮-૧૧

મીનળદેવી, રાજ્યને અને પ્રજાજનોની રાજભક્તિને, સુવ્યવસ્થિત અને સુદૃઢ કરવા, યાત્રાને બહાને ગુજરાતમાં પ્રવાસે નિકળેલાં અને તે અરસામાં તેમણે સંતરામ દરવાજાની પાસે આવેલી ડુમરાલ બજારમાં વાવ બંધાવેલી અને તે બાંધ્યાની મિતિ 'સંવત ૧૧૫૨ના વૈશાખ સુદ ત્રીજ' કોતરેલી છે."[1]

અમદાવાદના મુસ્લિમ બાદશાહોના કાળમાં, "જ્યારે વડનગર, ચાંપાનેર, ખંભાત ઈત્યાદિ ગુજરાતનાં શહેરો તૂટ્યાં ત્યારે ત્યાંના સાહસિક વડનગરા નાગરો, બ્રાહ્મણો અને વાણિયાઓ, નડિયાદની આબાદી તથા વેપારઉદ્યોગથી ખેંચાઈ, નડિયાદ આવીને વસ્યા. તેમના ધીકતા શરાફી વેપારથી નડિયાદની જાહોજલાલી ઊલટી વધી. તેમનો વેપાર કાશી, કલકત્તા અને મદ્રાસ સુધી ચાલતો. અને તે શહેરોમાં નડિયાદની શરાફી હૂંડીઓ સીકરાતી."[2] ત્યારથી તવારીખને પાને નડિયાદનું નામ ચઢ્યું છે.

સન ૧૪૫૧માં ગુજરાતના ત્રીજા બાદશાહ મહમદ ત્રીજાના પાટવી કુંવરના નિવાસસ્થાન તરીકે નડિયાદનો ઉલ્લેખ મળે છે. તેના પિતાના મૃત્યુ પછી તે કુતુબુદ્દીન શાહનું નામ ધારણ કરીને ગાદીએ બેઠો. આ જુવાનીઆને માત કરવાને માળવાના સુલતાને વડોદરા લૂંટીને નડિયાદ પર હુમલો કર્યો ત્યારે તેના ગાંડા હાથીને તલવારના ઝાટકાથી નગરના શૂરા બ્રાહ્મણોએ મારેલો. પછી તેમનો પરાજય નિશ્ચિત જણાયો ત્યારે "બૈરાં છોકરાંની જૌહર કરી, ચિતામાં બાળી નાંખી, કેસરિયાં કરવાની તૈયારીમાં પડ્યા. સુલતાને વિચાર કર્યો કે 'ગુજરાતની આબોહવા—ખાસ કરીને નડિયાદની—વીરપુરુષોને પેદા કરનારી હોવી જોઈએ, નહિ તો બ્રાહ્મણ જેવી કોમમાં આટલી બહાદૂરી ક્યાંથી હોય.'"[3]

---

૧. શાંતિલાલ ઠાકર કૃત નડિયાદનો ઇતિહાસ પાન ૨૦.

૨. એજન પાન ૧૧-૧૨.

૩. એજન પાન ૧૫.

પછીથી કુતુબુદ્દીને અમદાવાદથી નડિયાદ તરફ ધસતાં કપડવણજ આગળ હુમલાખોરને ઘેરીને હરાવ્યો.

"અમદાવાદી દરવાજે આવેલી બીજી વાવને અમદાવાદના મહમદ સુલતાન બેગડાના રાજકાળમાં, સંવત ૧૫૬૯માં (સન ૧૫૧૩માં) બાંધવાનું કામ શરૂ થયું હોય એમ જણાય છે અને તેની છેક ઉપર જડેલા શિલાલેખમાં સંવત ૧૫૮૨ના (સન ૧૫૨૬) વૈશાખ શુક્લ ત્રયોદશીને વાર સોમે પૂરી" થયાનો લેખ કોતર્યો છે.[1]

મોગલ સમયમાં અકબરે તેના ગુજરાતના મહાલમાં નડિયાદનો નિર્દેશ કરેલો છે. સત્તરમી સદીમાં અંગ્રેજ અને ફિરંગી (પોર્ટુગીઝ) સોદાગરો વેપાર માટે નડિયાદ આવતા. તે પરથી આ નગરનાં ધીકતા ધંધારોજગારોનો ખ્યાલ આવે છે.

અઢારમી સદીમાં પેશવાઈ ને ગાયકવાડી રાજ ગુજરાતમાં સ્થપાયાં. નારાયણરાવ પેશવાનું ખૂન કરનાર રઘુનાથરાવ (રાઘોબા) પૂનામાં પદભ્રષ્ટ થઈને, અંગ્રેજોની લશ્કરી સહાયથી ગુજરાત સર કરવા નીકળ્યો ત્યારે ફતેહસિંહરાવ ગાયકવાડે નડિયાદના જાગીરદાર ખંડેરાવે મળીને તેનો સામનો કર્યો. રાઘોબાએ સન ૧૭૭૫માં તેના દુશ્મનોને માત કરવાને નડિયાદને અડવાડિયા સુધી ઘેરો ઘાલ્યો, ત્યારે તેના બ્રિટીશ લશ્કરી સાથીદાર મેજર જેમ્સ ફોર્બ્સે આ શહેર ને પરગણાનું તાદશ વર્ણન આપ્યું છે: "આસપાસનો પ્રદેશ ઘણો જ મનોહર લાગે છે. નડિયાદ ગુજરાતનું એક અત્યંત સુંદર નગર છે. તેને ફરતો ત્રણ માઇલનો કોટ છે. એની વચ્ચે વચ્ચે અનેક બૂરજ છે. તેના નવ મજબૂત દરવાજા છે, અને દિવાલને ફરતી સૂકી ખાઈ છે. નગરમાં હાલ ૧૨,૦૦૦ કુટુંબ (આશરે ૫૦,૦૦૦ માણસ) વસે છે. તેઓ મોટે ભાગે સર્વોત્તમ બાસ્તાનું અને બીજું સુતરાઉ કાપડ ને ચીજો બનાવે છે, અને કપડવણજના કુંડમાંથી જડતા અકીકને ઘસીને તેના સુંદર ઘાટ ઘડે છે.

1. શાંતિલાલ ઠાકર કૃત નડિયાદનો ઇતિહાસ પાન ૨-૩.

આંબા ને આંબલીનાં ઝાડની ઘટા નીચે અમે તંબૂ તાણેલા. આસપાસ અસંખ્ય કૂવા અને એક વિશાળ સરોવર છે. હલકી જાતના ચંદનનાં ઝાડ અહીં ઊગે છે. રાઘોબાએ રૂા. ૭૦,૦૦૦નો દંડ શહેર પર નાંખ્યો અને તે વસૂલ કરવાને ઘણાયની માલમિલ્કત ને કપડાં ચીંથરાં પણ ખૂંચવી લીધાં ને કેટલાયે પર ભયંકર સીતમ ગુજાર્યો"[1]

નડિયાદની નિઃશસ્ત્ર પણ શૂરી પ્રજાએ આ હુમલાનો સામનો કર્યો. દંડ "ન આપવા નડિયાદના બારોટોએ અને બે બ્રાહ્મણ સ્ત્રીઓએ ત્રાગાં કર્યા. પણ દંડ માફ થયો નહિ. હજી પણ નડિયાદના જે બારોટોએ ત્રાગું કરી દંડ ભર્યો નહોતો તે બીજા બારોટો કરતાં વધારે કુલીન ગણાય છે.[2] પ્રજાનો વિરોધ લોહી અને આંસુના પ્રવાહમાં ડૂબી ગયો.

આ અંગ્રેજી છાપના દેશદ્રોહી પેશવાના ત્રાસમાંથી છૂટવાને હજારો માણસો શહેરમાંથી ઉચાળા ભરી ગયા. નગરની શોભા ને સૂરત ઝાંખી પડી. પણ ખંડેરાવના વારસ મલ્હારરાવે કડી અને છેવટે કાઠીઆવાડ જઈ ને અંગ્રેજશાહી પેશવા સામે લડાઈ ચાલુ રાખી. મેજર વોકરે તેને હરાવીને મુંબઈ મોકલ્યો ત્યારે જ તેની લડત પૂરી થઈ. તેથી "મલ્હારરાવની આ શૂરવીરતાને નડિયાદની જનતાએ પ્રીછી અને પૂજી. એ અરસામાં નડિયાદની સુંદરીઓ ગુજરાતણના ગૌરવરૂપ ગરબા ગાતી કે—

"પિત્તળ કુંડીઓ જળે ભરી રે,
નાવણ કરતા જાઓ રે,

૧. શાંતિલાલ ઠાકર કૃત નડિયાદનો ઇતિહાસ પાન ૯–૧૨

૨. શાંતિલાલ ઠાકર કૃત નડિયાદનો ઇતિહાસ પાન ૨૨. ત્રાગાંની વિશેષ હકીકત લેખકે નીચે મુજબ આપી છે (પાન ૨): "પરિણામે ભાટ લોકોએ અને ભાટણી સ્ત્રીઓએ બે વાર ત્રાગાં કરેલાં. જ્યાં તેમનું લોહી છાંટ્યું તે જગ્યાનું નામ છાંટીયાવાડ પડયું. એક ભાટે પોતાનાં ત્રણ બાળકોને–એક દીકરી અને બે દીકરાને દરબારમાં જઈને વધેર્યાં હતાં, અને પછી પોતાના શરીરમાં તલવાર ખોસી લોહી છાંટયું હતું."

## મલ્હારરાવ ચંદુરનો મુગો ક્યારે આવશે રે?[1]

પૂનાના પેશ્વા ને વડોદરાના ગાયકવાડની ચાલુ લડાઈઓથી સારા ગુજરાતની તેમ નડિયાદની ભારે ખાનાખરાબી[2] થઈ. મલ્હારરાવની નાસભાગ દરમ્યાન ખંડેરાવની વિધવા ઉમાબાઈએ નીમેલા નાયબ સૂબા રંગોજીએ અમદાવાદના સૂબા સામે લડાઈ આદરીને તેમાં તેણે વડોદરાના ફોજદાર શેરશાદ બાબીની મદદ માગી. એ બાબીએ પૈસાની ખોટ પૂરવાને રંગોજીની ઉશ્કેરણીથી નડિયાદ ને મહુધા સન ૧૮૦૦ના અરસામાં લુટ્યાં.[3] પચીસ વરસમાં નડિયાદની પાયમાલી પરાકાષ્ઠાએ પહોંચી.

સન ૧૮૦૨માં નકસાધુ અંગ્રેજોએ પેશ્વાની સામે ગાયકવાડને સાથ આપીને તેને ગુજરાતનુ રાજ્ય સોંપ્યું, પછી તરત જ પોતાના લશ્કરના નિભાવ માટે તેમણે ગાયકવાડ પાસેથી ચીખલી, ધોળકા વગેરેની સાથે નડિયાદ પરગણું પણ આંચકી લીધું / એ બિલાડીની તકરારમાં વાંદરો લાડવો ખાઈ ગયો !

રાધેમાના કાળથી અનેકવાર લુટાએલા અને ભાંગેલા નડિયાદની વસ્તી—અંગ્રેજ શાસનના એ દાયકા પછી પણ—સન ૧૮૨૫માં અસલી ૫૦,૦૦૦ ઉપરથી ઘટીને આસરે ૧૫૦૦૦ સુધી ઊતરી ગઈ. અઢારમી ને ઓગણીસમી સદીના સંગમ કાળે મરાઠા લશ્કરોની લૂટેરી રાજનીતિથી અને રોજિંદી લડાઈઓથી ગુજરાતભરમાં ભયંકર અંધાધૂંધી ફેલાઈ હતી. તેનો લાભ લઈને લૂખા કે લોભીઆ જાગીરદારો ને ઉમરાવો

1. શાંતિલાલ ઠાકર કૃત નડિયાદનો ઇતિહાસ, પાન ૨૩
2. "અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન"—આ પુસ્તકના પહેલા ભાગના પ્રકરણ ૨–૩ માં હિરાલાલ પારેખે આ ખાનાખરાબીનું હૃદયભેદક વર્ણન કર્યું છે.
3. શાંતિલાલ ઠાકર કૃત નડિયાદનો ઇતિહાસ, પાન ૨૩.

તેમજ ધંધાદારી ચોર ડાકુઓ વેપારીઓની વણઝારો કે શ્રીમંતોની જાનો લૂંટવાનો ધીકતો ધંધો કરતા. ખરેખર, કેટલાક ઠાકોરોએ ને ટોળીના આગેવાનોએ અમુક ધોરી માર્ગો વહેંચી લઇ ને તેના ઉપર એવી સત્તા જમાવી હતી કે ભારે રકમ લઈ ને તેઓ સહીસિક્કા કરીને રજાચિઠ્ઠી આપે તો જ જોખમનો માલ લઈને તે રસ્તે નિર્ભયપણે જઈ શકાતું.

ખેડા જિલ્લામાં અંગ્રેજી રાજ સ્થપાયા પછી પણ તેમનું લશ્કર તો સરકારી તિજોરીનું ને સત્તાધીશોનું જ રક્ષણ કરી સંતોષ માનતું. આમ પ્રજાને તેમજ વેપારીઓને પ્રવાસ કરતાં જાનમાલના જોખમે નામચીન ઠાકોરોનું રક્ષણ લેવું પડતું.

વળી નવી સદીના આરંભે જ સારા ગુજરાતને માથે ભયંકર દુકાળના ઓળા ઊતર્યા. સન ૧૮૧૨માં પાકેલાં ધાન અતિવૃષ્ટિથી કોહી ગયાં. છેવટે જે રહ્યું હતું તે તીડનાં ટોળાંએ સાફ કર્યું. બીજે જ વર્ષે (૧૮૧૩) ભયંકર ઓગણોતરો દુકાળ પડ્યો. શરૂઆતમાં થોડો વરસાદ પડ્યાથી વાવેતર થયાં. પણ પછી બે મહિના સુધી ટીપું ન પડ્યું, તેથી જે કારમો દુકાળ પડ્યો તેથી હજારો માણસ અને લાખો ઢોર મરી ગયાં.

આ આફતથી ચરોતરમાં તેમજ નડિયાદમાં પણ ધોળે દિવસે ધાડો પડતી અને લૂટ થતી.) તે કાળની–નાગર પંડ્યા ગોકુળજી કાશીનાથની–મોટી શરાફી પેઢી લૂંટવાને ધાડપાડુઓ આવ્યા, તેમણે પહેલે જ ઝપાટે કંસારવાડાને નાકે આવેલા તેમના મકાનને ઓટલે બેઠેલા શેઠના દીકરા કુબેરજીનું ખૂન કર્યું. પણ અંદર સાંકડો દાદર ચઢતાં લૂંટારા પર, મેડીએ બેઠેલા મુનીમોએ પિત્તળની ભારે દોણીઓનો એવો જીવલેણ મારો ચલાવ્યો કે જેથી તેમને પાછળ હઠવું પડ્યું.

(તે કાળમાં નડિયાદના દેસાઈ ઓ ચરોતરની દેસાઇ ગીરી ભોગવતા, બધું મહેસૂલ ભેગું કરી ગોકુળજી પંડ્યાની પેઢીમાં તે ભરતા ને

ત્યાંથી જ હિસાબ કરીને ગાયકવાડના વહીવટદારોને રાજભાગનાં નાણાં ચૂકવતા. વંશપરંપરાના આવા ગાઢ સંબંધને લીધે તે વખતના દેસાઈ અજુભાઈને કુબેરજીના ખૂનની ખબર પડતાં જ પોતાનાં માણસો સાથે ઘોડા દોડાવીને તેમણે ધાડપાડુનો પીછો પકડ્યો અને મહીકાંઠા સુધી દોટ કાઢીને કુબેરજીનું માથું તેમની ચિતા આગળ રજૂ કર્યું.) (નાગરો અને દેસાઈઓની આ બિરાદરી સૈકાથીએ વધુ વરસ સુધી નડિયાદની તવારીખમાં ઝળકી રહી.[1]

સન ૧૮૧૪માં નવી સરકારે દેસાઈઓની જૂની સત્તા નાબૂદ કરીને ગામડે ગામડેથી જમીન મહેસૂલ સીધું ઉઘરાવવાના હુકમો છોડ્યા. પણ બહાદુર અજુભાઈ પોતાની કુટુંબની જૂની હકુમત એમ કંઈ છોડે એવા નહોતા. તેમણે ભરૂચના અને મહુધાના દેસાઈઓ સાથે મળીને સરકારી દરમ્યાનગીરીનો કટ્ટર સામનો કર્યો, અને ચરોતરનાં તમામ ગામના મુખી–તલાટીઓને, સરકારી શાસનને જરાયે મચક ન આપવાની સૂચના આપી. સરકારે પણ તરત જ દેસાઈઓના બેઠા બંડને ડામવાને અજુભાઈ અને મહુધાના દેસાઈઓને, તેમનાં સ્ત્રી બાળકો સાથે ખેડાની જેલમાં પૂરી દીધા. ભરૂચના બ્રહ્મક્ષત્રિય દેસાઈ સગીર હતા તેથી તેમના પર જપ્તી મુકાઈ.

ત્રણચાર વર્ષ સુધી સરકારે અજુભાઈને જેલમાં રાખ્યા. તે દરમ્યાન તેમની બધી સત્તા તોડી નાખી, અને તેમની અંગત મિલ્કત અને ઇનામી ગામ જપ્ત કર્યાં. આથી દેસાઈ કુટુંબની જૂની જાહોજલાલીનો સૂરજ આથમી ગયો.

અજુભાઈ છૂટ્યા ત્યારે તેમના દિલમાં અંગ્રેજોની સામે ક્રોધની આગ સળગતી જ રહી. અંગ્રેજ સરકાર સાથે પૂરો અસહકાર ચાલુ

---

૧. દેસાઈઓ રાજસત્તાધીશો હતા; નાગરો વિદ્વાનો અને મુત્સદ્દીઓ હતા—પછી વેપારીઓ બન્યા. બ્રાહ્મણો અને ક્ષત્રિયો–વૈશ્યોનો એકસંપ મનુસ્મૃતિના કાળથી દેશમાં ઘણુંખરું ગાઢ રહ્યો છે.

રાખીને આખા જિલ્લામાં તેમણે નવી નામના મેળવી. તેમની આધેડ વયે જન્મેલા તેમના એકના એક પુત્ર વિહારીદાસને (૧૮૨૭–૧૮૮૧) આઝાદ મિજાસનો વારસો સોંપી સત્તાવનના સંગ્રામ પહેલાં તે ગુજરી ગયા.

દેસાઈઓની માફક શૂરા હજારો ક્ષત્રિય ખેડૂતો પણ પરદેશી હકૂમત ન જ સાંખી શક્યા. તેમના સ્વાભિમાની સરદારો, મહી નદી ઓળંગીને આવતાં અંગ્રેજ લશ્કરોની સામે દાયકાઓ સુધી ફરીફરીને મરણીઆ જંગ ખેલતા જ ગયા. પરદેશીઓના ચઢીઆતા બુદ્ધિબળ અને શસ્ત્રસરંજામને લીધે તેઓ ફરીફરીને હારતા, સેંકડો મરતા ને ઘાયલ થતા, છતાં ફરીફરીને તેમના પાણીદાર ઘોડા પર સવારી કરીને ને નખથી શિખ સુધી શુભ્ર વસ્ત્રમાં સજ્જ થઇને તે પરદેશી દુશ્મનો સામે ગજબ-ના ઝનૂનથી છેલ્લા શ્વાસપ્રાણ સુધી કેસરિયાં કરતા. આ બધું જોઇને એક અંગ્રેજ પાદરી હેબરે હેરત પામીને વીર ક્ષત્રિયોના શૂરાતનની પ્રશંસા કરી છે. છેવટે સન ૧૮૪૦ના અરસામાં જ આ શૂરા સુભટો થાકીને ઠંડા પડવા મંડ્યા, અને આખા પ્રદેશમાં સ્મશાનની શાંતિ છવાતી ગઈ.

સન ૧૮૪૪માં સરકારે મીઠા પર કર નાંખ્યો ત્યારે સુરતના લોકોએ હડતાલ પાડી, ને મોટી સભા ભરીને કિલ્લા પર પથ્થર ફેંક્યા. તેથી ગભરાઈને સ્થાનિક અધિકારીએ તે કર મોકૂફ રાખવાની જાહેરાત કરી.[1] આવો કંઈ વિરોધ નડિયાદમાં થવાનું જાણવામાં નથી. પણ '૫૭ના બળવા વખતે તો ચરોતર સખતું ન જ રહ્યું.

સન ૧૮૫૭માં ખેડા જિલ્લાના ઠાકોરો અને ક્ષત્રિયોથી લડતનો જે દાવાનળ ફજળી ગયો હતો, તેના પર દેશવ્યાપી બંડની હવા ફૂંકાતાં

---

૧. તે પ્રસંગે ગુજરાતના આદ્ય સમાજસુધારક દુર્ગારામ મહેતાજીએ માનવ ધર્મસભામાં બોલતાં ઘણાં યાદગાર વચન કહેલાં: "રાજા પ્રજા ઉપર જુલમ કરે તો પ્રજાએ રાજા સામે લડીને રાજાને શિક્ષા કરીને રાજ્ય બીજાને સોંપવું...જો રાજા પોતે જ પ્રજાને દુઃખી કરવા ઇચ્છે તો પ્રજાએ પોતાના હાથનું બળ રાજાને બતાવવું." જુઓ નવલરામ ત્રિવેદી કૃત 'સમાજ સુધારાનું રેખાદર્શન,' પાન ૨૪–૫

તે પૂર જોશથી સળગી ઊઠચો. બાપુ ગાયકવાડ, ભાઉસાહેબ પવાર ને ભોંસલે રાજા વગેરે હારેલા મરાઠા સરદારોએ, અમદાવાદમાં રહીને તમામ અંગ્રેજોની કતલ કરી તેમનું રાજ ખતમ કરવાની યોજના ઘડી. કૅંપમાં રાખેલી દેશી પલટણના માણસોને ફોડવા તેમણે પ્રયાસો કર્યા, પણ તે નિષ્ફળ ગયા. પછી તેમણે ઝવેરી ન્યાલચંદની સહાયથી ચરોતરનાં ઊમેટા, દાઠમા, આણંદ, પરતાપપુરા વગેરે ગામોના ઠાકોરોનો સાથ મેળવ્યો. આ જનૂની ઠાકોરો પોતાનાં દળોને લઈને રણે ચડ્યા, ને મહી નદી ઓળંગીને છેક વડોદરા સુધી ઢૂમનો લઈ ગયા. પણ ખેડાનો કલેક્ટર, તૈયાર રાખેલી ફોજ લઈને તેમની સામે દોડી પહોંચ્યો, ને પરતાપપુરા આગળ તેણે ઠાકોરોના દળોને મારી હઠાવ્યું. અંગ્રેજોએ કારમું વેર લીધું. કેટલાય આગેવાનોને તોપને મોઢે ઉડાડી મૂક્યા. કેટલાકને ફાંસીએ ચઢાવ્યા—ને બીજા ઘણાને જેલમાં પૂરી દીધા.)

આ વખતે અજુભાઇના નવજુવાન પુત્ર વિહારીદાસ દેસાઇના દિલમાં તો અંગ્રેજ સરકારની સામે લાળા સળગી રહ્યા હતા. હિંગ વેચવા આવનાર કાબુલીઓની મારફત રશિયાના ઝારને છૂપા કાગળ પાઠવીને કંઈક રાજકીય સંદેશા તેમણે ચલાવ્યા પણ તેનું કંઈ પરિણામ આવ્યું નહિ.[1] (તાત્યાટોપે મધ્યભારતમાં હારીને છોટાઉદેપુરની વાટે સન ૧૮૫૮માં ગુજરાતમાં ઊતર્યો અને છૂપા વેશમાં નડિયાદ ખાતે દેસાઈઓનો મહેમાન થયો. પણ સરકારે બધાનાં હથિયાર જપ્ત કરેલાં તેથી કંઈ કરવાની તેમણે અશક્તિ બતાવી) છતાં વિહારીદાસના દિલ પર '૫૭ના યુદ્ધની ઊંડી છાપ પડી. તેથી તેના સરદારની યાદગીરી કુટુંબમાં કાયમ રાખવાને એક પુત્ર ગોપાળદાસનું ઉપનામ નાનાસાહેબ પાડયું અને એક પૌત્ર ગિરધરદાસનું ઉપનામ તાત્યાટોપેની યાદમાં તાત્યા સાહેબ રાખ્યું.

૧. આમાંના કોઈક કાગળ સરહદ આગળ પઠાણોની જડતી લેતાં સરકારે પકડેલા. પણ ત્યાં સુધીમાં વિહારીદાસે સરકારના વફાદાર સેવક બનીને તેની સાથે સમાધાન કરેલું તેથી સરકારે તેમની સામે કંઈ પગલાં ભર્યાં નહિ.

('૫૭ પછી અંગ્રેજ સરકારે દેશનો સીધો રાજવહીવટ હાથમાં લઈ રાજનીતિને સપાટાબંધ નવો વળાંક આપવા માંડ્યો. તે પહેલાં જ સન ૧૮૫૪માં સસ્તા અમલદારો અને કારકૂનો મેળવવાને મુંબઈની યુનિવર્સિટી સ્થાપીને અંગ્રેજી શિક્ષણ આ પ્રાંતમાં શરૂ કર્યું હતું. પણ '૫૮માં રાણીનો ઢંઢેરો દેશમાં પિટાયો ત્યારપછી વફાદાર રહેલા રાજા–મહારાજાને તેમજ તાલુકદારો અને ઈનામદારોને સરકારે કાયમની આપખુદ સત્તા આપીને તેમને રાજ્યના પાકા થાંભલા બનાવ્યા સન ૧૮૬૧ સુધીમાં કાયદાના સર્વોપરિ શાસનની પ્રતીતિ પ્રજાને કરાવવાને સરકારે હાઈકોર્ટો રચી અને કાયદા ઘડવાને, સરકારે જ નીમેલા હિન્દીઓ સમેત ધારાસભાઓ સ્થાપી. હિંદીઓને કંઈક વધારે ઊંચી નોકરીઓ પર નીમીને સુશિક્ષિત વર્ગને વફાદાર બનાવવાને સરકારે પ્રયાસ આદર્યો.)

વિહારીદાસ અંગ્રેજી ભણ્યા અને દેશભક્ત દાદાભાઈના જમાનામાં ઊછર્યા તેથી અંગ્રેજ સરકાર દેશમાં કાયમ થયાની પાકી ખાતરી થઈ ત્યારે તેની સાથે સમાધાન કરીને પોતાના કુટુંબની સ્થિતિ સુધારવાને તે પ્રવૃત્ત થયા. સરકાર પણ પ્રજાનાં દિલ ઠારીને રાજ્ય કાયમ કરવા ઇંતેજાર હતી. તેથી તેણે જૂના દેસાઈ કુટુંબની વફાદારી મેળવવાને વિહારીદાસને તેમની મજિયારી જમીન પાછી સોંપી નુકસાનીના વળતર પેટે થોડું સાલીઆણું બાંધી આપ્યું અને દાસરા તાલુકાના માળમાં બહોળી જમીન તેમને કાઢી આપી. વિહારીદાસે તેમાં ખેતી આદરીને ગામ વસાવ્યું, ને પિતૃઋણ અદા કરવાને તેનું નામ અર્જુનપુરા રાખ્યું. પછી સરકારે તેમને વતન કમિશનના સભ્ય નીમ્યા ને ૧૮૭૭માં રાણીના રજતમહોત્સવ પ્રસંગે તેમને દિલ્હી બોલાવીને રાવબહાદુરનો ઈલ્કાબ આપ્યો

દરમ્યાન ૧૮૫૭ના જ દસકામાં તેમના જ ઘરમાં બીજી એક મહત્વની ઘટના બની, તેની ઊંડી અસર નડિયાદના તેમજ કચ્છ–કાઠિયાવાડના અને સારા ગુજરાતના ઇતિહાસ પર પડી.

દેસાઈ કુટુંબના પુરોહિત ને આશ્રિત નાગર સૂર્યરામના અકાળ મૃત્યુ[1] પછી તેમના પુત્ર મનસુખરામ તેમની જ વયના, વિહારીદાસના જ્યેષ્ઠ પુત્ર હરિદાસના[2] ગોઠીઆ બન્યા. બાળપણમાં ગુજરાતી અને સંસ્કૃતમાં પ્રવીણ થયા પછી તેજસ્વી છતાં ગરીબ મનસુખરામ, દેસાઈ કુટુંબના પીઠબળથી પોતાનો નિર્વાહ કરતા. અંગ્રેજી શાળાના અભાવે હરિદાસને અંગ્રેજી ભણાવવાને તેમના પિતાએ ખાસ શિક્ષક રોકેલા તેની પાસે મનસુખરામ[3] પણ અંગ્રેજી શીખતા. તેમજ નડિયાદમાં જન્મેલા મણિભાઈ જશભાઈ અને મહુધાના રણછોડભાઈ ઉદયરામ પણ અંગ્રેજી ભણવા સાથે બેસતા. આ ચાર તેજસ્વી કુમારોની ગોઠડી નડિયાદના દેસાઈવગામાં રચાઈ તે જીવનભર કાયમ રહી ને ગુજરાત કચ્છ કાઠિયાવાડમાં નામાંકિત થઈ.

મનસુખરામ સન ૧૮૬૧માં મુંબઈ જઈ વધુ શિક્ષણ મેળવવા એલ્ફીન્સ્ટન કોલેજમાં દાખલ થયા. આંખની નબળાઈને લીધે તેમણે એ વરસમાં ભણવાનું છોડી દીધું. તે વખતે જામેલી બુદ્ધિવર્ધક સભામાં જોડાઈને તે મુંબઈના સુધારકો અને વિદ્વાનોના સંબંધમાં આવ્યા. ગોવર્ધનરામના દાદાની વેપારી પેઢીમાં જોડાઈને અને ૧૮૬૫ના શેર-સટ્ટામાં ઝુકાવીને તે પૈસાદાર થતા ગયા. એવામાં જ જૂનાગઢના દીવાન સુત ગોકુલજી ઝાલા સરકારી કામે મુંબઈ આવ્યા, ત્યારે તેમની સૂચનાથી

---

૧. સૂર્યરામના અવસાન પછી તેમનાં પત્ની ઉમેદકુમારીને રહેવાના ઘરના પણ સાંસા હતા તેથી તેમણે મારા દાદાના ઘરની એક ઓરડી ભાડે રાખી હતી.

૨. મનસુખરામ ને હરિદાસ બન્નેનો જન્મ સન ૧૮૪૦માં થયો હતો.

૩. થોડો વખત મનસુખરામ એક નાગર બાઈને ઘેર મહિને આઠ આનાના પગારે રસોઈ કરતા. એ બાઈનો બિભત્સ તેમનાથી સહેવાતો નહિ તેથી હરિદાસનાં માજીના તે લાડકા બન્યા ત્યારે તેમની જ શિખવણીથી એક દિવસ તેમણે દાળમાં વધારે મીઠું નાંખીને નોકરીમાંથી છુટકારો મેળવ્યો, ને બાકીનાં માજીને ઘેરથી જ કાચું સીધું મેળવીને તે રાંધી ખાવા માંડ્યું.



મનસુખરામ સૂર્યરામ ત્રિપાઠી

જન્મ : ૨૬-૫-૧૮૪૦ ] [ મૃત્યુ : ૩૦-૫-૧૯૦૭

બુદ્ધિવર્ધક સભાની ખાસ બેઠકમાં મનસુખરામે સંસ્કૃતમય ગુજરાતીમાં છટાદાર ભાષણ કરીને એ દીવાનનું દિલ જીતી લીધું. ત્યારથી તેમની સાથે મનસુખરામનો સંબંધ બંધાયો. અને સન ૧૮૬૬થી જૂનાગઢ રાજના સલાહકાર અને મુંબઈના એજન્ટ બનીને તેમજ સન ૧૮૭૭થી કચ્છના અને સન ૧૮૮૯થી ઇડરના પણ એજન્ટ નિમાઈને તે વધુ રાજસત્તા અને લક્ષ્મી પામતા ગયા.)

હરિદાસ કંઈ નોકરી કરવાને બદલે પિતાના આદેશથી અજુપુરા ગામનો વહીવટ કરવા ગયા. ત્યાં રહેતાં તે વખતના ખેડા જિલ્લાના કલેક્ટર પર્સિવલ સાથે તેમની ગાઢ મૈત્રી થઈ. તેથી પર્સિવલ જ્યારે ભાવનગર ખાતે ખાસ ફરજ પર નિમાયા ત્યારે સન ૧૮૭૦ના અરસામાં તેમણે પોતાની કચેરીમાં હરિદાસની નિમણૂંક કરી; તેની જ ભલામણથી સન ૧૮૭૬ થી ૧૮૮૨ સુધીમાં વઢવાણ, વાંકાનેર ને ઈડર રાજ્યમાં કારભારી તરીકે તે નિમાયા, ને છેવટે તેમના બુદ્ધિબળ ને બાહોશીથી ને મનસુખરામની લાગવગથી જૂનાગઢના દીવાન તરીકે સન ૧૮૮૩ થી ૧૮૯૪ સુધીમાં બે વાર નિમાયા. ૧૮૯૫માં તેમના અવસાન પછી તેમના ભાઈ સાનસાહેબે સન ૧૮૯૫માં અને ૧૯૦૨માં દીવાન બનીને અને નાનાસાહેબે છેવટનાં વરસમાં નવાબના ખાનગી મંત્રી નિમાઈને (દેસાઈ કુટુંબની સત્તા જૂનાગઢમાં કાયમ રાખી. કાદંબરીકાર છગનલાલ, ગોકુળજીના વંશજ મોતીભાઈ પંડ્યા વગેરે બીજા અનેક નાગરો પણ એ રાજ્યમાં વર્ષો સુધી ઊંચી પદવી પર રહ્યા.)

મણિભાઈ જશભાઈ બીજી રીતે આગળ વધ્યા. સન ૧૮૬૦ ના અરસામાં તલાટી–કારકુનની નોકરી કરવાને તે પ્રવેશક પરીક્ષા આપવા ગયા. પરીક્ષક કમિટિમાં નિમાયેલા સ્થાનિક મુનસફ ભોળાનાથ સારાભાઈએ મણિભાઈની અસાધારણ પ્રતિભા પારખીને તેને આગળ ભણાવવા તેના પિતાને સૂચના આપી, અને પોતાને અમદાવાદને ઘેર તેને રાખી ભણાવવાની ખુશી બતાવી. આથી મણિભાઈ એ અમદાવાદની હાઈસ્કૂલ

ને કૉલેજમાં ભણીને ૧૮૬૮માં સરકારી પરીક્ષા પાસ કરી. થોડાં વરસ અનેક સરકારી ખાતાંમાં નોકરી કર્યા પછી વડોદરાના અંગ્રેજ એજંટના દેશી મદદનીશ નિમાયા.)

(સન ૧૮૭૫માં મલ્હારરાવ પદભ્રષ્ટ થયા પછી તેમના કુટુંબના ત્રણ બાળકોને દક્ષિણમાંથી દત્તક પુત્રની પસંદગી માટે એક અંગ્રેજ અમલદાર લઈ આવ્યા. તેમની પરીક્ષા કરવાને મણિભાઈએ તેમને પૂછ્યું : "તમે અહીં કેમ આવ્યા છો?" એકે કહ્યું "સાહેબ લાવ્યા છે તેથી" બીજાએ એવો જ સાધારણ ઉત્તર આપ્યો. માત્ર સયાજીરાવે હિંમતભેર કહ્યું : "રાજ કરવા આવ્યો છું." મણિભાઈએ ખુશ થઇને તેની ભલામણ કરી. તેથી સયાજીરાવને ખંડેરાવની વિધવાએ દત્તક લીધા ને વડોદરાના રાજા બનાવ્યા. મણિભાઈની આ સેવા યાદ રાખીને નવા મહારાજાએ તેમને અનેક ખાતાંના ઉપરીપદે નીમ્યા ને છેવટે સન ૧૮૯૦ થી ૧૮૯૫ સુધી તેમને દીવાનની ઊંચી પદવી સોંપી. આ બધીએ નોકરી દરમ્યાન મણિભાઇએ રાજાની તેમજ પ્રજાની સંગીન સેવા કરીને ઘણી ઊંચી નામના અને માનમરતબો પ્રાપ્ત કર્યાં.

રણછોડભાઇની ને મનસુખરામની તો જુગલ જોડી ગણાતી, અમદાવાદની હાઈસ્કૂલમાં અભ્યાસ કરીને અને થોડો વખત તે શહેરમાં સરકારી નોકરી કરીને તે મુંબઈમાં એક વેપારી પેઢીમાં જોડાયા. ત્યાં રહીને "લલિતાદુઃખદર્શક" નામનું પ્રસિદ્ધ નાટક અને બીજાં પુસ્તકોના લેખક તરીકે તે નામાંકિત થયા સન ૧૮૮૮માં મનસુખરામની ભલામણથી તે કચ્છના દીવાન થયેલા. મણિભાઈ પણ કચ્છના દીવાન બે વાર થયેલા તેમાં મનસુખરામ કારણભુત હતા.

આ ચારે બાળમિત્રો પરસ્પર સહકારથી ધીમે ધીમે અનેક દેશી રાજ્યોમાં લાગવગ જમાવીને સત્તાશાળી ને શ્રીમંત થયા. દેખીતી રીતે મનસુખરામ સૌથી વધારે ઉસ્તાદ મુત્સદ્દી હતા. તેઓ કદી કોઈ રાજ્યની નોકરી કર્યા વિના મુંબઈનું કેન્દ્રસ્થાન સાધીને જ અનેક રાજ્યોના

એજંટ ને સલાહકાર રહ્યા. દીવાન થવાને બદલે દીવાન બનાવવાનો જ ધંધો તે કરતા. દીવાનોને ને તેમનાં રાજ્યોને વર્તમાનપત્રોમાં છાવરીને સરકારમાં ઊજળા દેખાડવાનું કામ મનસુખરામ કરતા. અને એજન્સીનો તેમનો ધીકતો ધંધો તેમના દીવાનમિત્રો કાયમ રાખતા. તેમના માનીના માણસોને આ ચારે મિત્રો રાજ્યોમાં રોકીને ન્યાલ કરતા. ગુણ અને સ્વભાવમાં ભિન્ન હોવા છતાં તેમણે ઓગણીસમી સદીની છેલ્લી પચીશી દરમ્યાન એકંદરે વડોદરા કચ્છ ને કાઠિયાવાડના રાજવહીવટ પર અપાર સત્તા જમાવેલી.)

મહાગુજરાતમાં તો આ ચતુષ્ક્ય સહેજે નામાંકિત થએલું. પણ ટિળક જેવા પૂનાના રાજપુરુષની સખ્ત ટીકાને પાત્ર તે બનેલું, એ નવાઇભરેલું લાગે છે.(એમ જણાય છે કે મનસુખરામ ને તેમના સાથીઓ, વકીલ ફિરોઝશા મહેતાને તેમજ દેશભક્ત દાદાભાઈ તથા મંચેરશા ભાવનગરીને[1] દેશી રાજ્યોમાંથી ભરપટ્ટે નાણાં અપાવતા. આવા માણસોને મદદ મળતી જોઈને દેશભક્ત ટિળકે પણ મનસુખરામ પાસે મદદની આશા રાખી હશે. તે ન મળવાથી કે ઉગ્ર રાજકીય મતભેદને લીધે ટિળકે આ "ચંડાળ ચોકડી" પર "કેસરી" માં સખ્ત પ્રહાર કર્યા. અલબત્ત, તેનો સુયોગ્ય ને સણસણતો જવાબ હરિદાસે તરતજ આપ્યો. આ ઉપરથી નડિયાદમાં સાથે એકડા ઘૂંટીને આગળ વધેલા આ ચાર બાહોશ મુત્સદ્દીઓએ મુંબઈથી કચ્છ સુધીનાં અનેક રાજ્યોમાં જે સર્વવ્યાપી રાજસત્તા જમાવી હતી તે પરખાય છે.

આ ચારેમાં વયોવૃદ્ધ મનસુખરામ મુંબઈના મધ્યસ્થસ્થાને રહી અંગ્રેજ સત્તાધીશોને પ્રસન્ન રાખતા અને રાજાઓ તેમજ દીવાનોને ક્વચિત રિઝવતા ને ખીજવતા, ક્વચિત દબાવતા ને નચાવતા. તેમનાથી નાના નડિયાદના સાક્ષરો ને મુત્સદ્દીઓ પર તો તે અપાર વર્ચસ

૧. તે કાળમાં ભાવનગરી નામના પારસી ગૃહસ્થ લંડનમાં રહીને અંગ્રેજના વફાદાર હિન્દી રાજપુરુષ તરીકે પ્રચાર કરતા.

ધરાવતા. ગોવર્ધનરામ ત્રિપાઠી સાહિત્યકાર તરીકે વધારે પંકાયા છતાં પણ વડીલ મનસુખરામને તેઓ ભાણાકાકા કહીને હમેશાં તેમની આમન્યા રાખતા. તેમની ભીડ ભાગવાને મનસુખરામે તેમને થોડાં વરસ ભાવનગરમાં ગોઠવેલા અને પછી દેશી રાજ્યોનાં કેસટનાં કામ સોંપી ખટાવેલા. દોલતરામ પંડ્યા અને છગનલાલ પંડ્યા મુંબઈમાં મનસુખરામને ઘેર રહીને કૉલેજમાં ભણેલા. તેમની ભલામણથી દોલતરામ લુણાવાડાના દીવાન નિમાયા ને છગનલાલે દાયકાઓ સુધી જૂનાગઢમાં ઊંચો અધિકાર ભોગવ્યો. મણિલાલ દ્વિવેદી પણ મનસુખરામને વડીલ ગણી મળવા જતા, ને તેમની ભલામણથી ભાવનગરની કૉલેજની નોકરી ને વડોદરા રાજનું લેખન કાર્ય મેળવી શકેલા.

મનસુખરામે અને હરિદાસે દેશી રાજ્યોમાં સત્તાના દરવાજા ખોલી આપ્યા તેનો લાભ લઈને નડિયાદના અનેક દેસાઈઓ અને નાગરો કેટલાંયે રાજ્યોમાં દાખલ થઈને સત્તાધારી ને શ્રીમંત બની ગયા. હરિદાસ છેવટે સરકારી અફીણ કમિશનના સભ્ય તરીકે કામગીરી બજાવીને ૧૮૯૫માં અવસાન પામ્યા. તે પછી પણ વયોવૃદ્ધ મનસુખરામની રાહબરી નીચે નવી સદીના આરંભકાળ સુધી મહાગુજરાતનાં દેશી રાજ્યોમાં નડિયાદના મુત્સદ્દીઓએ લગભગ એકહથ્થુ સત્તાનો ઇજારો ભોગવ્યો.

મનસુખરામ ને હરિદાસના જૂથથી તદ્દન સ્વતંત્ર રીતે પંકાયેલા એક બાહોશ નરરત્ને નડિયાદના જીવનમાં નવો રંગ પૂર્યો હતો. તે હતા નાગર સાહિત્યકાર ને રાજપુરુષ ઝવેરીલાલ યાજ્ઞિક (૧૮૩૬–૧૮૯૭). મનસુખરામથી ચાર વરસે મોટા ઝવેરીલાલ, મુંબઈમાં એલ્ફીન્સ્ટન કૉલેજમાં ભણીને ત્યાં જ શેરબજારમાં ધંધો કરતાં, સન ૧૮૬૫ના શેરસટ્ટામાં સારું કમાયા ને મુંબઈના દરિયામાં પથ્થર પૂરવાનો કંટ્રાક્ટ મેળવીને પણ સારા પૈસા મેળવ્યા. સુનંદા કૉંગ્રેસી આગેવાનોને પંથે પળીને તે એક પાસ સારી કમાણી કરતા ને બીજી પાસ અંગ્રેજ સરકારના નવા મહેસૂલી વહીવટ, સ્થાનિક સ્વરાજ વગેરે ખાતાના

કાયદા ને વહીવટનો બારીક અભ્યાસ કરીને પ્રજાકીય દૃષ્ટિથી "ટાઇમ્સ ઑફ ઇન્ડિયા" વગેરે પત્રોમાં સરકારની વિનયી ટીકા કરતા. પરિણામે વફાદાર ટીકાકાર તરીકે તે સરકારની અનેક કમિટીઓમાં નિમાયા ને પ્રજાના સેવક તરીકે પહેલી વાર નવી ધારાસભામાં ચૂંટાયા. મુંબઈની યુનિવર્સિટીના ફેલો અને જે. પી. તરીકે, ઑનરરી મેજિસ્ટ્રેટ ને શેરીફ તરીકે નિમાઈને તે મુંબઈમાં ઉજ્જ્વળ કીર્તિ પામ્યા. અંબાલાલ સાકરલાલની કક્ષાના વહેવારિક અર્થશાસ્ત્રી હોવાથી તેમણે નડિયાદમાં રેલ્વેનું સ્ટેશન બંધાયા પછી પહેલી કાપડની મિલ સ્થાપીને શહેરની ઔદ્યોગિક ક્રાંતિનો પાયો નાખ્યો. થોડાં વરસમાં અંબાલાલ સાકરલાલની માફક તેમની મિલ ફડચામાં ગઈ ત્યારે તેને ભાવનગરના મનોહર હરખાએ ખરીદીને ચાલુ રાખી.

ઝવેરીલાલ અને મનસુખરામે અંતકાળ સુધી મુંબઈમાં જ રહીને નડિયાદના તેમજ અનેક રાજ્યોના જીવન પર ઊંડી છાપ પાડી. નડિયાદમાં તો ગઈ સદીની આખરે 'ભાઉ સાહેબ'ના લાડીલા નામથી ઓળખાતા વિહારીદાસના કુટુંબનું જ વર્ચસ રાજ અને પ્રજામાં જામેલું. તેમણે ત્રણ ખુણાની ટોપી પહેરનાર અંગ્રેજનો વિશ્વાસ ન કરવાની શીખ કુટુંબીઓને આપેલી. કોઈ ગઢવી પાસે સરકારવિરોધી કાવ્યો પણ લખાવેલાં છતાં ધીમે ધીમે અજુભાઈના બંડની અને તાત્યા ટોપેના સંસર્ગની અસર ભૂંસાઈ ગઈ અને સરકારના ચુસ્ત વફાદાર સાગરીત તરીકે દેસાઈ કુટુંબ પંકાયું. વળી (સ્વામી વિવેકાનંદ[1] જેવા વિરલ

૧. સુપ્રસિદ્ધ સ્વામી વિવેકાનંદ શિકાગોની સર્વધર્મ પરિષદમાં ગયા તે પહેલાં ને પછી તેમનો હરિદાસ અને દેસાઈ કુટુંબ સાથે ગાઢ સ્નેહસંબંધ હતો. હરિદાસ પર લખેલા કાગળોમાં તેમણે હરિદાસના કાર્ય અને ચારિત્ર્યની પ્રશંસા કરી છે એ નોંધપાત્ર છે. ધાર્મિક પરિસ્થિતિ વિષે લખતાં ખાવાપીવા અને ન્હાવા વિષે જ્ઞાતિધર્મનું અને વેદના અજ્ઞાણ હરામખોર બ્રાહ્મણોનું જે પ્રાબલ્ય મુંબઈમાં તેમણે જોયું તેની સખ્ત ટીકા તેમણે કરી છે. વળી, શ્રીમંતો, અમીરો, જમીનદારો અને ધર્મગુરુ-

સંન્યાસીને સહાય આપીને અને ઉત્તમ સાહિત્યકારોનું સન્માન કરીને દેસાઈઓ પ્રજાજનોમાં પણ ઊંચું સ્થાન સાચવતા.

એ જ કાળમાં અંગ્રેજ રાજકર્તાઓ પણ પોતાનું રાજ સ્થિર કરવાને નવી હાઈકોર્ટની સાથે કૉલેજો ને હાઈસ્કૂલો સ્થાપતા ગયા, તાર ટપાલ ને રેલવેના જ વહેવાર વધારતા ગયા, તેમજ મ્યુનિસિપાલિટીઓ, લોકલ બોર્ડ ને ધારાસભા ખિલવતા ગયા. આ સંસ્થાઓની અસર નીચે અંગ્રેજી કેળવણી પામેલો એક નવો મધ્યમ વર્ગ ગુજરાતમાં તેમ નડિયાદમાં જામતો ગયો ને અઢળક પરદેશી માલના નવા વેપારીઓ પણ વધતા ગયા.

પણ પ્રજાના મહારથીઓના મનસૂબાથી અને સરકારી નીતિથી કોઈ અલગ રીતે જ પ્રજાજીવનનો જૂગજૂનો પ્રવાહ વહેતો તેથી હવે નડિયાદની[૧] પૂરી પિછાન કરવાને શહેરની અને તેના વતનીઓની રોજિંદી સિકલ પર નજર કરીએ.

---

ઓએ ગરીબ ખેડૂતોનું અને પ્રજાનું લોહી ચૂસીને તેમને ગુલામ બનાવ્યા, અને તેની સામે બંડ પોકારવાને બંગાળના મોટાભાગના ખેડૂતોએ મુસલમાન બનીને હજાર વરસ સુધી વળતું વેર લીધું છે.— એ વિધાન આજે ઘણાં જ બોધદાયક લાગે છે. બધા પત્રોમાં ગરીબ અને દલિત જનતાને કેળવણીના અને ધર્મના સંસ્કાર આપીને તેમનો ઉદ્ધાર કરવાનું તે લખે છે—એવું નડિયાદના તેમના કોઈ સનાતની સાક્ષર પ્રશંસકોએ તે જમાનામાં લખ્યું નહિ એ પણ નવાઈભરેલું લાગે છે. (જુઓ Letters from Swami Vivekanand to Mr. Viharidas Desai, પ્રથમ આવૃત્તિ, પૃ. ૩૭)

૧. નડિયાદ નામની વ્યુત્પત્તિ નિશ્ચિત થઈ નથી. છતાં સાહિત્યકારો શહેરના મૂળ નામ તરીકે નટપુર કે નટપ્રદને ઘટાવે છે. નટ લોકોએ આ નગર વસાવ્યાની કંઈ હકીકત મળતી નથી. છતાં ઉંત્રીસ સદીમાં દેસાઈઓ અને નાગરોએ મળીને રાજકારણમાં ચમત્કારિક નટવિદ્યાના અજબ ખેલ મહાગુજરાતની રંગભૂમિ ઉપર ખેલ્યા હતા એની કોણ ના પાડશે!

## ૨. નડિયાદની સિકલ

**અસલથી** નડિયાદ ખેતીપ્રધાન ગામ ને કેન્દ્રીય બજાર હતું. કાળક્રમે તે વધીને ખેતીના કાચા માલનું અને કારીગરોના ઉત્પાદનનું ચરોતરનું સર્વશ્રેષ્ઠ વેપારી નગર બની ગયું. ઇતિહાસકાળમાં નડિયાદની મધ્યમાં ઊંચામાં ઊંચી સપાટી પર "મોગલકોટ"[1] બાંધવામાં આવેલો ને ત્યાં પરગણાની કચેરી સ્થપાયેલી, ત્યારથી તે રાજસત્તાનું ધામ પણ બન્યું હતું.

નડિયાદના નામાંકિત દેસાઈઓ અને પાંચપટ્ટીના પાટીદારો,[2] નાની મોટી પોરના કણબીઓ અને બારૈયા ક્ષત્રિયો, રાજપૂતો ને મુસલમાનો—એ સર્વે ખેડૂતો માઈલો સુધીની નડિયાદની બહોળી જમીન ખેડતા. તેઓ ધાનના ઢગલા પકવતા તેમજ ભરપૂર કપાસ, તમાકુ, મહુડા, શેરડી, ભીંડી વગેરે બજારુ માલ નિપજાવતા. ગળીની ખેતી પણ કંઈક પ્રમાણમાં ગઈ સદીમાં થતી, ને તેના છોડ કહોવડાવી તેમાંથી રંગ કાઢવાના કુંડ ભાવસારવાડમાં હતા. આ બધી પેદાશના આધારે ખેડૂતોની સુખ-

---

૧. તે કોટના ચોગાનમાં ગુજરાતી શાળાના અસલી મકાનમાં ન્યાયની અદાલત ગઈ સદી સુધી ચાલતી હતી.

૨. કાકરખાડપાટી, કિલ્લેદાર ને અલ્હાદની પાટી, લખા પટેલની (લખાવાડની) પાટી, દેસાઈવગાની—ખેતા પટેલની કે—ચકલાશી પાટી ને હીરજી રતનજીની પાટી.

સમૃદ્ધિ જામતી. વળી, કપાસને પીલીને કાંતવા-વણવાના, તમાકુની ખળીઓના, બીડીઓ વાળવાના, દોરડાં ભાગવાના ને રંગ બનાવવાના એવા વિવિધ ઉદ્યોગ પણ જામેલા હતા. તેમાં હજારો સ્ત્રીપુરુષો ઘર આંગણે કામ કરીને સારી રીતે જીવન નિર્વાહ કરતાં.

આ સદર શહેરની નવ ભાગોળે[1] આવેલા નવ દરવાજાનાં અને બજારનાં નામ પરગણાનાં નવાણું ગામ અને દૂર દેશાવર સાથે નિયમિત ચાલતા બહોળા વેપારનું મહત્વ સૂચવતાં. દરેક ભાગોળના નામ પરથી તે વાટે આવતાં બીજાં અનેકાનેક ગામ અને નગરનો સંબંધ સાનમાં સમજાતો. દાખલા તરીકે ડભાણભાગોળ ખેડા, ધોળકા ને સૌરાષ્ટ્રની વાટ બતાવતી, ત્યારે અમદાવાદી દરવાજો તે નગરની પારના પ્રદેશની ને રસ્તામાં આવતા મહેમદાવાદની દિશા બતાવતો. આ ધોરી માર્ગે ચરોતરનાં ગામ અને અમદાવાદ, સૌરાષ્ટ્ર ને માળવા સાથે નડિયાદીઓ મોટો વેપાર ખેડતા તેમજ ખંભાત ને દહેવાણના બંદરેથી ભરૂચ, સુરત ને દરિયાપારના પ્રદેશ સાથે અઢળક માલની આયાતનિકાસ પણ તે કરતા.

ખેતી ને ઉદ્યોગ નડિયાદને જીવન સાધન આપતાં. પણ ચરોતરના ને દૂરના પ્રદેશની વચ્ચે માલસામાનનો વિનિમય સાધીને જ આ નગરે અઢળક ધનસંપત્તિ પ્રાપ્ત કરી. ગઈ સદીની આખર સુધી નડિયાદથી કપાસ ને કાપડ, બાસ્તો ને મલમલ, દોરડાં ને વાસણ, તમાકુ ને કાચી ખાંડ ભરપટ્ટે નિકાસ થતાં. એ ઉપરથી વણાટના, તમાકુના અને ખાંડના ઉદ્યોગની જાહોજલાલી પરખાય છે. કાચ ને સાબુ તો કપડવણજથી આયાત થતાં—જો કે નડિયાદના મુસલમાનો પણ થોડો સાબુ બનાવતા. ખાસ આશ્ચર્યની વાત એ છે કે તે વખતે નડિયાદમાં કરિયાણું, દવા,

---

1. ડભાણભાગોળ, પીજ૦, ડુમરાલ૦, કોળીવાડા૦, ચકલાશી૦, સલુણ૦, મરીડા૦, બીલોદ્રા૦,ને અમદાવાદી ભાગોળ. આ ભાગોળે નવ તલાવ આવેલાં છે. કંડ૦, રતન૦, સેર૦, ખેતા૦, ભૂમેશ્વર૦, નાનાકામનાથ૦, કાળકામાતાની તલાવડી૦, હદેવાળ ને મલાવ.

ગુંદર ને રંગની સાથે અનાજ પણ આયાત થતું. વળી ઘી ને મહુડાં, લાકડું ને દારડાંનો ધીકતો વેપાર પણ નડિયાદમાં ચાલતો.

આવો અનેકવિધ માલ દેશાવરથી આયાત કરતાં અને અઢળક માલની નિકાસ કરતાં, નડિયાદના વેપારીઓ બે બાજુથી બેડો નફો કરતા. વળી જે નગરમાં રોજ ને રોજ ચારે દિશાએથી સેંકડો—કવચિત હજારો—ખેડૂતો ને વેપારીઓ કચેરીના અને બજારના કામે આવતા તેઓ મીઠાઈ ને ચવાણું ખરીદતા, જોડા અને કપડાં પણ સિવડાવતા, ઘર માટે લાકડું અને લોઢું ઘડાવતા, સોના ચાંદીના દાગીના કરાવતા, ચૂડી-ચૂડા પણ ખરીદતા, તે કપડાં રંગાવતા ને છપાવતા. આવા ગામડી ઘરાકો રોજ આ શહેરમાં આવીને ગાડાબંધ માલ બજારમાં વેચતા તેમ અઢારવરણના કારીગરોને અને વેપારીઓને પોષતા. મોટા મેળા કે તહેવારને દિવસે તો વિરાટ મેદની ગામડેથી શહેરમાં ઊલટતી ત્યારે નડિયાદીઓને તડાકો પડતો.

આમ નડિયાદના ચતુર વેપારીઓ પેઢી દર પેઢી તાલેવાન થતા ગયા. તેમના ઘરના માળ પર માળ બંધાતા ગયા ને ધનના ભંડાર જામતા ગયા. મરાઠા કાળમાં જામેલી અંધાધૂંધીથી અને રાઘોબાની ને બાબીની કારમી લૂટથી નડિયાદ ભાંગી ગયેલું. પણ ભૌગોલિક ને આર્થિક સંયોગોને લીધે અંગ્રેજોના કાળમાં શાંતિ સ્થપાતાં થોડા દાયકામાં પાછું નડિયાદ તરતું થઈ ગયું.

ગઈ સદીમાં અમદાવાદમાં રૂ કાંતવા વણવાનાં જંગી કારખાનાં સ્થપાયાં તેથી નડિયાદનો કાંતણ ઉદ્યોગ છેક પડી ભાંગ્યો, પણ વણાટની શાળો કામ કરતી ચાલુ રહી હતી. વળી સન ૧૮૮૮માં નડિયાદને પાદરે રેલગાડી આવી તેથી પરદેશી માલની ધુમ આયાતથી કેટલાક હાથકારીગરીના ઉદ્યોગને નુકસાન થયું ત્યારે સદીઓથી જામેલા વેપારીઓએ રંગબેરંગી પરદેશી માલની દલાલીનો નવો ધંધો સર કર્યો.

રેલ્વે કાળના પહેલા દશકામાં હું નડિયાદના રસ્તા ને બજારોમાં

ટહેલવા લાગ્યો તેથી આજની નજરે વિલક્ષણ લાગતા તે કાળના શહેરનાં કંઈક દશ્યો નિહાળીશું.

તે વખતે રેલગાડીથી તો લોકો ટેવાઈ ગયા હતા; જો કે બાળપણમાં સંભળાતું કે પહેલી વાર ડબ્બા લઈને ઍંજિન આવતાં તેને નવાં દેવદેવી ગણીને લોકો ફૂલહારથી વધાવતા ને તેની આગળ નાળિયેર વધેરીને પગે લાગતા.

સ્ટેશનથી ગામ તરફ જતાં ડાબી બાજુએ આજની સરકારી કચેરી તો હતી, પણ જમણી બાજુએ હાલની જેલ ને ટાવરની જગાએ ઠેઠ રતનતળાવ સુધી વિશાળ ખુલ્લું મેદાન હતું. તેના પર ઋતુ ઋતુનાં ખેતીનાં અનાજ ને કેરી વગેરે ફળનાં સેંકડો ગાડાં સવારે છૂટતાં અને સાંજે શહેરના વિદ્યાર્થીઓ ને જુવાનો મોટાં વડનાં ઝાડ પર આંબલી પીપળી જેવી જૂની રમતો ને ક્રિકેટ રાઉન્ડર્સ જેવી નવી રમતો મોજથી રમતા. વચમાં આવેલા જંગી કૂવાના થાળા ઉપર બેસી બધા ઠંડા પહોરની વાતો કરતા, ને પાણી પીને વિસામો લેતા. ડભાણ ભાગોળે હાઇસ્કૂલની બોર્ડિંગ બંધાવા લાગી ત્યારે પણ રાણીબાગ આગળ હાલના સરકારી બંગલા ને તેલ કંપનીઓએ રોકેલું વિશાળ ચોગાન સાવ ખુલ્લું હતું, તેથી ત્યાં પણ જુવાનીઆ રમતો રમી કલ્લોલ કરતા.

આ કાળમાં મોટરોનું નામ નહિ. ફક્ત છપ્પનીઓ કાળ પડ્યો ત્યારે એક ગોરો સાહેબ કદાચિત સાંકડા રસ્તા ઉપર મોટર સાયકલ દોડાવી લોકોને ચમકાવતો બાકી તો બધી ભાગોળે બજારના રસ્તા ઉપર ને પોળોમાં, ઠામઠામ માલ વહેતાં કે વેચતાં બળદગાડાંનું જ સામ્રાજ્ય હતું. કોઈક શ્રીમંતો મોટાં સિગરામ ને બળદ જોડી દૂર ગામડે જતા. નાના વેપારીઓ બળદના એક્કા કે ડમણીઆંમાં સવારી કરતા, ત્યારે ઘોડાની બગીમાં ફરનારા શ્રીમંતો તો કોઈક જ હતા.

ગાડાંથી બીજે નંબરે ભેંસ ને ગાયની મોટી વણઝાર શહેરમાં મ્હાલતી, કાકરખાડ ને લખાવાડના પટેલો ને બીજા ખેડૂતો ઘેર ઘેર

બે બળદ ને વધારે ભેંસો રાખતા. તેની કાળી ભમ્મર હારમાળા સવારે ને સાંજે હળવી ગતિથી ડોસની તલાવે પાણી પીવા જતી આવતી તેને જોઈને બાળકો હરખાતાં. એથીયે વધારે રબારીઓની ગાયો સારા શહેર ને બજારમાં નિરાંતે ફરતી કે બેસતી ત્યારે ખાસ કાઢી રાખેલું 'ગમાણુક' લોકો શ્રદ્ધાથી તેને ખવડાવતા ને તેનું પૂછડું આંખે લગાડીને પાવન થતા.

નડિયાદમાં મોટામાં મોટું અમદાવાદી બજાર હતું. તે વખતે ત્યાં કંઈ હોટલો નહોતી. માત્ર કંદોઈઓ અને લેવાઓ હારબંધ દુકાનોમાં બેસીને ખુલ્લી કઢાઈઓમાં માવો લસોટતા, પતાસાં પાડતા ને ભાતભાતની મીઠાઈઓના ને સેવ ચવાણાના ઢગ સફાઈથી ખુમચામાં ગોઠવીને વેચતા. લગભગ તેમની બાજુમાં જ પાંચસાત ચોરસ ફૂટની બંધીઆર કોટડીઓ આગળ તેવડા જ ખુલ્લા ઓટલા ઉપર દુકાનો માંડીને શ્રીમંત શરાફો અને નાણાવટીઓ બાબાશાહી[૧] ને કલદાર (અંગ્રેજી) રૂપિયાના ઢગ અજબ સિફતથી પારખતા અને ખખડાવતા. તેમ જ મોટી કોથળીઓની જુદી જુદી ખેવડમાંથી નોટો ને નાનુંમોટું નાણું કાઢીને તે ઘરાકો સાથે લેવડદેવડ કરતા. બાકી અહીં શાકભાજીની ને ઋતુનાં ફળની જૂજ દુકાનો હતી. સંતરાં, મોસંબી, કેળાં, વગેરે તો મુંબઈમાં જ મળતાં—અહીં વેચાતાં નહિ.

અમદાવાદી બજારથી કંથારીઆ ચકલા તરફ જાઓ તો મોચી વાડમાં હારબંધ દુકાનોમાં બેસીને આ લત્તાના મોચીઓ દેશી જોડા સ્લીપર બૂટ વગેરે પગરખાંનું માપ લઈ બનાવવાનો ધંધો કરતા. તે વખતે તૈયાર બૂટનું નામ જ નહિ, ને ચંપલને કોઇ પિછાનતું નહિ. તેથી શહેરનાં અને ગામડાનાં પગરખાં બનાવવાનો ઇજારો આ મોચી

---

૧. પહેલા પ્રતાપી ગાયકવાડ નરેશને લોકો બાબાજી કહેતા ને, તેમના દીવાનનું નામ પણ બાબાજી હતું તેથી ગાયકવાડી રૂપિયા બાબાશાહી કહેવાતાં. તેનું ચલણ વડોદરા રાજ્યની બહાર સન ૧૯૦૧થી બંધ થયું.

ધરાવતા. ચામડાં કેળવવાથી માંડીને જોડી ઘરાકને પહેરાવવા સુધીનો ને તે સમારવાનો ધીકતો ધંધો સહકુટુંબ તે ઘરમાં બેસીને કરતા.

અમદાવાદી બજારથી સ્વામીનારાયણના મંદિર તરફ ચાલવા માંડો કે હારબંધ દોશીવાળીઆના નામથી પંકાતા કાપડીઆની દુકાને, શહેર ને ગામડાંના લોકો ધોતિયાં, સાડી, સાલ્લા ખરીદતા દેખાતા. કાતરની કચકચ ને કપડાંનાં ચિરાડાના અવાજ ત્યાં નિરંતર સંભળાતા.

ત્યાંથી સાંચ બજારને રસ્તે આગળ ચાલતાં ભાવસારવાડના રસ્તાની બન્ને બાજુએ સાનદશ ચુડગરોની સરણુના સરડ સરડ અવાજ સંભળાતા. કચકડાના અને સીસમના માપસર કાપેલા બે ત્રણ ઇંચ જાડા ચોરસ ટુકડાને કારીગરો સંઘાડાની શાક પર ચઢાવીને તેમાં ભેરવેલી કામઠી આગળ પાછળ ઝપાટાબંધ એક હાથે ફેરવતાં ને બીજા હાથમાં રાખેલી કાનસ તે લાકડામાં દબાવીને એક પછી એક ચુડીઓ ને ચુડા ઉતારતા, અને તેની પર સોનારૂપાની પાતળી ચીપો જડતા. પણ પંદર વીસ વરસથી લોકરુચિ બદલાતાં ને પ્લાસ્ટિકના કંગનનો પ્રચાર થતાં હવે ભાવસારવાડમાં એક અને સિંદુરીપોળ આગળ બે દુકાનો જ રહી છે. તે માત્ર હાથીદાંતની ચૂડી, કંકણ, ખાક, મોનોગ્રામ વગેરે સંઘાડા પર ઉતારે છે. તેના પર ચીપો જડવાનું કામ હવે સોનીઓ કરે છે. લગન પ્રસંગે જોઇતાં કાચનાં હાથકંકણ તો પહેલાંની માફક હજી પણ કપડવણજથી આવે છે.

પછી સરીઆમ રસ્તે છેક મોગલકોટ સુધી ને બીજી બાજુ એ હાલના ધર્માદા દવાખાના સુધી છીપાઓની દુકાનો ધ્યાન ખેંચતી. કાપડના મોટા તાકા જે સાડીઓ–સાલ્લા રસ્તા પર બે થાંભલીઓ પર ટીંગાડીને તેને વિવિધ રંગમાં બોળેલા બ્રશથી છીપા રંગતા, બીજા કેટલાક લાંબી પાટ પર કપડું પાથરીને તેના પર જાતજાતના વિવિધ રંગમાં બોળેલાં બીબાં સપાટાબંદ દબાવતા ને સળંગ લાઇનદોરીમાં, ભાતભાતની છાપ ઉઠાવતા. કપડું છપાઈ રહે એટલે તરત તેને રસ્તા

પર જ સૂકવાતું. ગોગલકોટમાં સરકારી હાઈસ્કૂલ સામે જેચંદ ભાવસારના મોટા ડહેલામાં રંગ બનાવવાનું ને કપડાં વણવાનું, રંગવાનું ને છાપવાનું મોટું કારખાનું ચાલતું. ત્યાં ગામના પટેલો ને જુવાનીઆના અખાડા જામતા. આ છીપાઓનાં બીબાંની ટપટપ આજે સંભળાતી નથી અને સરીઆમ રસ્તા પર આવાં છાપેલાં કપડાં સૂકાતાં નથી.

સાંથ બજારમાં પીપળાના ઝાડની આસપાસ ખુલ્લા ઓટલા પર તાજું શાકભાજી કાછીઆ વેચવા બેસતા. એ ભરબપોરે શાકબજારમાં બધી કોમના ઘરડા ને જુવાનીઆનો રોજ સવારે મેળો જામતો. ત્યાં રોજની ખબર અંતર બધા મેળવતા ને ગામગપાટાની રમઝટ ઉડાવતા. પણ હાલમાં તે મશહૂર સાંથપીપળો એક નવા મકાનથી ભીડાઇ ગઈ છે, ને એ બજારની યાદગીરી જ ભુંસાઇ ગઈ છે.

ત્યાંથી કંસારવાડ તરફ જાઓ તો તેના એક છેડાથી બીજા છેડા સુધી આજની જેમ કંસારાઓનાં ટાંકણાં ને હથોડાની ટચટચ ને ધબાધબ સંભળાતી. પણ તે વખતે તાંબાપિત્તળનાં જંગી ટકાઉ ને વજનદાર વાસણ–કડાઈઓ ને તપેલાં, બખડીઆં ને પવાલાં સેંકડો માણસોની રસોઈ માટે બનતાં. કારખાનાના કોઇ માલને અભાવે નાનાં બેડાં, પવાલીઓ વગેરે બધું હાથે જ બનાવાતું. આજે મોટાં વાસણ જવલ્લે જ બને છે ને કારખાનાંના તૈયાર માલને ટોચા મારીને જ કંસારા ઘરાકોને વેચે છે.

તે વખતે સુથાર ને લુહાર, ધોબી ને હજામ સ્વતંત્ર ધંધો કરતા. નડિયાદના પ્રખ્યાત મિસ્ત્રીઓ (વિશ્વકર્મા) 'રાજવલ્લભ' ગ્રંથનો અભ્યાસ કરી સુંદર મકાન બાંધતા. મકાનો માટે જોઈતી સાંકળો મિજાગરાં ને કડાં કડીઆ લુહારો જ બનાવતા. તેથી લુહારની ધમણ ને ઘણના ધડાકા ગામમાં ઠામઠામ સંભળાતા. ગોલાના ખાણીઆ ને સાંબેલાંનું સંગીત કોઇ કોઈને ઘેર ને ગોલવાડમાં સંભળાતું. પતરાં ને બેંગલોરી નળિયાંના જૂજ વપરાશને લીધે કુંભારના ચાક જોરમાં ચાલતાં.

ઘાંચીઓની ઘાણીઓના ચરડ ચરડ અવાજ ઠામઠામ સંભળાતા. પરોઢીએ ઘેરઘેર નરસિંહ મહેતાનાં પ્રભાતીઆંની સાથે દળવાની ઘંટીના મધુર સૂર શેરીઓની જનતાને જાગૃત કરતા.

તે વખતે વણકરોના નવાવાસમાં ઉસ્તાદ મુસલમાન સાળવીઓ બારતો ને મલમલ, જાડાં ધોતિયાં ને સાલ્લા, રેશમી ને સુનરાઉ ચંદ્રકળા અને ખેડૂતોના બરનું અનેકવિધ કાપડ વણતા. નડિયાદનાં પંકાયેલાં નાડાં વણીને નહિ પણ ગૂંથીને કારીગરો બનાવતા. આજે કાળબળે મોટા ભાગની શાળો બંધ થઈ ગઈ છે અને બાકીની ક્વચિત જોરમાં ને ક્વચિત ધીમી ગતિથી ચાલે છે.

અછૂત વર્ગ પૈકી થોડાક જ ઢેડ શાળ ચલાવતા ને બાકીના ઘરની ખેતી કે ખેતમજૂરી પર નભતા. ભંગીઓ સુધરાઈના નોકર તરીકે રસ્તા ને જાજરૂ સાફ કરતા ને પરચુરણ મજૂરી પર જીવતા. ચામડીઆ ઢોરને ચીરીને પરાપૂર્વના કુંડમાં ચામડું પલાળી રંગી સાફ કરતા ને ખેતીના કોસ વરત બનાવતા.

અમારા લત્તામાં ચામડીઆ ને ઢેડ વણકર, સૂપડાં ને જાડું માદર—પાટ વેચવા આવતા તેના પર જરા પાણી છાંટીને લોકો ખરીદતા અમારાં ઘરમાં દટણ જાજરૂ હોવાથી ભંગી સ્ત્રીપુરુષો બાળકોનું મેલું અને શેરીનો કચરો સાફ કરવા જ રોજ આવતાં ને તે પેટે વારતહેવારે દાણા અને રાંધેલું ધાન તે મેળવતાં. આ બધા લોકોને ન અડકાય-અડકાય તો નહાવું પડે—એમ નાનપણથી સર્વેને શિખવાતું.

પ્રજાના અર્થકારણમાં વાઘરીઓ પણ સારું સ્થાન ધરાવતા. અસલનો શિકારનો ધંધો તો થોડા જ કરતા. દરેક ઋતુમાં શાકભાજી ને ફળફળાદિ પકવવાનો, સાચવવાનો ને વેચવાનો ધીકતો ધંધો તે કરતા. શિયાળામાં ખેડૂતો ઝાડ કાપીને શહેરમાં લાકડાની હેલો ભરી લાવે તેને ચીરવાની ને ભારે ગુણ ને બોજા ઉપાડવાની સખત મજૂરી પણ તે કરતા.

બાકી, ભાટ લોકો જૂના વખતથી લોકોની વંશાવલિઓ તૈયાર કરતા અને કવિતા લખતા; તે મોટે ભાગે પરચુરણ ધંધારોજગારમાં રોકાતા ગયા. હજી ભવૈયા મોટે ભાગે ગામડે જઈ ભવાઈના ખેલ ને. રામલીલા વગેરે ભજવી ગુજારો કાઢતા. પોઠો પર માલ ખેંચવાનો વણ-ઝારાનો ધંધો પડી ભાંગ્યો હતો. બજાણીઆ મલ્લવિદ્યાના ખેલ કરી પેટ ભરતા. પ્રજાને નિરર્થક બોજરૂપ વેરાગીઓ ને ગોંસાઈઓ, સાધુઓ ને ફકીરો ભાતભાતનાં ગીત ગાઈ ને ચિપીઆ ખખડાવી શેરીઓમાં ને બજારોમાં ફરી ફરીને ભીખ માગતા અને ધર્મશાળાઓમાં ને મંદિરોમાં તમાકુ-ગાંજા ફૂંકતા પડી રહેતા.

તે કાળમાં આંખે ચઢતાં મકાનોનો નિર્દેશ પણ કરવો જોઈએ. શહેરની મધ્યમાં આવેલા જૂના વિશાળ મોગલકોટની પશ્ચિમે — સ્ટેશન પાસે — નવી સરકારની બદસૂરત કચેરી દેખાતી, તો છેક પૂર્વને છેડે સત્તાધીશ દેસાઈઓની મહેલાતો ને દક્ષિણાતે છેડે સંતરામની સાત માળની હવેલી આંખે ચઢતી. ગોંસાઈજી મહારાજની બેઠા ઘાટની જંગી હવેલી પણ શહેરના મધ્ય ભાગમાં ધ્યાન ખેંચતી. વળી અમદાવાદી દરવાજે સ્વર્ગની સીડીના જેવાં સીધાં ચઢાણવાળાં પગથીઆંથી પહોંચાતી ને કોટની ટોચે બાંધેલી મ્યુનિસિપાલિટીની કચેરી નગરની શોભારૂપ લાગતી. સરકારી દવાખાનાની સામે ઊંચાં પગથીઆંવાળા, દોલતરામે[1] બાંધેલા કૃપારામ હૉલમાં જૂની નેટીવ જનરલ લાઇબ્રેરી ચાલતી. સન ૧૮૮૯માં મનસુખરામે તેમની પત્નીના સ્મારક તરીકે સ્થાપેલી ડાહીલક્ષ્મી લાઈબ્રે-રીનું ઊંચા ઓટલાથી અને પથ્થરના ગોળ થાંભલાથી શોભતું ભવ્ય મકાન, તેનાં પુસ્તકોના ભંડાર અને છાપાંની સમૃદ્ધિ, શહેરના વધારેમાં વધારે વિદ્વાનોને ને વાંચકગણને આકર્ષતાં. તે જ અરસામાં નવી બાંધેલી

---

૧. નડિઆદના દેસાઈઓની માફક નાગરો પણ મ્યુનિસિપાલિટીના પ્રમુખ સરકાર તરફથી નિમાતા. દોલતરામ લુણાવાડાના દીવાન થયા તે પહેલાં થોડા વરસ મ્યુનિસિપાલિટીના પ્રમુખ હતા, ત્યારે આ મકાન પિતાના સ્મારક રૂપે બંધાવેલું.

મોતીભાઈની ને મનસુખરામની હવેલીઓ શહેરનાં મકાનોમાં નવી ભા
પાડની. બાકી, વિશાળ ચોગાનવાળાં બેઠા ઘાટનાં અનેક મંદિરોમાં ન
ન્યાત ન્યાતની ઘણી ધર્મશાળાઓમાં જ લોકોની મોટામાં મોટી મેદની
જમની ને જમણવારની મોજ ઉડાવતી.

શહેરના સાંકડા રસ્તાની લાઈનદોરી હાલના જેવી જ બેડોળ ને વાંકીચૂકી હતી. ઊંચાં મકાનો જૂજ ને વસ્તી માત્ર ૩૦,૦૦૦ની હતી. કેટલાંય સાર્વજનિક સ્થાનકોમાં આજની મેડીઓ બંધાયેલી નહોતી. ને મોટરોના તેલના ધુમાડાની દુર્ગંધ સાલતી નહિ. તેથી એકંદરે શહેરની હવા વધારે વિશુદ્ધ હતી. તે વખતની પોળો ને રસ્તા પર મળમૂત્ર અને કચરાની ગંદવાડ ઓછી હતી. વળી પાણીના નળ ન હોવાથી ચોમાસા સિવાય મેલું પાણી ને કાદવ રસ્તા પર ક્વચિત જ દેખાતાં. સીમેન્ટ કે ડામરને બદલે લોઢી પથ્થર ને કાંકરીના કાચા રસ્તા જ શહેરમાં હોવાથી ધૂળ ઠીક પ્રમાણમાં ઊડતી. તેને દબાવવાને પાડા પર ચામડાની પખાલો લાદીને પખાલીઓ મોટી સડકો પર પાણી છાંટતા.

શહેરની ગંદવાડથી ને સાંકડી ગલીકૂંચીથી જે કંટાળતા તે નગરજનો ભાગોળ પાસે ઝાડની ઘટાથી ઘેરાયેલાં તળાવો પર આરામ મેળવતા. છપ્પનીઆ પહેલાંના સારા કાળમાં બધાં તળાવ ઘણુંખરું પાણીથી ભરેલાં રહેતાં તેમાં નહાવા ને કપડાં ધોવા, ઉજળિયાત સ્ત્રીપુરુષોની હારમાળા રોજરોજ સવારથી સાંજ સુધી ઊભરાતી. તળાવની પાળે તોતીંગ વૃક્ષની છાયામાં સેંકડો પનિહારીઓ કૂવામાંથી પાણી ખેંચતી. તળાવમાં કપડાં ધોતી, સ્નાન કરતી કે પાણી ભરતી યુવતીઓનાં મધુર ગીત ચોપાસ સંભળાતાં. આજે એ કૂવાતળાવ સૂનાં લાગે છે — તેના ઘાટે ને વાટે નરનારીઓનાં એવાં વૃંદ દેખાતાં નથી.

રાત પડતી ત્યારે મ્યુનિસિપાલિટીનાં ગ્યાસતેલનાં ફાનસ લાંબે અંતરે સળગતાં. ચાંદનીની રાતે દીવા બંધ રહેતા. તેથી નગરજનો ચંદ્રની અમૃતધારાનું આનંદથી પાન કરતા.

દેશમાં નવા વાહનવહેવાર ને ઉદ્યોગો સ્થપાયાને પચાસેક વરસ થયેલાં. નડિયાદના સ્ટેશનેથી રેલગાડી દોડતી, દેશપરદેશનો માલ ઠાલવતી અને લઇ જતી. વળી કાપડની એક મિલ પણ સ્થપાઈ હતી. છતાં શહેરની જૂની સૂરત થોડી જ પલટાઈ હતી.

એકંદર શહેરનું જીવન પ્રમાણમાં શાંત અને ઝાંખું લાગતું. પણ મરણને પ્રસંગે રોવા કૂટવાના ને તાલબંધ રાજિયાના કોલાહલથી શેરીઓ ગાજી ઊઠતી. લગ્નના કે બીજા મંગલ પ્રસંગે મંગળ ગીતના મધુર સ્વર સંભળાતા. રસ્તાપર સ્ત્રીપુરુષો રેશમી કપડાં પહેરીને હાર-બંધ જમવા બેસતાં ત્યારે આનંદકલ્લોલની રસ લહરીઓ ચોપાસ પસરતી

મોટા ધાર્મિક પર્વને દિવસે આખું શહેર નવા વાઘા સજતું. માઘ માસની પુનમને દિવસે સંતરામના મંદિરમાં વિરાટ મેળો ભરાતો ત્યારે સારા શહેરમાં માનવમહેરામણ ઊમટતો. શિવરાત્રીને દિવસે મહાદેવ-નો મોટો વરઘોડો નીકળતો તેમાં સેંકડો માણસો જોડાતા. હોળી–ધૂળે-ટીના દિવસોમાં કેસૂડાના રંગનાં પાણી વાંસ ને પિત્તળની પિચકારી-ઓમાં ભરીને સામસામાં છાંટવામાં આવતાં. ધૂળ કે ગુલાલ ગમે તેવાં ઊજળાં કપડાંવાળા પુરુષો અને સ્ત્રીઓ ઉપર પણ છૂટથી છાંટી તેના પર પાણી રેડવામાં આવતું. રંગબેરંગી કપડાં પહેરી ઘેરૈયાની વણઝાર ગમે તેવા અપશબ્દો છૂટથી બોલતી. વળી તે ગમે તેનાં પાટીઆં લાકડાં કે બારસાખ પણ ઉપાડીને હોળીમાં હોમતી ને ઈંટાળા કે લોઢીપથ્થર સામસામા ફેંકીને જુદી જુદી પોળના લોકો તુમુલ યુદ્ધ ખેલતા તેમાં કેટલાય ઘવાતા.

જન્માષ્ટમીનો ઉત્સવ ઉજવવાને સેંકડો સ્ત્રીપુરુષોની ગીરદી ગોસાંઈજીની હવેલીમાં ને નારણદેવના મંદિરમાં જામતી. દશેરાને દિવસે હજારો માણસ સલૂણ બજારમાં થઈને કાળકા માતા ને ભૈરવના મંદિરે જતાં ત્યારે નજીકના ખુલ્લા મેદાનમાં ઘોડાની શરતો જોઈ રાચતા.

દિવાળીના દિવસોમાં લોકો દીપમાળ પ્રકટાવતા, છોકરા દારૂખાનું ફોડતા અને ઉન્મત્ત જુવાનીઆ સળગતા ફટાકડા ને કોઠીઓ, જલેબીઓ અને હવાઈઓ સામસામાં ફેંકીને દારૂખાનાની લડાઈઓ ખેલતા.

તે કાળની એક મહત્ત્વની સ્મૃતિ મનમાંથી ભુંસાતી નથી. શહેરનાં હવાપાણી ઉત્તમ હતાં ને દૂધઘી સારાં ને સસ્તાં મળતાં. સ્ત્રીઓ કૂવા તળાવેથી પાણી ખેંચતી અને બધું ઘરકામ કરતી. પુરુષો શરીર પર ખેસ ઓઢી ને પાઘડી પહેરીને ગામ ગામડે પગે ચાલીને જતા, લાકડાં ચીરતા ને ઘણી જાતમહેનત કરતા. વસ્તી ને બેકારી ઓછી હતી. લોકો વધારે કરકસરીઆ પણ નિશ્ચિંત હતા. આવા સંજોગને લીધે એકંદર સ્ત્રીપુરુષ બાળકોનાં શરીર વધારે તંદુરસ્ત ને હષ્ટપુષ્ટ હતાં. “ પહેલું સુખ તે જાતે નર્યા ” —એ તે જમાનાનું સૂત્ર હતું

લીંબડ દાતણ જે કરે હૈમર રોટી ખાય,

દૂધે પીઆણું જે કરે તે ઘેર વૈદ ન જાય—એ નિયમનું ઘેરઘેર પાલન થતું. મેં પણ એ શીખ પાળીને મારું નબળું શરીર સુધાર્યું ને નડિયાદના જીવનને સાર્થક કર્યું તેથી તેને હું કેમ ભૂલી શકું?

## ૩. સંસ્કાર જીવનનાં વહેણ

ખેતી ગૃહઉદ્યોગ અને તેના ઉત્પાદનના વેપાર પર નભતા નગર પર અંગ્રેજી રાજની ને નવા આર્થિક વહેવારની અસર થતાં નડિયાદની જૂની સિકલ કંઈક બદલાતી આપણે જોઈ. હવે તેના વતનીઓનાં માનસિક ને સામાજિક સંસ્કારનાં લક્ષણ પર નજર કરીએ.

ધાર્મિક શ્રદ્ધા ને રૂઢિગત આચારવિચારથી તે કાળનું પ્રજાજીવન ઘડાયેલું હતું. તેથી પ્રજાનું ધાર્મિક જીવન પહેલું તપાસીએ અને પછી તેના પર નવા સંયોગો અને સાહિત્યની જે અસર થઈ હતી તે જોઈએ.

પ્રથમ તો નડિયાદનાં ધર્મસ્થાનરૂપ મંદિરો નિહાળીએ. "ભૂત પ્રેત પિશાચ ને શંખિની – ડાકિની વગેરે સત્વોના અધિપતિરૂપ ભૈરવદેવનું મંદિર" નડિયાદને ઉગમણે છેડે એકાંતમાં કંઈક ભયંકર સ્થળે આવેલું છે. તેની પાસે પિલાજીરાવે બાંધેલા પીલવાઈ તળાવના અવશેષો હજી મોજૂદ છે. નજીકમાં સન ૧૮૪૨માં દેસાઈ વાઘજીભાઈ શામળદાસે કાળકામાતાનું મંદિર બંધાવેલું છે, તે પણ મહાદેવીનું સંહારક રૂદ્ર સ્વરૂપ પ્રકટ કરે છે. આ બને મંદિરોમાં દશેરા દિવાળી ને ખાસ તો કાળીચૌદશને દિવસે મોટા મેળા ભરાતા.

સન ૧૮૨૦માં સ્વામીનારાયણ સંપ્રદાયના મૂળ પ્રણેતા સ્વામી

સહજાનંદ એક ઠાકોરના[1] ૨૦૦ ઘોડેસ્વારનો રસાલો લઈને નડિયાદ આવેલા ત્યારે નામાંકિત અંગ્રેજ પાદરી બીશપ હેબર તેમને મળ્યો હતો. સૌરાષ્ટ્રના જે ગરાસીઆ ને કોળી લૂંટફાટ કરતા અને લોકો પર ભયંકર ત્રાસ વરતાવતા તેમને સ્વામીજીએ સદુપદેશ આપીને સારે માર્ગે વાળેલા. તે બધી ચમત્કારિક ખ્યાતિ પરથી નડિયાદમાં તેમની પધરામણી થતાં તેમના ભક્તજનોએ અમદાવાદી બજારને રસ્તે તેમનું મંદિર બંધાવ્યું, તેમાં તેમના બધી ન્યાતના ચુસ્ત અનુયાયીઓ જતા.

સાંથ બજાર પાસે આવેલી ગોસાંઈજી મહારાજની હવેલીમાં "કુંજવિહારી, રાધારમણ, બંસીના બજવૈયા ભગવાન ગોવર્ધનધારી શ્રીકૃષ્ણ" ઉપાસ્ય દેવ મનાય છે. તેમની બાલ્યકાળની શિશુયોગ્ય ચમત્કારિક લીલાઓ, ગોપીઓ સાથેની અનેકવિધ રાસક્રીડા તથા જાતજાતની વિલાસી લીલાઓની ગાથાઓ ગાવામાં આવે છે." [2] વણિક ન્યાતના પુષ્ટિમાર્ગી વૈષ્ણવોની–પુરુષો કરતાં વધુ સ્ત્રીઓની–મેદની રોજ આ મંદિરમાં બધાય પ્રહરનાં દર્શન કરવા જતી.

આ બધાં મંદિર ખાસ સંપ્રદાયનાં જ હતાં. બાકી નડિયાદની સર્વસામાન્ય શ્રદ્ધાળુ જનતા તો બે જ મંદિરે જતી: શહેરના મધ્યભાગમાં આવેલા નારણદેવના મંદિરમાં ને ડુમરાલ ભાગોળે આવેલા સંતરામના મંદિરમાં. નારણદેવનું કૃષ્ણમંદિર મલ્હારરાવે સન ૧૮૦૨માં શરૂ કરેલું, પણ તે અધુરું મૂકીને તેને નાસી જવું પડેલું. તેથી વડોદરાના હરિભક્તિ શેઠનાં રતન શેઠાણીએ તે પૂરું કરેલું. આ મંદિરના

1. શાંતિલાલ ઠાકરનો નડિયાદનો ઇતિહાસ પાન ૮૧-૨. જોબન વડતાલા નામનો વડતાલનો વતની પરાક્રમી મશહૂર બહારવટીઓ હતો. સ્વામીજીનો મુકામ હતો ત્યારે તેમની પાણીદાર ઘોડી ચોરવા આવેલો. પણ દરેક વખતે ઘોડી પાસે જતાં તેને સ્વામીજીનાં દર્શન થતાં તેથી તેમને શરણે ગયો અને પોતાના વતનમાં જ તેમનું મોટું મંદિર બંધાવ્યું; જુઓ એ જ પુસ્તક પાન ૬૬

2. એજન પાન ૮૭.

શ્રાવણ માસના હીંડોળા ને ડોલોત્સવ બહુ પંકાતા. બેસતા વરસને દિવસે દેવને છપ્પનભોગ ધરાવાતો અને રાંધેલા ભાતનો મોટો અન્નકૂટ ગામના વાઘરીઓ જૂનો હક દાવો કરીને લૂંટતા અને આરોગતા.

મૂળ સંતરામ મહારાજે સન ૧૮૧૬–૧૮૩૧ દરમ્યાન નડિયાદમાં વાસ કર્યો તે દરમ્યાન લખાવાડના પટેલ પુંજાભાઈની આગેવાની નીચે તેમના ભક્તજનોએ કુમરલ ભાગોળે ખુલ્લાં વિશાળ ખેતરો રાખીને તેમનું મંદિર બાંધ્યું હતું. ત્યાં સાતેક માળના રોનકદાર મકાનની આસપાસ ઊંચા વંડાની અંદર ભવ્ય વિશાળ છોબંદ ચોગાન, સાધુઓનાં નિવાસસ્થાન ને સાર્વજનિક ધર્મશાળાઓ બાંધેલાં છે. મૂળ સંતરામથી માંડીને સર્વે મહારાજોએ ને તેમના સાધુઓએ અત્યંત સરલ ને ભાવવાહી લોકબાનીમાં જ ધર્મનો ઉપદેશ કરેલો. તેથી વાણીઆ, બ્રાહ્મણ, ક્ષત્રિય, પાટીદાર વગેરે વિવિધ વર્ણનું–આમ જનતાનું–તે મંદિર સર્વોપરિ ધર્મસ્થાન બન્યું છે માઘ માસની પુનમના મેળાને દિવસે મંદિરના વિશાળ ચોગાનમાં હજારો માણસોને સાકર ને કોપરું વહેંચાતું, મંદિરની આસપાસ સેંકડો દુકાનો મંડાતી અને આખો દિવસ ને રાત હજારો લોકો ચાંદનીમાં મોજ માણતા.

બ્રાહ્મણો નારાયણદેવના કે સંતરામના મંદિરોમાં દર્શન કરવા જતા, પણ તેમના ઇષ્ટદેવ તરીકે તો તે મહાદેવને જ પૂજતા. જમાનાઓથી બ્રાહ્મણો જ ધર્મના ઉપદેશક ને ઈજારદાર રહ્યા છે તેથી વિવિધ નામનાં મહાદેવનાં મંદિરો જ શહેરમાં ને બહાર વધારેમાં વધારે હતાં. બ્રાહ્મણોમાં સર્વોત્તમ ગણાતા નાગરોએ મહાદેવનાં જે મંદિર સ્થાપેલાં તેમાં તે નિયમિત પૂજા ને દર્શન કરવા જતા. વડનગરા નાગરો કાશી વિશ્વેશ્વર ને વૈદ્યનાથ[1], કુભનાથ ને શંખેશ્વર મહાદેવને પૂજતા તેમ

---

૧. આ મહાદેવની પાછળનો વાડો મલાવના વિશાળ તલાવના કિનારા પર આવેલો છે. સરસ્વતીચંદ્રના પહેલા ભાગમાં "વાડામાં લીલા"નું પ્રકરણ આ વાડા પરથી લખાયું હશે એમ મને હમેશાં લાગ્યું છે.

તેની મિલકતનો વહીવટ કરતા. વળી આ નાગરોના ઈષ્ટદેવ તો હાટકેશ્વર[1] મહાદેવ જ ગણાતા. તેથી અમારા મોટેરા અને જુવાનીઆ નજીકમાં આવેલા તે મંદિરે જ જતા, પોઠીઆને સ્પર્શ કરતા, ઘંટ વગાડતા, મહાદેવને પગે લાગતા અને ઓટલા પર બેસીને ગામગપાટા મારતા.

આ બધાંય મંદિરોમાં ને અનેક ધર્મશાળાઓમાં સાધુઓ અને સંન્યાસીઓ, શાસ્ત્રીઓ અને પુરાણીઓ ઉપદેશ કરતા, ને રામાયણ મહાભારત વગેરે ઇતિહાસ પુરાણોની કથા ગુજરાતીમાં કહેતા. સ્વામીનારાયણનાં કે ગોસાઇજીનાં મંદિરોમાં તેમના આચાર્યોના ખાસ ગ્રંથો વંચાતા. ઘણુંખરું પચીસ પચાસ આધેડ કે વૃદ્ધ સ્ત્રીપુરુષો જ કથા સાંભળવા બેસતાં. ભાદરવા મહિનાના શુક્લપક્ષની "સપ્તાહ"ના સાત દિવસમાં આખું ભાગવત વંચાતું ત્યારે લોકોની મોટી મેદની જામતી. કથામાં દરેક અવતારનું પ્રાકટ્ય થતું ત્યારે તે અવતારની, ભાગવત ગ્રંથની ને શાસ્ત્રીની આરતી ઊતરતી અને સારી દક્ષિણા મુકાતી. સપ્તાહ પૂરી થતાં શાસ્ત્રીને ભરપૂર દાનદક્ષિણા આપીને ગ્રંથ સાથે વાજતે ગાજતે તેમનો વરઘોડો ભાવિક શ્રોતાજનો કાઢતા.[2]

દેવદર્શન કે કથાવાર્તાના સંસ્કારથી લોકો ઘરમાં દેવપૂજા અને ભજનકીર્તન કરતા. તેની સાથે પોતપોતાની ન્યાતજાત પ્રમાણે રૂઢિગત

---

૧. હાટક એટલે સોનું. સોનાના આ ઈશ્વરની પૂજા નાગરોને તો ઠીક ફળી હતી. લક્ષ્મી સત્તા ને સરસ્વતી નડિયાદના વડનગરા નાગરોને ઠીક સાંપડ્યાં હતાં એ નક્કર હકીકત છે.

૨. આ શાસ્ત્રીઓ ઘણુંખરું એ જ મંદિરોમાં સવાર-બપોરને વખતે બ્રાહ્મણ વિદ્યાર્થીઓને સંસ્કૃત વ્યાકરણ, સાહિત્ય ને શાસ્ત્રોનું શિક્ષણ આપતા. આ વિદ્યાર્થીઓ મંદિરોના મેડા પર જ રહેતા અને બપોરે બ્રાહ્મણોને ઘેર ઘેર ફરીને 'ભવતિ ભિક્ષાં દેહી' એમ દરવાજા આગળ બોલીને પાકી રસોઈની ભિક્ષા માગતા, ને જે મળે તે ખાઈને પોતાનો નિર્વાહ કરતા. આ બધાય વિદ્યાર્થીઓ આદર્શ બ્રહ્મચારી ન હોય એ લખવાની જરૂર નથી.

આચાર પાળવા તે પ્રવૃત્ત થતા. મધ્યકાળથી જે અનેક ન્યાતો અને પેટા ન્યાતોમાં સમાજ વહેંચાઈ ગયો હતો તે દરેકના નાના વર્તુલમાં ચાલતા આવેલા, જન્મથી મરણ સુધીના દરેક પ્રસંગ માટે ફરમાવેલા વિધિ અને નિષેધ વિગતવાર પાળવાનો વ્યવહારધર્મ સર્વોપરિ ગણાતો.

જ્ઞાતિધર્મના નિષેધ ઘણા કડક હતા. મુખ્ય વર્ગો વચ્ચે રોટીવહેવાર તેમજ બેટીવહેવારની કડક મનાઈ હતી. ઊંચી ન્યાતવાળાનું નીચી ન્યાતવાળા જમી શકતા પણ ઊલટા વહેવારની બંધી હતી. નાની પેટાન્યાતો વચ્ચે જમણની છૂટ હતી ત્યાં પણ કન્યાવહેવાર તો નિષિદ્ધ અને સખત દંડને પાત્ર ગણાતો. આમ, જે આર્યજનો એક જ મંદિરોમાં ને કથામાં સમાનભાવે મળતા તેમની વચ્ચે નિત્યજીવનમાં ન્યાતવાર લોખંડી દીવાલો જડી દેવામાં આવી હતી. આ અમાનુષી નિષેધનો ભંગ કરનાર ફાવે તેવો વેદાંતી કે ઈશ્વરભક્ત હોય તો યે "નાસ્તિક" ગણાતો અને તેને ન્યાતબહાર - - અર્થાત્ સારા સમાજની બહાર— ધકેલીને ન્યાતના પટેલો સર્વે પર શાસન ચલાવતા.

તે જ પ્રમાણે દરેક ન્યાતના અંતર્ગત રિવાજોનું પાલન પણ એવી જ ધાકધમકીના જોરે થતું. જન્મ અને મરણ, લગ્ન અને સીમંત વગેરે દરેક પ્રસંગ માટે પરંપરાગત વિધિ અને જમણ સર્વેને કરવાં જ પડતાં. કન્યાને રજસ્વલા થતાં પહેલાં પરણાવવી જ પડતી અને તે વયે નિશાળેથી ઉઠાડી લેવી પડતી. અંગ્રેજી કાયદાથી વિધવાને પરણવાની છૂટ મળેલી પણ તેનો વિચાર સરખો ઊજળીઆતોમાં અક્ષમ્ય ગણાતો. પુરુષ વિધુર થાય ત્યારે (રામના એકપત્નીવ્રતના આદેશને કોરે મૂકી) સ્ત્રીની સ્મશાનયાત્રા દરમ્યાન જ તેનો નવો વિવાહ ઘણુંખરું ગોઠવાતો. પણ ગમે તેવડી નાની બાળકી વિધવા થાય તો યે તેને તો પિયરીઆં ને સાસરીઆંનાં મહેણાંટ્રણાં ખાઇને પતિના શોકમાં ને ઈશ્વરના ચિંતનમાં જ એકાકી જીવન ગાળવાની ફરજ પડતી. તે જ રીતે મરણને અંગે ઉત્તરક્રિયા અને રૂદિગત ન્યાતો કરવાની મરનારનાં કુટુંબીઓની

ફરજ ગણાતી. તેમ લગ્ન, સીમંત ને જનોઈને અંગે કરવાની ન્યાતોની સંખ્યા ને જમણના પ્રકાર પણ રૂઢિથી નિશ્ચિત થયા હતા.

દાખલા તરીકે મારી ન્યાતમાં મરણ પ્રસંગે પિતૃતર્પણની બધી વિધિઓ કરવા ઉપરાંત મધ્યમ શ્રેણીના માણસને ફરજિયાત સાત જમણ[1] કર તરીકે આપવાં પડતાં. બટુકને જનોઈ દેવાને પ્રસંગે ઉપર ઘીની ત્રણ ન્યાતો કરવાનો કર હતો. લગ્ન પ્રસંગે વરના પક્ષવાળાને બે ઉપર ઘીનાં અને એક વરોઠીનું–એમ ત્રણ જમણ આપવાં પડતાં. કન્યાપક્ષને ઉપર ઘીની ને સગાંની એમ બે ન્યાત ઉપરાંત, માંડવાને દિવસે બપોરે ખીચડી શિરામણની ને રાતે લાકડશાઈ લાડુ ને ઘીની એમ ત્રણ ન્યાતો કરવી પડતી. વહુને સીમંત આવે ત્યારે ઉપર ઘીનાં ચાર જમણ આપવાં પડતાં. તેને ભારે વસ્ત્ર ને આભૂષણથી સુસજ્જ કરીને તેનો વરઘોડો[2] કાઢવામાં આવતો. આવા શાસ્ત્રોક્ત પ્રસંગ ઉપરાંત અનેક લૌકિક રીત રિવાજો[3]

---

૧. અગીઆરમા અને બારમાના દિવસે સૌભાગ્યવતી સ્ત્રીઓ ને બટુક – કુમારિકાને જમણ; તેરમાને દિવસે ઉપર ઘીનું ( છૂટા ચૂરમા ઉપર ઘી પીરસીને ) જમણ; વરશી : શેર લોટે શેર ઘીના સમેટાના લાડુ; દૂધપૌંઆ દૂધપુરી ને ઘરોટા; તદ્દિવસ : ઉપર ઘી; અને દોહીતરની ન્યાત. ઉપરાંત સારી સ્થિતિના ગૃહસ્થ બીજી નાતો કરતા : આંબાગોળો–રસરોટી; ત્રપક્ષી; પુરુષની ન્યાત; છમાસી; ઋષિપંચમીની નાત – દૂધપાક પુરી અને ધનુર્માસ – શિયાળામાં લાડુ ને ખીચડીનું જમણ.

૨. ભરપૂર શણગાર વહુને સજાવ્યા હોય તો તે વાઘ કહેવાતી ને ઓછાં ઘરેણાં પહેરાવ્યાં હોય તો તે બકરી કહેવાતી.

૩. છઠ્ઠી — બાળકના જન્મને છઠ્ઠે દિવસે પૂજનનું; બાળોઅજીયાં — બારમે દિવસે બાળકને કપડાં ઘરેણાં પહેરાવવાની રીત; ઝોળીપોળી — બાળકને ઘોડિયામાં સુવાડતી વખતની રીત; ગાગરબેડિયાં — લગ્ન વખતે કુંભારને ત્યાંથી ગાગર લાવવાની રીત; માંગવસન, જાણું મોકલણું—કન્યાને પલ્લુ આપવા વખતની રીત; છાનાં મોકલણાં–તંબોળાતબોળી–વરને કન્યા પક્ષ તરફથી માન આપવાની રીત; ન્હાણીયાંવાળણીયાં–વગેરે રીતો લગ્નને પ્રસંગે થતી.

પળાતા ને તે વખતે પણ સગાંને ભોજન અપાતું. આવાં બધાં ભોજન જમતાં ને જમાડતાં ને બીજી અનેક શુષ્ક કે રસિલી વિશિષ્ટ રીતોમાં ભાગ લેતાં બધા જ્ઞાતિજનોના માનસની આસપાસ ભૂતકાલીન જ્ઞાતિભક્તિનો અને જ્ઞાતિ અભિમાનનો મજબૂત કિલ્લો રચાતો.

બધી જ્ઞાતિનાં સ્ત્રીપુરુષોનાં જીવનનો લહાવો અને મોભો, લગ્ન ને મરણની વિધિ અને ભોજનમાં કેન્દ્રિત થતાં. ન્યાતની કોઈ મહત્ત્વની રૂઢિનો ભંગ કરનારને ન્યાતબહાર મૂકવાની ધમકી કાળાપાણી કે મોતથી વધારે દોહ્યલી લાગતી. તેથી તે દંડ આપીને કે પ્રાયશ્ચિત્ત કરીને ન્યાતમાં જ રહેવાનું પસંદ કરતા.

શાસ્ત્રપુરાણોના અનેક સિદ્ધાંતો અને આદર્શને નેવે મૂકીને હિન્દુ સમાજે ન્યાતોની લોખંડી કિલ્લેબંદી રચી હતી; અસંખ્ય રીતરિવાજોના પૂંજરૂપ જ્ઞાતિધર્મ અપનાવ્યો હતો. તેના વિરાટ વટવૃક્ષ પર ગઈ સદીમાં જે અનેક પ્રહારો શરૂ થયા તે તરફ હવે નજર કરીએ

અંગ્રેજી શાસનના આરંભમાં જ રાજા રામમોહન રાયના આંદોલનને લીધે બધી કેળવણીને નવો પાશ્ચાત્ય ઝોક અપાયો અંગ્રેજી ભાષામાં નવા સાહિત્ય ને જ્ઞાનવિજ્ઞાનનું શિક્ષણ અપાવા માંડ્યું. સન ૧૮૫૪ પછી નવી યુનિવર્સિટીઓ ને કોલેજો, હાઈસ્કૂલો ને કન્યાશાળાઓ દેશભરમાં તેમ મુંબઈ ને ગુજરાતમાં પણ સ્થપાતાં ગયાં. સૂરત ને અમદાવાદની માફક નડિયાદના પણ નાગર, વાણીઆ, દેસાઈ, પટેલ વગેરે ન્યાતના જુવાનોએ છેક મુંબઈ સુધી જઈને કોલેજની કેળવણી લેવા માંડી. તેથી કરસનદાસ મૂળજી ને કવિ નર્મદની આગેવાની નીચે સંસાર સુધારાની પ્રવૃત્તિ મુંબઈમાં જામી ગઈ. અમદાવાદમાં ગુજરાત વર્નાક્યુલર સોસાયટી સ્થપાઈ તેણે નવા જ્ઞાન ને ચર્ચાનાં પુસ્તકો પ્રકટ કરવા માંડ્યાં. 'મુંબઈ સમાચાર' જેવાં દૈનિક ને અઠવાડિક પત્રોમાં દુનિયાભરના રોજિંદા બનાવોના સમાચાર પ્રકટ થતા ગયા. તેથી મુત્સદ્દી ને ભણેલા વિચક્ષણ લોકો તદ્દન નવી જ દુનિયા તરફ ઝબકીને જોતા થયા. નર્મદના સુધારાની વીરહાક સૂરત – ભરૂચ સુધી વધારે સંભળાઈ. કવિ દલપતરામ

વિધવાનાં દુઃખ અને ભૂતપ્રેતના વહેમ, સ્ત્રી કેળવણી ને પરદેશગમન વગેરે સુધારાના મુદ્દા પર સરળ ને સચોટ કવિતાઓ લખીને ગાતા ગયા ને તે શાળાઓની વાંચનમાળામાં તેમજ સામાન્ય પુસ્તકોમાં શિખવાતાં ગયાં; તેથી "ધીરે ધીરે સુધારાનો સાર" વિચારવંત લોકોના માનસમાં સિંચાતો ગયો.

અમદાવાદમાં સન ૧૮૭૧માં ભોળાનાથે પ્રાર્થનાસમાજ સ્થાપીને સર્વધર્મપ્રણિત ઈશ્વરભક્તિનો આદેશ આપ્યો. એ સમાજમાં મહિપતરામે જ મૂર્તિપૂજા વિરુદ્ધ ઝોહાદ ચલાવેલી. પછી અંબાલાલ સાકરલાલે,[1] કેશવલાલ વકીલે,[2] ગોપાળરાવ હરિ દેશમુખે,[3] રમણભાઈ અને

---

1. અંબાલાલ અર્થશાસ્ત્રી સ્વદેશીના પુરસ્કર્તા અને રાજકીય અગ્રેસર તરીકે પંકાયેલા છે. સાથે તેમણે સુધારાના કાર્યમાં સારો ફાળો આપ્યો હતો. નવલરામની સાથે તે બાળલગ્ન નિષેધક સભાના સહમંત્રી હતા અને વિધવા વિવાહોત્તેજક મંડળના કાર્યમાં પણ સહાય કરતા. (નવલરામ ત્રિવેદીકૃત 'સમાજ સુધારાનું રેખાદર્શન' પાન ૧૬૭.)
2. કેશવલાલ વકીલ કડીલાલના વતની હતા—નરહરિભાઈ અને શંકરલાલ પરીખના તે કાકા થાય. નવલરામ પછી બાળલગ્ન નિષેધક સભાના તે મંત્રી હતા. "બુદ્ધિ અને રૂઢિની કથા" એ તેમની નાનકડી ચોપડીનાં નવલરામે ખૂબ વખાણ કરેલાં. "ભોજન વ્યવહાર ત્યાં કન્યા વ્યવહાર" નામે મોટું નિબંધનું પુસ્તક તેમણે પ્રકટ કરેલું. પાકા સુધારક હોવાથી તેમના નાનાભાઈ જેઠાલાલને તેમણે વિલાયત ભણવા મોકલેલા તે ત્યાં જ બૅરિસ્ટર થઈ જીવનભર રહેલા. જુઓ એજન પાન ૧૧૦.
3. "લોકહિતવાદી" નામે પંકાયેલા ગોપાળરાવે ૧૮૬૭-૭૧ સુધી અમદાવાદમાં ન્યાયાધીશ તરીકે નોકરી કરતાં ઘણી સમાજસેવા કરેલી. હીમાભાઈ ઈન્સ્ટીટ્યૂટ અને ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનું કામ સંભાળવા ઉપરાંત તે શેઠાણી કન્યાશાળાના મંત્રી, બાળલગ્ન નિષેધક મંડળના પ્રમુખ અને પ્રાર્થના સમાજના ઉપાધ્યક્ષ હતા. પુનર્વિવાહોત્તેજક સભા તેમણે સ્થાપી હતી, અને તેના કાર્યમાં સહાય થાય એ હેતુથી તેમણે દલપતરામ કવિ પાસે "વેન ચરિત્ર" રચાવ્યું હતું. જુઓ એજન પાન ૧૧૨-૧૧૨.

લાલશંકરે બહુ જ સૌમ્ય અને શાણી રીતે સંસાર સુધારાનો પ્રચાર કર્યો. સમાજસુધારાની સાથે સમાજસેવાનાં તત્ત્વો પણ ઉમેરાતા ગયાં. બાળલગ્ન બંધ ન થાય તોયે કન્યાઓને ઉચ્ચ શિક્ષણ તો આપો; વિધવાને પરણાવો નહિ તો તેને જીવનવિકાસ સાધવાની તક આપો; અસ્પૃશ્યપણું દૂર ન થાય તો અસ્પૃશ્યોના ઉદ્ધાર માટે શાળાઓ સ્થાપો—એ બોધ અમદાવાદના આગેવાનોએ કર્યો ને પાળ્યો. તેમણે બાળલગ્ન નિષેધક મંડળ ને વિધવાવિવાહ ઉત્તેજક મંડળ ચલાવ્યાં તેમ મગનભાઈ કરમચંદ કન્યાશાળા, ભોળાનાથ લેડીઝ ઈન્સ્ટીટયૂટ, મહીપતરામ અનાથાશ્રમ વગેરે અનેક સમાજસેવાની સંસ્થાઓ સ્થાપીને સમાજને સહૃદય માનવધર્મનો બોધ આપ્યો.

સમાજ સુધારાના આવા વિચાર અને પ્રવૃત્તિનો પ્રચાર ગુજરાતભરમાં વધતો ઓછો થતો ગયો તે વખતે નવું અંગ્રેજી શિક્ષણ તો અચૂક રીતે ચોપાસ વધતું જ ગયું. સામાન્ય રીતે તેની અસર મેકોલે જેવા અંગ્રેજ મુત્સદ્દીઓએ ધાર્યા પ્રમાણે થતી ગઈ. નવું શિક્ષણ લઈ મેટ્રિક કે બી.એ. પાસ થનારને સરકારે વિવિધ ખાતાંમાં સારા પગારે નોકરીઓ આપવા માંડી. શહેરેશહેરના તેમજ નડિયાદના આગેવાન કોમના જુવાનોએ શાસ્ત્રીઓની જૂની પાઠશાળાઓને તિલાંજલિ આપીને અંગ્રેજી હાઈસ્કૂલો ને કૉલેજો તરફ દોટ મૂકી. મનસુખરામ ને ગોવર્ધનરામ, દોલતરામ ને છગનલાલ જેવા વિદ્વાનોએ સરસ્વતીની સાધના કરીને લક્ષ્મીને વરવાનો જે દાખલો બેસાડ્યો તે સર્વમાન્ય થયો. અમદાવાદ ને મુંબઇ સુધી ભણી બી.એ. ને એલએલ.બી. થવું—સારી નોકરી કે વકીલાત કરવી ને સારું કમાવું—એ નવો યુગધર્મ ગઈ સદીની આખર સુધીમાં ગુજરાતભરમાં તેમ અમારા નાગરવાડામાં તો ઘેર ઘેર પળાતો ગયો.

નવી કેળવણીનાં બીજાં પરિણામ ગુજરાતના બધા વિભાગમાં એક સરખાં ન નીપજ્યાં. મુંબઈમાં ઊંચી કેળવણીની પહેલી કૉલેજ થઈ ને વધુ હાઈસ્કૂલો સ્થપાઈ; પશ્ચિમના સાહિત્ય ને સંસ્કારનો

પહેલો આંચકો એ શહેરના સુશિક્ષિત વર્ગને લાગ્યો; મોટી અંગ્રેજ વેપારી કંપનીઓએ પોતાની પેઢીઓ સ્થાપી; દુનિયાભરની દેશની આયાત નિકાસનું મોટામાં મોટું મથક મુંબઈ બન્યું — ત્યાં જ આખા પ્રાંતના અંગ્રેજ હાકેમનું અને રાજવહીવટનું મોટું ધામ બન્યું; અને મુંબઈમાં જ સંખ્યાબંધ કાપડનાં અને બીજાં કારખાનાં સ્થપાયાં. આ બધા સંયોગને લીધે દાદાભાઈ નવરોજી અને ફિરોઝશાહ મહેતા જેવા રાજકીય ધુરંધરોની જેમ નર્મદ અને કરસનદાસ મૂળજી જેવા સમાજ સુધારકો મુંબઈમાં જ ખીલી ઊઠયા.

એ જ અનુકૂળ ભૂમિમાં તેમના પ્રચારકો અને અનુયાયીઓની સંખ્યા સપાટાબંદ વધી ગઈ. સુરત બંદરના વેપારીઓ અસલના વારાથી દરિયા વાટે મુંબઈ સાથે વેપાર કરતા હોવાથી તેમના બધા ઉજળિયાત વર્ગનો મુંબઈ સાથે જ ગાઢ સંબંધ રહેલો. તેથી મુંબઈના સર્વાંગી સુધારાની અસર સુરત સુધી સત્વર પહોંચતી ગઈ ને ત્યાંનો કેળવાતો વર્ગ પણ સહેજે સુધારાવાદી બનતો ગયો.[1]

બીજી બાજુએ અમદાવાદ પણ રણછોડલાલ રેંટીઆવાળાના વખતથી કાપડનાં કારખાનાંનું મોટું કેન્દ્ર બની ગયું. વળી ત્યાં જ મુંબઈથી બીજે નંબરે કૉલેજ, હાઈસ્કૂલ વગેરે નવી કેળવણીની સંસ્થાઓ સ્થપાઈ. તેથી ત્યાં જેમ ભોળાનાથ, મહીપતરામ અને લાલશંકરે નવા

---

૧. સુરતના પહેલા સુધારક દુર્ગારામ મહેતાજી (૧૮૦૯–૧૮૭૬) હતા. સન ૧૮૪૪માં 'અજ્ઞાનથી ધર્મ સંબધી બાબતમાં માણસોના અનેક વિચારો' દૂર કરવાને માનવધર્મ સભા તેમણે સ્થાપી. તે કાર્યમાં તેમની સાથે પાંચ દદા પૈકી દીનમણિશંકર શાસ્ત્રી, દાદોબા પાંડુરંગ, દલપતરામ માસ્તર અને દામોદરદાસ ભાઈદાસ સામેલ હતા. તેમની પછી તેમનું કાર્ય નવલરામ, નર્મદાશંકર, નંદશંકર અને મહીપતરામે આગળ ચલાવ્યું હતું. દુર્ગારામે ભૂતપ્રેત વિરુદ્ધ, વિધવા વિવાહ માટે તેમજ અસ્પૃશ્યતા દૂર કરવાને પ્રચાર કરેલો. તેમના ગુરુ વયોવૃદ્ધ સાક્ષર કૃષ્ણલાલ ઝવેરીના દાદા રણછોડદાસ હતા.

પ્રકાશને સત્કાર્યો તેમ તેમના શાણા પ્રચારને શહેરના કેળવાના વર્ગે પણ વધાવવા માંડ્યો.

માત્ર નડિયાદ પર આ બંને બાજુએથી વાતા નરમગરમ વાયરાથી દેખીતી કંઈ જ અસર થઈ નહિ, અથવા તો ઊલટી જ અસર થઈ. મનસુખરામે અને હરિદાસે દેશી રજવાડા સાથે પોતાનો હિતસંબંધ સાંકળી લીધો, એટલું જ નહિ પણ પોતાના જ્ઞાતિબંધુઓને રજવાડી સત્તા અને લક્ષ્મીનો પ્રસાદ છૂટથી વહેંચવા માંડ્યો. આ રાજ્યો તો આપખુદ રાજસત્તા પર અને અંધશ્રદ્ધાળુ સમાજજીવન પર નભતાં હતાં — રાજ્ય અને સમાજમાં લોકોની પરંપરાગત જૂની શ્રદ્ધા રૂઢિ પર રચાયેલાં હતાં. જેમને દેશી રાજ્યની નોકરી કરવી હોય તેમને રાજા અને જૂના ધર્માચાર પર અંધશ્રદ્ધા પોષવી જ પડે. આથી મનસુખરામની આગેવાની નીચે નડિયાદના બુદ્ધિશાળી વર્ગે સુધારાના આચાર વિચાર સામે ચીની દિવાલ બાંધી દીધી એટલું જ નહિ, સુધારક શત્રુઓ ઉપર વળના હુમલા દાયકાઓ સુધી તેમણે ચાલુ રાખ્યા.

છતાં નડિયાદના અંધિયાર સમાજજીવન પર નવા જમાનાના રોજિંદા જીવનવહેવારની અચૂક અસર થતી ગઈ. અંગ્રેજ અમલદારો જે ટેભંગીને બીજાના સરખા ગણતા તેમની સાથે ઉજળિયાત અગ્રેસરોને હવે હાથ મિલાવવા પડતા. અંગ્રેજ સરકારને પગલે પાદરીઓએ જે અછૂત લોકોને ખ્રિસ્તી બનાવી ને ભણાવીને, નાની મોટી સરકારી નોકરીઓ અપાવવા માંડી, તેમની સાથે યે આભડછેટ રાખી શકાતી નહિ વળી સરકારી કચેરીઓમાં ને નવાં કારખાનાંમાં, રેલ્વે ગાડીઓમાં ને હાઈસ્કૂલ–કૉલેજોમાં એક જ નળ કે ગોળામાંથી એક ને એક પ્યાલાને જરા વીછળીને તેમાં પાણી પીવાની બધાને ફરજ પડતી. તેમ ભૂખ લાગે ત્યારે એક જ ટેબલેથી ચા પીવાની અને થોડુંઘણું ચવાણું ખાવાની પણ ટેવ પડતી ગઈ. સામાન્ય રીતે પૂરા પાકા જમણ સિવાય ખાવાપીવાની વાડાબંદી કંઈક કંઈક તૂટવા લાગી.

સાગર" જેવા કોઈક સંસ્કૃત ગ્રંથનું ભાષાંતર કર્યું. વિશેષ તો તેમણે પૌરાણિક ધાર્મિક અને વેદાંતિક વિષયો પર "અસ્તોદય" જેવા અનેક ગ્રંથો લખ્યા અને જૂનાગઢના સુરા ગોકુળજી ઝાલા અને ભાવનગરના ગૌરીશંકર ઓઝા જેવા વેદાંતી રાજપુરુષોનાં જીવનચરિત્ર લખ્યાં. તેમાં સંસ્કૃતપ્રચુર ગુજરાતી યોજીને ગુજરાતી સાહિત્યમાં તેમણે એક નવી શૈલીનું સર્જન કર્યું. શાંકરવેદાંતના સૂક્ષ્મ સિદ્ધાંતોને તેમણે બુદ્ધિગમ્ય અને સુવાચ્ય ભાષામાં રજૂ કરીને વિશિષ્ટ કીર્તિ સંપાદન કરી. ભાષા ને વિષયમાં તેમણે જે ચીલો પાડ્યો તે જ નડિયાદના જુવાન લેખકોને સહેજે માર્ગદર્શક બન્યો.

પ્રખર વેદાંતી તરીકે મનસુખરામે આ સંસારને માયારૂપ ગણીને માત્ર પરબ્રહ્મને જ પરમ સત્યરૂપે ગણાવ્યું; દરેક જીવાત્માને પોતાના વ્યક્તિત્વનો વિલય કરીને સચ્ચિદાનંદ પરમાત્મસ્વરૂપ થવાનો આદેશ આપ્યો. સર્વસ્વનો ત્યાગ કરીને જગત પર આત્માનું સામ્રાજ્ય સ્થાપો, વ્યક્તિજીવનને તજીને પરમજીવન પ્રાપ્ત કરો — એ તેમના વેદાંતી ઉપદેશનો સાર હતો. આદિ શંકરાચાર્યને ગુરુસ્થાને સ્થાપીને તેમણે સર્વ ગ્રંથોમાં આ જ ઉપદેશ આપ્યો.

આવા વેદાંતીઓની પુરાણી પ્રણાલિકાને અનુસરીને મનસુખરામ નશ્વર સંસારમાં પરંપરાગત આચાર વિચાર પાળવાનો જ ચુસ્ત આગ્રહ રાખતા. ભૌતિક સત્તા અને સંપત્તિ મેળવવાને તેમણે કાળને અનુરૂપ નવા વહેવારિક માર્ગ-અપનાવ્યા. શેરબજારમાં ને બીજા વેપારમાં કમાતા અને દેશી રાજ્યોના કારભારમાં ચાણક્યનીતિ અનુસરતા. છતાં વેદવેદાંત કે સંસ્કૃત સાહિત્યના અભ્યાસે તેમને મધ્યકાલીન રૂઢિઓમાં સહેજ પણ સુધારો કરવાને પ્રેર્યા નહિ. તેમની એવી માન્યતા હતી કે પ્રાકૃત લોકોને માટે ઘડાયેલા શાસ્ત્રધર્મમાં સ્વતંત્ર બુદ્ધિ કે ચર્ચા વિચારણાને સહેજ પણ અવકાશ આપવાથી પુરાણા આચારવિચારનો અને સાથે સનાતન ધર્મનો પણ લોપ થશે. તેમને ન્યાયની ખાતર ઉમેરવું જોઈએ કે જેવા ચાલવામાં ને બેસવામાં તે ઘણા સીધા ને અક્કડ



ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી

૨૦-૧૧-૧૮૫૫ ] [ મૃત્યુ : ૪-૧-૧૯૦૭

રહેતા તેમ પોતાના જીવનમાં જૂની રૂઢિ પાળવામાં પણ ઘણા કડક હતા અને ગમે તેટલી અગવડ વેઠી લઈને પણ આહારવિહારમાં જ્ઞાતિ-ધર્મ ચુસ્તપણે પાળતા.

સિદ્ધાંતિ વેદાંતી અને રૂઢિપાલનમાં સનાતની મનસુખરામના માનસની ઊંડી છાપ નડિયાદના સાક્ષરો પર પડી. અભેદમાર્ગી મણિલાલે વેદાંતના સિદ્ધાંતોનું વિશદ નિરુપણ કરીને અને પ્રભાવિક ગદ્યશૈલી ખીલવીને સાહિત્યક્ષેત્રે ઊંચી નામના મેળવી. ગોવર્ધનરામે સરસ્વતીચંદ્રની રસિલી અને તત્વજ્ઞાની નવલકથા લખીને સર્વશ્રેષ્ઠ સાહિત્યકાર તરીકે કીર્તિ મેળવી. મસ્તકવિ બાલાશંકરે મણિલાલથી પણ વિશેષ ફારસીશાહી કાવ્યરચના કરીને ગુજરાતી સાહિત્યમાં નવી ભાત પાડી. દોલતરામે અમરસત્ર અને કુસુમાવલિ જેવા ગ્રંથો રચીને સંસ્કૃતમય ભાષા અને રૂપકોની રસલ્હાણ કરી. છગનલાલે કાદંબરી જેવી સર્વોત્તમ સંસ્કૃત નવલકથાનું સુંદર ભાષાંતર કરીને અનુપમ સ્થાન મેળવ્યું. એ સર્વ સંસ્કૃતમયી ગુજરાતીના ઉપાસક હતા, તેમ વિચાર ને આચારમાં શુદ્ધ સનાતની રહ્યા.

ધાર્મિક કે સામાજિક ચર્ચા કરતાં મનસુખરામ તો સનાતની પક્ષના અગ્રેસર તરીકે પકાયા. જુવાન ગોવર્ધનરામ સામાજિક પ્રશ્નોની બંને બાજુ જોઈ શકતા. તેમનું દિલ નવા જમાના તરફ કંઈક ઝૂકતું હતું. તેથી સુંદરગિરિ પર વેદાંતી વાતાવરણ જમાવ્યા પછી અધ્યાત્મ-સ્વરૂપ બનેલા સરસ્વતીચંદ્રનુ લગ્ન કુમુદ સાથે કરવાના અને કુસુમને નવા જમાનાની મીરાં બનાવવાની તેમની નેમ કઈક વર્તાતી. પણ મનસુખરામની પ્રત્યક્ષ કે પરોક્ષ અસરથી તેમણે પુસ્તકનો ઉપસંહાર રૂઢિગત રીતે જ કરવાનું યોગ્ય ધાર્યું. વળી તેમનું જૂનવાણી માનસ તેમની નવલકથામાં ગુપ્ત[1] રહ્યું હતું, તે અમદાવાદમાં સન ૧૯૦૨માં

૧. તે વખતે સુધારા વિરુદ્ધ લડત ચલાવનારાઓની નોંધ, "સુબોધ ચિંતામણિ"ના કર્તા વલ્લભદાસ પોપટભાઈએ મહિપતરામના મૃત્યુ વિષેની

-એક ભાષણ કરતાં "ત્હેમાં રૂઢ સંસ્થાઓ — ઇષ્ટ, અનિષ્ટ સર્વ સંસ્થાઓ માટે દૂષિત તર્ક વાપરીને બચાવ કર્યો"[1] તેથી પ્રકટ થઈ ગયું

સમાજ – સુધારાની સમગ્ર વિચારસરણી સામે અંતકાળ સુધી ખુલ્લી કટ્ટર જેહાદ ચલાવવાનું બીડું તો નડિયાદના સાક્ષરમંડળમાંથી મણિલાલે ઝડપ્યું. સાહિત્યની તેમજ સમાજજીવનની અનેક ચર્ચા કરતાં મણિલાલે હમેશાં વેદાંતના સિદ્ધાંત વિવિધરંગી ઉદાત્ત શૈલીમાં ઝળકાવ્યા હતા. તેમજ નર્મદ અને કરસનદાસ જેવા સુધારકોને તેમણે ભવ્ય અંજલિ આપી અને બાળલગ્ન[2] જેવી અનિષ્ટ રૂઢિની સખત શબ્દોમાં

---

કવિતામા "બુદ્ધિ પ્રકાશ"માં લીધી છે;

નર્મદ, મનસુખ, મણિ, ગઢલાલા, ગુજરાતી
ગોવર્ધન વળી ગુસ લઉ થઈ રક્ષકસાથી
તેથી સુધારો ચયો, જરા જખમી મુંબઈમાં
રક્ષક બળ બળવાન, ઘુમ્યો નડિયાદ સુરતમાં "

નવલરામ ત્રિવેદી કૃત સમાજ સુધારાનું રેખાદર્શન પાન ૧૪૩.

અહીંયાં સમકાલીન લેખકે મનસુખરામની સાથે મણિલાલને ચુસ્ત રક્ષક તરીકે ને ગોવર્ધનરામને તેના છુપા સાથી તરીકે વર્ણવ્યા છે તે સૂચક છે.

૧. નરસિંહરાવ દીવેટીઆ કૃત સ્મરણમુકુર પાન ૨૪૨. પ્રમુખસ્થાને બિરાજેલા અંબાલાલ સાકરલાલે ગોવર્ધનરામના વિચારોની ટીકા કરી-તરત જ નરસિંહરાવના બીજા ભાષણ વખતે તેમના સુધારાવાદી વિચારને એ જ પ્રમુખે સ્વીકાર્ય ગણ્યા."

૨. "સુખની ઈચ્છા રાખનાર લોકે બાળલગ્ન કદાપિ કરવુ નહિ."— એ મણિલાલના વિધાનથી કોઈ વિવેચકો તેમને બાળલગ્નવિરોધી માને છે. પણ સંમતિવયના કાયદાનો સખત વિરોધ કરતાં તેમણે લખેલું કે: "લગ્નની વય ગમે તેટલી હોય છે પણ ઘર માંડવાનો સમય તો ખરી યુવાવસ્થા પ્રાપ્ત થયા વિના કોઈ પણ સ્થળે આવેલો જાણવામાં નથી" —એ શબ્દો પરથી જણાય છે કે કન્યા રજસ્વલા થાય કે તરત તેને પરણાવીને સાસરે મોકલવાના જૂનવાણી મતના જ તે હતા; નવલરામ ત્રિવેદી કૃત સમાજસુધારાનું રેખાદર્શન-પાન ૧૬૫.

ટીકા કરી તેથી તેમની રૂઢિચુસ્ત મનોવૃત્તિ કંઈક અંશે ઢંકાઈ છે. પણ તેમના 'સુદર્શન' અને રમણભાઈના 'જ્ઞાનસુધા' માસિકો વચ્ચે જે તીરંદાજી વરસો સુધી ચાલી તે પર નજર નાખતાં માલૂમ પડે છે કે મણિલાલે જ્યાં તર્કશુદ્ધ સુધારાની જરૂર સ્વીકારી હતી ત્યાં પણ તેનો પ્રોત્સાહક પ્રચાર કરવાનો કંઈ આવેશ રાખ્યો નહોતો. ખરી વાત એ છે કે નર્મદની ઉત્તરાવસ્થાની ભાવનાના જ્યોતિર્ધર તરીકે પોતાને ગણાવનાર મણિલાલ ખરા જિગરથી આર્યધર્મપરસ્ત ને વેદાંતમાર્ગી હતા. જીવન ને સાહિત્યનો સાર તેમને એમાં જ લાગતો, તેની જ પારાશીશીથી સામાજિક રૂઢિઓ અને સુધારાનું મુલ્યાંકન તે કરતા, અને એકંદર નવા સુધારાથી સમાજમાં ધર્મની શ્રદ્ધા ડગી જાય એ શંકાથી તેનો કસર કસીને વિરોધ કરવામાં જ તે કૃતકૃત્યતા અનુભવતા.[1]

પણ નર્મદે પોતે સમાજસુધારાના જે મુખ્ય મુદ્દાને સુધારકોના જમે પાસામાં ગણાવ્યા છે તે વિષે કટ્ટર વિરોધી વલણ ઓગણીસમી સદીની આખરે ટકી શકે એમ હતું ખરું?[2] મનુષ્યમાત્રની સ્વતંત્રતા અને સમાનતાના જે સિદ્ધાંતોની એરણે નવલરામે નર્મદના 'ધર્મવિચાર'નાં વિધાનોને ચઢાવ્યાં હતાં તેને બાજુએ મૂકીએ, પણ સન ૧૮૭૫ની આસપાસ મુંબઈ–અમદાવાદમાં સ્થપાયેલી આર્યસમાજ ને થિયોસોફિકલ સોસાયટીએ જ સમાજસુધારાના, ધર્મપ્રણિત સુધારાના આદેશ નહોતા આપ્યા? આર્યસમાજે પૂરી આર્યદૃષ્ટિથી, વેદપ્રણિત ન હોય અને માત્ર સ્મૃતિ ને પુરાણો પર રચાયા હોય તેવા મૂર્તિપૂજાના

---

૧. કરસનદાસ મૂળજી પર ઉચિત સ્તુતિ પુષ્પો વેરતા છતા પણ તેમણે મહારાજ લાઈબલ કેસની યાદગાર ચર્ચામાં ગોંસાઈજી મહારાજનાં અનીતિમય પાખંડ પ્રકટ કરવાથી પ્રાકૃત લોકની ઈશ્વર વિષે શ્રદ્ધા ડગી જશે એવી શંકા મણિલાલે દર્શાવી હતી.

૨. તે મુખ્ય મુદ્દા આ હતાઃ (૧) પરદેશગમન (૨) વિધવાવિવાહ (૩) વલ્લભપંથના આચાર્યોનો વિરોધ (૪) જ્ઞાતિબંધન તોડવાં (૫) પાસંસ્કારના (બાળલગ્ન કન્યાશિક્ષણ વગેરે) જરૂરી સુધારા.

ઠાઠમાઠ, અસંખ્ય જ્ઞાતિભેદ ને વિધિ-રૂઢિઓનાં જંગલને બાળીને ભસ્મ કરવાનો નિશ્ચય જાહેર કરેલો. તે જ જમાનાના સ્વામી વિવેકાનંદ પણ અજ્ઞાન ને પાપી પંડા તથા બ્રાહ્મણોનાં પાખંડ અને લૂંટ જોઈને હાડોહાડ સળગી ગયેલા અને તે નાબૂદ કરવા તથા દલિત – ગરીબ પ્રજાને જાગૃત કરવાને પ્રવૃત્ત થયેલા. તેમ મેડમ બ્લેવેટ્સ્કી ને પછી મિસિસ બેસંટે ઊંડા અભ્યાસ ને ચિંતન પછી આર્યધર્મ ને સંસ્કૃતિને અપનાવીને તેના ઉદાત્ત હાર્દને દૂષણ રૂપ એવી અસંખ્ય નાતની વાડાબંદી, બાળલગ્ન, ફરજિયાત વૈધવ્ય, અસ્પૃશ્યતા વગેરે અનિષ્ટ રૂઢિઓ નાબૂદ કરવાને શાણી લડત આદરેલી. આ બધું જોતાં આર્યધર્મને નામે બધી જ જૂની રૂઢિઓને કાયમ રાખવાની મણિલાલ વગેરે સર્વે સનાતની સાક્ષરોની પ્રવૃત્તિથી તેમનું રૂઢિચુસ્ત જૂનવાણી માનસ જ પ્રકટ થયું હતું.

સમયને પારખીને સત્તા ને સમૃદ્ધિ પ્રાપ્ત કરનાર આ વિદ્વાનોએ સમાજજીવનમાં દેશકાળનો વિચાર ન કર્યો. નવી વિચારણા અને ભાવનાનો પ્રવાહ પશ્ચિમથી નિરંતર વહ્યાં કરતો તેની તેમણે પરવા ન કરી. માત્ર તેમાંથી કંઈક ફાવતી દલીલો પોતાના પક્ષે તારવીને જ સંતોષ માન્યો. હુન્નરખાનની ચઢાઈને કવિ દલપતરામે બિરદાવી, તેના બધાગે લાભ લેવાને દોટ મૂકનાર આ ગૃહસ્થોએ તેના આધારભૂત વૈજ્ઞાનિક બુદ્ધિવાદને ન પિછાન્યો. સ્વધર્મ ને સ્વરાજના શબ્દો ઉચ્ચારવા છતાં તેમણે પરરાજ્યની સામે લડવાનો તો વિચાર સરખો પણ ન કર્યો. સંસ્કૃત નાટકોમાં પાર્વતી ને શકુંતલા જેવી કુમારિકાઓનાં સુવિકસિત સ્ત્રીત્વનાં વર્ણન પર મુગ્ધ થવા છતાં તેમણે પ્રમાણમાં કાચી કન્યાઓને જ પરણાવવાની હિમાયત કરી બાળવિધવાઓનાં કારમાં દુઃખ અને અધોગતિથી પૂરા જાણકાર હોવા છતાં તે વૈધવ્યની પવિત્રતાનાં ગુણગાન કરતા જ રહ્યા. મૂર્તિપૂજાને નામે ધર્મમંદિરોમાં ફેલાયેલા પાખંડ ને અનાચાર જાણવા છતાં તે બધાને સુંદર શબ્દોની શબ્દજાળથી ઢાંકે જ ગયા. આર્યસમાજ ને થિયોસોફીની દૂરથી પ્રશંસા કરીને તેના

રચનાત્મક કાર્યમાં કંઈ જ સાથ તેમણે ન આપ્યો. તેમ વિધવા કે અછૂતની સેવાના સંગીન કાર્યને જોવા છતાં પણ તેમનાં દિલ કદી ન જ પીગળ્યાં.

માણુસ બુદ્ધિથી વિચારે છે પણ હૃદયના ભાવ મુજબ વર્તે છે. આ દૃષ્ટિથી જોતાં ગોસાંઈજીના મંદિરોમાં કે સંયુક્ત કુટુંબોમાં, લગ્નમાં ને જીવનમાં, સ્ત્રીઓને જે ગુલામી ને અધોગતિ વેઠવી પડતી તે જોઈને સર્વે સુધારકોનાં દિલ જેમ ઘાયલ થતાં તેમ આ સાક્ષરોનાં કદીયે જખ્મી ન જ થયાં.

"સ્ત્રી જાતિની અવદશા પરિહારવાને
એવો હુતાશન મહા પ્રગટાવીશું કે
તેની પ્રચંડ ઊંડી જ્વાલની માંહી થાશે
અજ્ઞાન, સ્વાર્થ, વળી દુર્મતિ સર્વ ભસ્મ."

રમણભાઈના "રાઈના પર્વત"ની આ કડીમાં પ્રતીત થતી, લેખકના દિલમાં જલતી આગની એક ચિનગારી પણ નડિયાદના લેખકોના અંતરમાં કદી ન સળગી. તેમ નંદશંકર, ભોળાનાથ ને રમણભાઈના કુટુંબોમાં સુશિક્ષિત સ્વતંત્ર ને પ્રેમલ સ્ત્રીજીવનની જે સુવાસ પ્રકટી તેની કંઈ ફોરમ પણ અમારા સાક્ષરોના કુટુંબમાં પમરી નહિ.[1]

જો સુધારકો અંગ્રેજ સરકારનો સહકાર લઈને આગળ વધ્યા હતા તો આ સાક્ષરોની સત્તા ને જાહોજલાલી સરકાર તેમજ રજવાડી રાજતંત્રની બેવડી મહેરબાની પર નિર્ભર હતી. અંગ્રેજોના સુધારક સાગરીતો રાજકીય લઢતમાં છેક આગળ ન પડ્યા તોયે રાનડે

1. ગોવર્ધનરામે પોતાની બીજી બે પુત્રીઓની માફક ઉત્તમ પુત્રી લીલાવતીને થોડું ભણાવીને અપાત્ર સાથે પરણાવતાં તે કેવી દુઃખી થઈ તેનું કરુણાજનક ચિત્ર તેમણે જ 'લીલાવતી જીવનકથા'માં દોર્યું છે. "નારીપ્રતિષ્ઠા"-ના લેખક મણિલાલે પહેલેથી છેવટ સુધી કેવું અપવિત્ર અંગત જીવન આચર્યું હતું—સ્ત્રીને ઉપવસ્ત્ર તરીકે હમેશ ગણી હતી—તે અંબાલાલ પુરાણીએ લખેલા તેમના જીવનચરિત્ર પરથી જણાય છે.

અને તેલંગના વખતથી કોંગ્રેસમાં પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે સામેલ થયા હતા.[1] વિશેષે કરીને તો નવા જમાનાને અનુરૂપ સમાજસુધારાની બુલંદ ઘોષણા કરીને તેમણે જીવન દીપાવ્યું; ત્યારે આ સનાતનીઓ તો છેક જ જૂનવાણી રાજા–નવાબો સાથે સંકળાયેલા હોવાથી તેઓ રાજકીય લડતથી તો તદ્દન અલિપ્ત રહ્યા અને વળી પ્રજાના સામાજિક વિકાસનો પણ કટ્ટર વિરોધ કરીને તેમના માટીના દેવની જ આરાધના તેમણે કર્યા કરી. બંને વર્ગ શ્રમજીવી બહુજન સમાજથી અલગ દુનિયામાં વિચરતા પણ સુધારકો નવી સરકારના મૂડીવાદી તંત્ર સાથે સંકળાયેલા હોવાથી કાળબળ અનુસાર વિશિષ્ટ સામાજિક અને કંઈક રાજકીય સેવા કરીને જ તેમનું વર્ચસ કાયમ રાખવા ઈચ્છતા, ત્યારે આ સનાતનીઓ જૂનવાણી રજવાડી સામંતશાહીને પનારે પડેલા હોવાથી જૂના રાજકીય આર્થિક અને સામાજિક તંત્રના સહેજ સુધારાથી ભડકતા અને ધર્મને નામે તેનો સખત વિરોધ કરીને પોતાની ગાદી અમર કરવા મથતા.

અલબત્ત, કવિ નાનાલાલે બિરદાવેલા નડિયાદના સાક્ષરોનું જમે પાસું ઘણું મોટું ને યશસ્વી હતું. ગઈ સદીના ઉત્તરાર્ધમાં "અટળક અષ્ટસિદ્ધિવંતા નડિયાદને" સાહિત્ય સર્જનની પ્રતિભાષામાં જર્મનીના વીમાર શહેર સાથે કવિએ સકારણ સરખાવ્યું છે. ગુજરાતી ભાષાને

---

૧. ગુજરાતમાં અંબાલાલ સાકરલાલ અને રમણભાઈ નીલકંઠ કોંગ્રેસમાં પૂરા દિલથી સામેલ થયેલા. સન ૧૯૧૭ સુધી રમણભાઈ ગુજરાત સભાના અગ્રણી હતા. વળી સન ૧૮૬૮ માં ભરૂચમાં સ્વદેશી માલનું પહેલું પ્રદર્શન ભરાયું તે પછી સન ૧૮૭૫ માં રાષ્ટ્રીય અસ્મિતાનો જુવાળ ફેલાતાં, અંબાલાલના ઉપદેશથી અમદાવાદમાં સ્વદેશ ઉદ્યોગવર્ધક મંડળી સ્થપાઈ હતી: સન ૧૮૭૬માં અંબાલાલના પ્રમુખપદ નીચે મળેલી સભામાં કવિતા ગવાયેલી: "ચીજો છે વિદેશી સહુ એ ઠગારી, ન લેશો જતાં જીવ છે અર્જ મારી". આ પ્રચારનો પણ કંઈ પડઘો નડિયાદમાં પડયો નહિ.

સંસ્કૃતનાં તેમજ ફારસીનાં નવાં આભૂષણો સજાવીને તેમણે સદાને માટે સમૃદ્ધ કરી છે. સરસ્વતીચંદ્ર ને ગુલાબસિંહ, કાદંબરી અને કુસુમાવલિ એ ગ્રંથોએ નવો યુગ સર્જ્યો છે. પણ તેમનાં માનવસ્વભાવનાં અણુમોલ નિરૂપણ અને ગગનગામી કલ્પનાશક્તિ, અદ્ભુત વિદ્વત્તા અને અપાર જ્ઞાન આગળ તેમના સામાજિક આચારવિચાર ઝાંખા અને અધોગામી લાગે છે.

આમ, મારા જન્મકાળે નડિયાદનું ને વિશેષે કરીને નાગરવાડાનું વાતાવરણ સંસ્કૃતભાષાના પ્રેમના તેમજ ઉત્કૃષ્ટ સાહિત્યરસના, ઉદાત્ત વેદાંતના અને સનાતની રૂઢિપાલનના સંસ્કારોથી સભર ભરેલું હતું.

## ૪. ઘેલા જાનીના વંશજો

મારા બાલ્યકાળના નડિયાદની સૂરત પર ને તેના વાતાવરણ પર નજર ફેરવીને હવે જે કુટુંબમાં મારો જન્મ થયો તેની થોડી હકીકતની નોંધ લઈએ.

મૂળ ચાર વર્ણમાંથી અગણિત પેટા જ્ઞાતિના સાંકડાં વાડા બંધાયા ત્યારે તેમના મૂળ ગુણ કરતાં કર્મ વધારે બદલાતાં ગયાં. બ્રાહ્મણમાં નાગરની, તેમાં વળી વડનગરાનાગરની[1] પેટા જ્ઞાતિના મારા પૂર્વજો હતા. સેંકડો વરસ પર અમારા જ્ઞાતિજનો નાગર ગૃહસ્થોનું ગોરપદું કરતા મરાઠા કાળ દરમ્યાન નાગર ગૃહસ્થો શહેર છોડી ગયા ત્યારથી નાગર બ્રાહ્મણો ધીરધાર, ખેતી અને વેપાર પર જ મુખ્યત્વે નભતા ને એકંદર સારી કમાણી કરીને સમૃદ્ધ અને સંસ્કારી જીવન ગાળતા.

મારા પંકાયેલા પૂર્વજ ઘેલાભાઈ જાનીએ ખાસ કરીને સોના-ચાંદીનો ધીકતો વેપાર ખેડીને સારી મિલ્કત ને મૂડી જમાવી હતી. આપકમાઈથી આગળ વધતાં તેમણે ન્યાતજાતમાં સારી પ્રતિષ્ઠા ને કીર્તિ મેળવી હતી તે કડક સ્વભાવના, મનસ્વી ને સ્વાભિમાની હતા કેશવ-

---

૧. નાગરની છ પેટા જ્ઞાતિ છે: વડનગરા, સાઠોદરા, વીસનગરા, પ્રશ્નોરા ચિત્રોડા ને કૃષ્ણોરા. દરેકમાં ગૃહસ્થ, બ્રાહ્મણ (ગોરપદું કરનારા) ને ડુંગરપરા (રસોઈ કરનારા)–એવા ત્રણ ઉપભેદ હતા. છ નાગરની ન્યાતની વચ્ચે ભોજન કે લગ્નના વહેવાર નહોતા. ગૃહસ્થ બ્રાહ્મણ વગેરે વચ્ચે ભોજનની છૂટ હતી પણ લગ્નના સબંધ નહોતા.

રામ પંડ્યાના વધારે નામાંકિત કુટુંબની કન્યા સાથે લગ્ન કરીને તે નાગરવાડામાં 'જૂની હવેલી'ના માલિક થયા તો યે તેમાં કદી પોતે રહેવા ગયા નહિ. મોગલકોટ પાસેના પોતાના મકાનમાં રહેવામાં જ તે ગૌરવ માનતા.

કેશવરામ પંડ્યા અઢારમી સદીના અંતકાળમાં ગાયકવાડના શરાફ તરીકે નડિયાદમાં સારી મિલ્કત ને ઊંચો મોભો ધરાવતા. ગાયકવાડનું રાજ્ય ૧૮૦૨ માં નડિયાદમાંથી નાબૂદ થયું તે પહેલાં કેશવરામ હાલના ઝગડીઆ પાડાની[1] પૂર્વની ખડકીમાં જૂની હવેલી ને નવી હવેલી એવાં બે મોટાં મકાનોના માલિક બનેલા. બને જંગી ઘરમાં કૂવો, ટાંકાં,[2] દટણના સંડાસ, વિશાળ ચોક ને માલસામાન ભરવાની ને ઢોર બાંધવાની સગવડ હોવાથી તેમજ આખી ખડકીના મોટા દરવાજા અનેક સાંકળ ભોગળથી બીડી શકાય એવા હોવાથી અંદરના ઘરમાં મહિનાઓ સુધી નિર્ભય રીતે સંતાઈ રહેવાની સગવડ હતી. જે બંડખોર મલ્હારરાવનાં ગીત નડિયાદમાં ને સારા સૌરાષ્ટ્રમાં ચૌટે ને ચકલે ગવાતાં તેણે જ અંગ્રેજો સાથે લડાઈ દરમ્યાન નવી હવેલીમાં છએક માસ ભૂગર્ભવાસ કરેલો.

કેશવરામ જેવા બાહોશ ને વહેવારકુશળ તેવા જ મહાદેવના પરમ ભક્ત હતા. તેમના બે દીકરાને સંતાનમાં બે દીકરીઓ જ હતી,

---

૧. મુસલમાન બાદશાહોના સમયમાં જ્યાં શાહી ઝઘડ–નોબત રાખવામાં આવતી તે ઝઘડીઓ પાડો (પાડો-સ્થાન) કહેવાતો. જુઓ શાંતિલાલ ઠાકરનો નડિયાદનો ઈતિહાસ પાન ૧૨. આ પોળમાં જ તે કાળે વધારે નાગરો રહેતા. મણિભાઈ જશભાઈના કુટુંબનું ઘર અહીંઆં જ હતું. આસપાસની ખડકીઓ ને પોળોમાં મળીને આખો લત્તો નાગરવાડા તરીકે આજે ઓળખાય છે.

૨. અમારાં ઘરમાં ખુલ્લા છોબંધી ચોકની નીચે પાકું છાબેલું બોયરું બનાવી તેમાં છાપરા ને અગાસી પર વરસતો વરસાદ ઝીલી સંઘરવાનો રિવાજ હતો. તે પાકા પાણી ભરવાના બોયરાને ટાંકું કહેતા.

તેથી તેમણે પીજ ભાગોળે વિશાળ વાડીમાં શિવાલય બાંધીને તેમાં કાશી-વિશ્વનાથ મહાદેવની પ્રાણપ્રતિષ્ઠા કરી[૧] ને બે પૌત્રીઓને પોતાનાં બે ઘર વારસામાં આપ્યાં. તે પૈકી શિવલક્ષ્મીને ઘેલા જાની સાથે અને બીજાં મહાલક્ષ્મીને કેશવજી જાની સાથે પરણાવવામાં આવ્યાં. તેથી મારા પ્રપિતામહ લાલશંકરને 'મોટી હવેલી' — મોટું ઘર મળ્યું ને આજના બંસીલાલ વકીલના પ્રપિતામહ વરજભાઈને નાની હવેલી મળી. આમ દીકરીઓને ઘેર દીવા કરી કેશવરામ પરલોક સિધાવ્યા.

ઘેલા જાની તો અસલી નાગરવાડામાં મર્હુમ ફૂલચંદ કવિવાળા ઘરમાં જ જીવનભર રહ્યા સ્વાભાવિક રીતે તેમના મોટા દીકરા લાલશંકરને મોસાળપક્ષની જાહોજલાલીમાં અને બીજા ન્યાતભાઈઓની વધારે નજીકમાં રહેવાનું ગમી ગયું. તેથી વૃદ્ધ ઘેલા જાનીના દિલમાં જ્યેષ્ઠ પુત્રની સામે અગમ્ય પૂર્વગ્રહ બંધાયો.

સન ૧૮૨૦ માં સહજાનંદ સ્વામીએ નડિયાદ આવીને તેમના સંપ્રદાયનો પ્રચાર કર્યો ત્યારે અસલી શિવપૂજા ચાલુ રાખીને ઘેલા જાની બીજા કેટલાક નાગરોની માફક નવા સ્વામીના આરૂઢ ભક્ત બન્યા. સ્વામીજીનાં પગલાં તેમણે પડાવેલાં તે આજે પણ અમારા પિત્રાઈના ઘરમાં પુજાય છે. નવા સંપ્રદાયના ઝનૂની અનુયાયી બનેલા ઘેલા જાનીના દિલમાં અંતકાળ સુધી લાલશંકર સામે એટલો અંટસ કાયમ રહ્યો કે તેમણે મોટા ખરચે ઉછેરેલું આંબાવાડિયું લાલશંકરને વારસામાં આપવાને બદલે સ્વામીનારાયણના વડતાલના મંદિરને અર્પણ કર્યું. તેમના વંશજોને 'ઘેલા ઘી ખા'[૨] એ સૂત્ર પણ વારસામાં મૂકી ગયા, તે વડે

૧. તે જ વખતે તેમણે મહારૂદ્ર કરેલો તેનો યજ્ઞકુંડ મારા પૂર્વજોને મળેલી મોટી હવેલીમાં આજે મોજૂદ છે.

૨. ઘેલા જાનીને જ્ઞાતિભોજનમાં ખૂબ ઘી ખાવાનો શોખ હતો. લાડુ ને ભાતમાં જ નહિ પણ દાળ ને શાકમાં તે ઘી નાખતા ને નાખવાનો ઉપદેશ કરતા, જેથી તેમાં ખરાબ ઘી વાપર્યું હોય ને મરચાં નાખ્યાં હોય તેનું મારણ થાય; તેથી ઘેલા જાની 'ઘી ખા' એમ હમેશ કહેતા.

અમે આજ સુધી જ્ઞાતિજનોમાં પંકાઈએ છીએ.

લાલશંકરના કાળમાં કુટુંબની જાહોજલાલી ઓસરી ગઈ. તેમના મોટા દીકરા હરિશંકરનાં લગ્ન ગોવર્ધનરામનાં મોટાં બહેન શણગારલક્ષ્મી સાથે થયાં. તેથી હરિશંકર શ્રીમંત ત્રિપાઠી કુટુંબના સવિશેષ સહવાસી થયા ને તેના સહૃદ પીઠબળથી સંસાર ચલાવતા. એ જ્યેષ્ઠ પુત્રને પણ સાસરવાસી થયેલો ગણીને તેના પર લાલશંકર રીસે ભરાયા ને કેશવરામની હવેલીમાંથી તેને બાકાત રાખીને તે ઘર દાદા ઝવેરીલાલને સોંપ્યું. તેમના જ્યેષ્ઠ પુત્ર ને મારા પિતા કનૈયાલાલ પણ બાળવયથી તેમના મામા શ્રીવલ્લભને ત્યાં ઊછર્યા ને ત્યાં જ કાયમ રહ્યા. તે પરથી એવી લોકવાયકા ફેલાઈ કે ઘેલા જાનીના કુટુંબમાં બાપ ને મોટા દીકરાની વચ્ચે બારમો ચંદ્રમા જ હોય!

લાલશંકરનાં પત્ની ગંગાલક્ષ્મી ગોકુળજી પંડ્યાના શ્રીમંત કુટુંબમાં જન્મ્યાં હતાં. પતિના મરણ પછી વૃદ્ધાવસ્થામાં ત્રણે પુત્રોથી સ્વતંત્ર રીતે પિયર પક્ષમાં સાચવેલી આગવી આવક પર જ પોતાનો ગુજારો કરતાં અને જાતે જુદું જ રાંધીને જમતાં. પંચાણું વરસની વયે તે ગુજરી ગયાં ત્યારે અત્યંત અશક્ત અને લગભગ અંધ બનેલાં હોવા છતાં અડગ ધર્મભાવનાથી દેરાસરના દેવની, પુરાણા કાળનાં કોઇ સતીમાતાના શ્રીફળની ને ચોકની વચ્ચે સ્થાપેલા મહાદેવની પૂજા કરતાં. વળી નારણદેવના મંદિર સુધી સાંકે રસ્તે ભીંતે ભીંતે હાથ દઈને અંતકાળ સુધી તે દેવદર્શન કરવા જતાં. તે એટલાં બધાં પ્રેમાળ હતાં કે તેમના બહોળા કુટુંબનાં બધાં બાળકો તેમને પગે લાગવા આવતાં ત્યારે ધીમાં સાતેલા ખજૂરના નાના ટુકડાનો પ્રસાદ આપતાં ને માથે હાથ મૂકીને આશીર્વાદ આપતાં.

દાદા ઝવેરીલાલને વારસામાં મોટું ઘર ને તેમાં વસાવેલા દાગીના વાસણ ને થોડી જમીન જ મળેલાં. ગરીબાઈમાં ઘણી જ કરકસર કરીને તે મોટા થયા. નવા જમાનામાં નવી કેળવણી લઈને જ કમાઈ શકાશે

એવી પ્રતીતિ થતાં તેમણે અંગ્રેજી ભણવાનો ઉત્કટ નિશ્ચય કર્યો. ત્રણ અંગ્રેજી ધોરણ નડિયાદની સરકારી શાળામાં[1] પૂરાં કરીને તેમણે અમદાવાદ રહી મિશન સ્કૂલમાં સાત પૂરાં કર્યાં. દુર્ભાગ્યે મેટ્રિકમાં બે વખત નાપાસ થતાં આગળ ભણવાની તેમની મહેચ્છા અફળ રહી.

જે બળવંતરામ વૈદનાં દીકરી દુર્ગાલક્ષ્મી — નાનીબા — સાથે તેમનાં લગ્ન થયાં હતાં તે વૈદ પણ જાણવા જોગ માણસ હતા. તે માણસનું તેમ મૂંગાં પ્રાણીનું પણ વૈદું કરતા. કૂતરાં, ગાય ને ગધેડાં જેવાં પ્રાણી પર દયા કરતા ને તેના ઘા પર દવા મૂકી પાટાપિંડી બહુ જ ભાવથી કરતા. કસાઈના પંજામાંથી ગાયને છોડાવવાને પણ તે હમેશ પ્રયત્નશીલ રહેતા. સન ૧૮૭૬ના દુકાળનું સંકટ ટાળવાને તેમની સલાહથી ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિકે અનાજનાં ગાડાં શહેરમાં ફેરવેલાં. સાપ ઉતારવામાં, ઝેરી ઊંદરની દવા કરવામાં, ને ઢોરનો મોવાસો મટાડવામાં તે અત્યંત કુશળ હતા. તે જેવા પરોપકારી હતા તેવા જ ધર્મનિષ્ઠ પણ હતા. આરૂઢ માતાભક્ત બનીને રોજ કાળકામાતાએ દર્શન કરવા જતા. પછીથી કબીરપંથી સાધુના સત્સંગથી તે પંથમાં ભળ્યા. ત્યાર પછી તેમની આર્થિક અવદશા થતી ગઈ ને પક્ષાઘાતથી તે ગુજરી ગયા.

બળવંતરામનાં બીજાં પુત્રી ધનલક્ષ્મીનું લગ્ન શ્રીવલ્લભ ભગવાનદાસ[2] સાથે થયું હતું. તે સારા પગારે રાજકોટની અને છેવટે અમદાવાદની ટપાલ ઑફિસના મુખ્ય અધિકારી નિમાયા હતા કાઠિયાવાડમાં એકવાર કિંમતી ટપાલની ચોરી થયેલી ત્યારે વેશપલ્ટો કરીને તેમણે ચોરને પકડી પાડેલા તેથી સરકારમાં તેમણે મોટી નામના મેળવેલી ને છેવટે તેમને રાવબહાદુરનો ઇલ્કાબ મળેલો.

---

૧. નડિયાદમાં સાત ધોરણની પૂરી હાઈસ્કૂલ સન ૧૮૮૩માં શરૂ થઇ હતી.

૨. તે છગનલાલ પંડ્યાના કાકા હતા. એ સાક્ષર ઘણા ઉદાર સજ્જન હતા. તેથી કનૈયાલાલને દત્તક લીધા સિવાય, શ્રીવલ્લભ નિ:સંતાન ગુજરી ગયા પછી તેમની મિલકત પર તેમણે કંઇ હક્ક દાવો કર્યો નહોતો.

શ્રીવલ્લભની લાગવગથી તેમના સાઢુભાઈ ઝવેરીલાલને રાજકોટના વિદ્યાધિકારીના હાથ નીચે શાળાનિરીક્ષકની કચેરીમાં નોકરી મળી. આશરે ચાલીશ વરસ સુધી સારા કાઠિયાવાડમાં માસિક રૂા. ૪૦)ના પગારે વિદ્યાધિકારીના કારકુન અને અંગ્રેજી શાળાના શિક્ષક તરીકે તેમણે કામગીરી બજાવી.[1] રાજકોટ ને જામનગરની હાઈસ્કૂલમાં શિક્ષક તરીકે તેમણે જે કામ કર્યું તે ઘણું જ પંકાયું હતું. "આદર્શ શિક્ષકનાં લક્ષણો ઝવેરીલાલમાં હતાં એમ આજે ય તેમની પાસે ભણેલા કેટલાયે વિદ્યાર્થીઓ કહે છે... સૌરાષ્ટ્રના પીઢ મુત્સદ્દીઓમાં તેમના વિદ્યાર્થીઓ છે"[2] મોરબીના માજી દીવાન મણીશંકરાય બક્ષી જેવા વિદ્યાર્થીઓને તે ઘેર ભણવા બોલાવતા અને તેમની પાસે કોઈ વેતન લેવાને બદલે ભૂખ્યાં બાળકોને ઘરની ગોળપાપડી ખવડાવતા. સન ૧૯૦૩માં સાઠ વરસની ઉંમરે વીસ રૂપિયાનું પેન્શન લઈ તે નડિયાદ રહેવા આવ્યા.

તેમના પહેલા દીકરા કનૈયાલાલનો જન્મ સન ૧૮૭૩માં મોસાળના લુહારપોળના ઘરમાં થયો. દાદાને નોકરીને અંગે ફરવાનું થતું અને સન ૧૮૭૭ના અરસામાં જામનગરની નોકરી દરમ્યાન ત્યાં કોલેરા ફાટી નીકળ્યો, તેથી શ્રીવલ્લભની સૂચનાથી તેમના ઝગડીઆ પાડાના શ્રીમંત ઘરમાં બાળ કનૈયાલાલને માસીબા ધનલક્ષ્મીની છાયામાં તેમણે ઊછરવા મૂક્યા. શ્રીવલ્લભને ઘેર તેમને સારું ખાવાપહેરવાનું સુખ સાંપડ્યું, ને રૂપાને ઘૂઘરે રમવાનું મળ્યું. તેથી થોડા વરસમાં દાદાએ

૧. જુઓ અંગ્રેજ કવિ ગોલ્ડસ્મીથનું વીકાર ઓફ વેકફિલ્ડ :
Nor change nor wish to change his place
Passing rich with forty pounds a year.
"પોતાનું સ્થાન બદલ્યું નહિ — કે બદલવાનો વિચાર પણ ન કર્યો; બાર મહિને રૂા. ૫૨૦ — મહિને રૂા. ૪૩) કમાતાં જાહોજલાલીનો સંતોષ માન્યો."

૨. ધનવંત ઓઝા કૃત "આપણા ઈન્દુભાઈ" પાન ૧.

જ્યારે તેમને પોતાને ઘેર બોલાવ્યા ત્યારે શ્રીવલ્લભે નડિયાદનો તેમનો અભ્યાસ ચાલુ રાખવાને પોતાને ઘરે જ રાખવાનો આગ્રહ કર્યો. એ બાળકે પણ દાદાના ગરીબ ઘરને બદલે માસાના શ્રીમંત ઘરમાં સુખવાસી જીવન ગાળવાનું વધુ પસંદ કર્યું. તેથી તે ત્યાં જ ઊછર્યા ને છેવટ સુધી ત્યાં જ રહ્યા.

શ્રીવલ્લભને ત્યાં કનૈયાલાલ ઊછરતા હતા તેથી લગ્નના બંધનમાં તે નાની ઉમરમાં જ ઝડપાઈ ગયા. જે લાભરામ પંડ્યાનાં પુત્રી મણિગૌરી સાથે તેમનો વિવાહ થયો, તેમને એક વેપારીને ત્યાં નામું લખવાને માટે બાર મહિને બાબાશાહી બસો રૂપિયા જ મળતા. કાશીવાસી સંન્યાસી થયેલા તેમના મોટાભાઈ ભગવતરામે ડભાણ ભાગોળે શંખેશ્વર મહાદેવની પ્રતિષ્ઠા કરેલી, તેની નિયમિત પૂજા કરવા તે જતા તેમના શ્વશુર પક્ષના મૂળશંકર પંડ્યા નાગરીન્યાતના મોટા શ્રીમંત ને મુત્સદ્દી અગ્રણી હતા.[1] તેમની જ સલાહથી મણિગૌરીનો વિવાહ ગરીબ બાપના પણ મોટે ઘેર ઊછરતા કનૈયાલાલ સાથે કરવામાં આવ્યો. આવા સંજોગોમાં જ સન ૧૮૮૧માં આઠ વર્ષના વરનાં લગ્ન ચાર વરસની કન્યા સાથે નક્કી થયાં. કન્યાપક્ષે તાલેવન શ્રીવલ્લભને ઘેરથી જ વરને ઉઘલાવવાની અને ત્યાં જ લગ્નની બધી વિધિ કરવાની હઠ લીધી. નિઃસંતાન શ્રીવલ્લભ ને (તેમનાં પત્ની) માસીમાએ તો વેવાઈનો આ નિર્ધાર ઉમળકાથી વધાવી લીધો. દાદા પણ ભગવાનનું માણસ ને સંસારી હુંસાતુસીથી પર હતા, તેથી તેમણે પણ કન્યાનું પલ્લું આપીને સંતોષ માન્યો અને ન્યાત જમાડવાની, વરઘોડો કાઢવાની અને બધી રીતભાત કરવાની શ્રીવલ્લભની હોંસ પૂરી પાડી. પણ પહેલા ખોળાનો દીકરો સગી બહેનને — પણ પારકે – ઘેરથી પરણે તે દાદી નાનીબાથી ન ખમાયું. કડક મિજાસનાં અને તીખી જબાનનાં નાનીબાએ તો પિસ્તાલ પાડી ને લગ્નની સામે રૂસણું લીધું. રખેને તે લગ્નમંડપમાં

---

૧. તે ન્યાતના મોટા પટેલ હતા તેમ શ્રીમંત શાહુકાર ને વેપારી હતા. તેમને ઘેર જ ચામડાંનાં કુલ્લામાં ઘી ભરેલું મેં બાળપણમાં જોયેલું.

કે વરઘોડામાં આવીને તોફાન કરે એ બીકથી સત્તાધારી શ્રીવલ્લભે લગ્નને દિવસે નાનીબાને ઘેર પોલિસની ચોકી બેસાડી !

રાજકોટમાં દાદાની દેખરેખ નીચે ઊછરતા બે નાના પુત્રો સાકરલાલ ને પોપટલાલથી વધારે મોજશોખમાં ને લાડમાં કનૈયાલાલ ઊછર્યા. આરંભમાં શ્રીવલ્લભ દૂર દેશાવર રહેતા, તેથી માસીબાએ[1] ઘણા વહાલથી કનૈયાલાલને છૂટો દોર આપેલો. સને ૧૮૮૭માં નિવૃત્ત થઈ શ્રીવલ્લભ નડિયાદ આવ્યા ત્યારે સરકારે તેમને શહેરની નવી મ્યુનિસિપાલિટીના પ્રમુખ બનાવી ભારે કામમાં રોકી લીધા.[2] કડક દેખરેખને અભાવે કનૈયાલાલ પૂરી આઝાદીથી ભણતા વાંચતા અને વિહરતા, નિશાળના કરતાં બહારની ચોપડીઓ વધારે વાંચતા. સન ૧૮૯૦ સુધીમાં હાઈસ્કૂલમાં તો છઠ્ઠા ધોરણ સુધી તે પહોંચી ગયા, તે જ વરસમાં માસીબાની સાથે શ્રીવલ્લભ તીર્થસ્થાનોની યાત્રાએ ગયા, ને દેશાવરમાં જ અવસાન પામ્યા. જૂનું ઘર ને નવો બાંધેલો "બંગલો", કિંમતી દાગીના ને સારી જેવી મિલ્કત, આ બધું ૧૭ વરસના જુવાન કનૈયાલાલને વારસામાં તે સોંપી ગયા.

વિધવા માસીબા પ્રેમાળ સ્વભાવનાં અને અસલી ખમીરનાં બાહોશ વ્યક્તિ હતાં. ઘરનો ને પૈસાટકાનો બધો કારભાર એ જવાંમર્દ બાઈએ એકલે હાથે સંભાળીને કનૈયાલાલને એકાગ્ર ચિત્તે ભણવાની પૂરી સગવડ આપી. પણ મૂળની આઝાદ મનોવૃત્તિને લીધે સન ૧૮૯૦માં તે નપાસ થયા. નિશાળની ફેરબદલીથી લાભ થાય એમ માનીને તે અમદાવાદ, વડોદરા ને રાજકોટમાં દાદાને ઘેર રહીને તથા મુંબઈમાં ગોવર્ધનરામને ઘેર રહીને જુદી જુદી હાઈસ્કૂલોમાં ભણ્યા. ચાર વાર નિષ્ફળ થયા પછી છેવટે મુંબઈની ભરડા હાઈસ્કૂલમાંથી સન ૧૮૯૪માં તેમના નાનાભાઈ

૧. આ પુસ્તકમાં મારા પિતા કનૈયાલાલનાં માસી ધનલક્ષ્મીને માસીબાના નામથી ઓળખાવવામાં આવ્યાં છે.

૨. તેમના જ વહીવટ દરમ્યાન નડિયાદમાં ઘરવેરો પહેલી વાર નાખવામાં આવેલો તેથી તેનો દોષ તેમને માથે મુકાતો.

·સાકરલાલની સાથે તે મેટ્રિકની પરીક્ષામાં પસાર થયા.

મુંબઈમાં ગોવર્ધનરામની સંસ્કારી સોબતમાં રહેતાં અને એ નગરીના નવા સુધરેલા વાતાવરણમાં ઘૂમતાં કનૈયાલાલની આઝાદ બુદ્ધિને નવી પાંખો આવી. દાદાભાઈ અને ફિરોઝશાહની બુલંદ ઘોષણા સાંભળીને તે ઉત્કટ સ્વદેશાભિમાની અને કોંગ્રેસના હિમાયતી બન્યા. તેમ રાનડે ને તેલંગ જેવા વિદ્વાનોનાં પ્રવચનો સાંભળીને મૂર્તિપૂજા ને પરદેશગમન, બાળલગ્ન ને વિધવાવિવાહ, લગનમરણનાં વિધિવિધાન ને ન્યાતજાતનાં વહેમી બંધનો — આ બધા સામાજિક સવાલો વિશે તે પાકા સુધારાવાદી થયા. મુંબઈના વાતાવરણમાંથી નવી પ્રેરણા પામીને રજામાં તે નડિયાદ આવતા ત્યારે જ્ઞાતિના નવજુવાનોની બુદ્ધિ જાગૃત કરવાને ને તેમનું માનસ સુધારવાને તે પ્રવૃત્ત થતા. આ હેતુથી તેમણે સન ૧૮૯૫માં નાગર યુવક સમાજની સ્થાપના કરી અને વિવિધ વિષય પર વ્યાખ્યાનો ને મુક્ત ચર્ચાઓ યોજવા લાગ્યા.

મેટ્રિક પસાર કરીને તરત મુંબઈમાં જ ભણવાનો નિર્ણય તેમણે કર્યો, એટલું જ નહિ પણ બંને નાના ભાઈને પણ મુંબઈમાં જ ભણાવવા તેમણે દાદાને સમજાવ્યા. વળી પ્રિવિયસની પરીક્ષા પસાર કર્યા પછી તેમની જિજ્ઞાસુ બુદ્ધિએ મુશ્કેલીથી સધાય એવી દાક્તરી વિદ્યા ગ્રાંટ મેડિકલ કૉલેજમાં શિખવાનો નિર્ણય કર્યો. આ માટે છોછ કે ચીતરી રાખ્યા સિવાય મુડદાં ચીરવાં પડે ને લોહી-માંસ ચૂંથવાં પડે, તેમ જ છેલ્લાં વર્ષોમાં દિવસ અને રાત કૉલેજની ઈસ્પીતાલમાં કામ કરતાં રહેવા જમવાની મુસીબત વેઠવી પડે. આવી મુસીબતોને ઠોકરે મારીને મનુષ્યશરીરનું નવું વિજ્ઞાન શીખવાને તેમની સાહસિક બુદ્ધિ ઉત્સાહી બની, તેમ દર્દીઓની સારવાર કરવાની ઉત્કટ લાગણીથી તેમનું હુંફાળું દિલ પ્રેરાયું, ને સન ૧૮૯૬ના વરસમાં નડિયાદની ન્યાતમાં નવો ચીલો પાડીને ને મુંબઈની દાક્તરી કૉલેજમાં જોડાયા.

એ અરસામાં જ મુંબઈમાં ભયંકર પ્લેગ ફાટી નીકળ્યો. ભલભલા જવાંમર્દો તે વરસે શહેર છોડીને નાસી છૂટ્યા. પહેલા જ વર્ષમાં

આવા ભયંકર ચેપી રોગની સારવાર કરવાના વિચારથી ગભરાઈ જવાને બદલે તે આવા જીવલેણ રોગથી પ્રજાને બચાવવાને ઓર કૃતનિશ્ચયી બન્યા. સાથે સાથે મુંબઈના જોશીલા પ્રવાહોથી રંગાઈને રાજકીય તેમ જ સામાજિક ક્ષેત્રમાં વધારે ને વધારે સ્વાતંત્ર્યવાદી બુદ્ધિવાદી અને કટ્ટર રૂઢિવિરોધી બનતા ગયા.

ગોવર્ધનરામના નિકટ સંબંધમાં હોવા છતાં કનૈયાલાલ તેમના જેવા વિચારમાં સંશયાત્મા અને આચારમાં રૂઢિચુસ્ત ન રહ્યા એ નોંધપાત્ર છે. એનું મુખ્ય કારણ એ હતું કે તે સંસ્કૃતને બદલે ફારસી શીખીને જ મેટ્રિક પાસ થયેલા. બીજું, મનસુખરામના નિકટ સંપર્કમાં તે ભાગ્યે જ આવેલા — તેમના સસ્કારથી તે અલિપ્ત રહેતા. એ વડીલની કંઈ શેહ કે શરમ તેમને જરાયે અડી નહિ. તેથી એકંદર તે સામાન્ય રીતે નામાંકિત ઝવેરીલાલ યાજ્ઞિકને પંથે વળ્યા. અને એ વડીલના પણ જૂના સંસ્કાર તેમને થયેલા નહિ ને તેમની જેમ શ્રીમંતાઈના વ્યવહારતંત્રમાં તે જકડાયેલા નહિ તેથી તે પાકા મુંબઈગરા બન્યા — સ્વતંત્ર બુદ્ધિથી વિચારતાં અને દિલે હોય તે હોઠે નિર્ભય રીતે બોલતાં શીખ્યા.

તેમનું હૃદય જેવું રૂપાળું હતું અને બુદ્ધિ જેવી તેજ હતી તેવી તેમની જબાન જોશીલી હતી. મુંબઈમાં તેમની કૉલેજના કે બીજા મિત્રોને મળતા અને નડિયાદમાં જુવાનીઆને કે મોટેરાંને મળતા તે સર્વના પર નવા વિચારોનો અસ્ખલિત ધોધ તે વરસાવતા. કૉલેજની ચર્ચાસભામાં તેમનાં તેજસ્વી ભાષણથી સર્વેને મુગ્ધ કરતા, તેમ નડિયાદના જુવાનોનાં દિલ તેમના સેવાભાવી દિલથી અને છટાદાર વાગ્ધારાથી હરી લેતા. રજામાં તેમને નડિયાદમાં મળતાં ચંદ્રશંકર પંડ્યા, અંબાલાલ જાની વગેરે અનેક યુવાનો તેમના અડગ સાથીઓ બન્યા અને તેમના સર્વાંગી વિકાસ પર તેમણે ઊંડી છાપ પાડી.

અલબત્ત, તે જમાનાના સુધારકોની માફક પિતાજીનો સમાજ-સુધારો મોટે ભાગે વિચાર અને વાણીમાં જ સમાપ્ત થતો. આઠમે વર્ષે

પરણ્યા ને ઓગણીસમે વર્ષે બાપ થયા, ધર્મચુસ્ત માસીબાને આશરે ભણ્યા અને નાગરી ન્યાતનાં બંધનમાં જકડાયેલા, તેથી મોટે ભાગે તો વાતોમાં ગાજવીજ કરીને અને જુવાન મિત્રોને નવો રાહ દેખાડીને જ તે સંતોષ માનતા. છતાં તેમના આઝાદ માનસ ને સુધારાની ભાવના પર તે કદી ઢાંકપિછોડો કરતા નહિ, એટલું જ નહિ પણ ઘરડા વડીલો આગળ પણ તેની ખુલંદ ઘોષણા કરીને તેમને ચિડવવામાં તે આનંદ માનતા. બાકી, મુંબઈની મેડિકલ કૉલેજની પાસે જ મેડિકો — ટેકની-કલ લૉજમાં તેમણે જ્ઞાતિનાં બંધનોને તોડીને પરન્યાતીલા સાથે જમવાની પહેલ કરી ને તેને બુઢ્ઢા વડીલોએ આપદ્દધર્મ તરીકે મંજૂર કરી.

પિતા ઉદ્દામ સુધારક હતા, ત્યારે માતા મણિબા આદર્શ ગૃહિણીને છાજતા પ્રેમાળ અને શાંત સ્વભાવનાં હતાં. છેક નાની ઉંમરે પરણીને પંદર વર્ષે માતા થવાથી થોડી ગુજરાતી ચોપડી જ તે ભણેલાં. રૂઢિ મુજબ તે પાઠપૂજા કરતાં, પણ જપયજ્ઞનાં ખાસ વ્યાસંગી નહોતાં. પિતાએ આગ્રહપૂર્વક તેમને અંગ્રેજી ભણાવવા માંડેલું, પણ તેમાં ખાસ પ્રગતિ થઈ નહોતી. પિતા તેમના જૂનવાણી વિચારની ટેકડી ઉડાવતા તો તે ઠંડા મિજાજથી તેની બરદાસ્ત કરતાં. હું લગભગ દશ વર્ષનો થયો ત્યાં સુધી પિતા મુંબઈમાં ભણ્યા જ કરતા અને ઉનાળાની ને નાતાલની રજાઓમાં જ નડિયાદ આવતા. આ લાંબા વિયોગકાળ દરમ્યાન પ્રેમલ શ્રદ્ધા અને સમજથી તે નડિયાદમાં જ રહ્યાં ને માસીબાની છત્ર-છાયા નીચે મને અને (૧૮૯૬ પછી) નાનાભાઈ રમણલાલને પાંખમાં રાખી ઉછેર્યાં. પિતા અંગ્રેજીમાં મુંબઈનું શિરનામું લખીને ટપાલનાં કવર મૂકી જતા તેમાં વખતોવખત તેમને કાગળો લખીને અને વળતા જવાબ મેળવીને જ તે દિલાસો મેળવતાં.

આવા સ્થળ – કાળમાં, ને આવા માતાપિતાને ઘેર મારો જન્મ ૧૮૯૨માં થયો. આગળ વર્ણવેલા સંયોગોથી ને સંસ્કારથી મારો વિકાસ કેવો સધાયો ને મર્યાદિત થયો તે હવે જોઈશું.

## ૫. એકલ બાળનું પ્રસ્થાન

શ્રીવલ્લભ ગુજરી ગયા પછી તેમના ઘરનું નૂર ઊડી ગયું. જે સત્તા અને સમૃદ્ધિની છોળો ઝગડીઆપાડાના તેમના ઘરમાં અગાઉ ઊછળતી તે હવે ઓસરી ગઈ. નગરના સૂત્રધારોની અવરજવર ને સિપાઈ પટાવાળાની ધમાલ હવે ન રહી. તેમના પેન્શનની આવક જતાં બચેલી મૂડીના વ્યાજ પર જ માસીબાને ઘર ચલાવવાનું ને પિતાજીને મુંબઈમાં ભણવાનું રહ્યું. ઘોડાગાડી વેચાઈ ગયા પછી માત્ર તેના તકિયા જ રહ્યા. ઘોડાના તબેલાનું ડહેલું બની ગયું. મારા પિતાની માફક હું પણ માસીબાના ઘરમાં ઊછર્યો તે એનાં એ જ હાંડીઓ અને ઝુમ્મરથી કાચનાં કમાડ ને ટેબલખુરશીથી બંગલાનું દીવાનખાનું શોભતું. માત્ર તેના પર શોક ને સાદાઈના અચૂક ઓળા ઊતરી પડયા.

પિતાજી મોટે ભાગે મુંબઈ જ રહેતા ને નાનાભાઈના જન્મકાળે (સન. ૧૮૯૫) અને શૈશવ દરમ્યાન મણિબા મોસાળમાં વિધવા નવદુર્ગાબા—જેમને અમે બામા કહેતા—તેમને ઘેર વખતોવખત રહેતા[1], તેથી બાલ્યકાળને ઘેરતું ધુમ્મસ મારા મગજમાં વેરાય છે ત્યારે સ્મૃતિપટ પર વયોવૃદ્ધ માસીબાની જ એકલ ગંભીર મૂર્તિ અંકાયેલી દેખાય છે. તેમના જૂના ઘરમાં ઘણુંખરું અમે બે જ રહેતાં—આશરે પિસ્તાલીશેક વરસનાં માસીબા ને પાંચ છ વરસનો હું.

---

૧. મારા માતામહ લાભરામનું ઘર વાણીઆ પોળમાં હતું. તે પણ તે વખતે ગુજરી ગયેલા. તેથી અમારાં દાદી બામાને બે દીકરીઓ જ—

માસીબા જૂના જમાનાનાં પાવરધાં બાઈ હતાં. તેમની કાયા ગૌરવર્ણી અને ઊંચી, કંઈક પાતળી છતાં ટટાર અને કદાવર હતી. શ્રીવલ્લભનાં પત્ની તરીકે તેમણે સારા દિવસો જોયેલા, અને રાજકોટ, અમદાવાદ વગેરે શહેરોમાં સાહ્યબી ભોગવેલી. પછીથી દોહ્યલા દિવસમાં તે પાકાં વહેવારકુશળ અને પૂરાં કરકસરીઆં બનેલાં. એક શરાફ ને એક પટેલને ઘેર, ટપાલ ઑફિસમાં ને કોઈક શેર — લોનમાં નાણાં રોકી તે વ્યાજ ઉપજાવતાં અને માસાએ પ્રવાસી સાધુઓ માટે શરૂ કરેલા ચણા વહેંચવાનું એક સદાવ્રત શરૂ કરેલું તે પૂરી નેકીથી અને શ્રદ્ધાથી ચલાવતાં.

તેમનું રોજિંદુ જીવન રોજબરોજ વ્રત ને નિયમથી ચિકાર ભરેલું રહેતું. વતિપાત ને વૈધત્ત, શિવરાત્રિ ને પંચક, અગિયારસ ને અમાસ — એ દિવસોએ તેમના વિવિધ ઉપવાસ ફળાહાર ને એકટાણાં ચાલતાં. વળી રોજ તે સવારે ઘરની પૂજા અને પાઠ કરતાં. બહાર મંદિરે દેવદર્શન કરવા જતાં, અને સાંજે પુરાણીની કથા તો હોય જ. બપોરે ને રાતે કોઈ સગાંવહાલાં કે પાડોશી મળવા આવતાં તેમની સાથે ફાટેલાં કપડાંને થીંગડું મારતે મારતે માસીબા ગામગપાટા મારતાં.

આવા જીવનમાં મગ્ન રહેતાં માસીબાની સાથે નાના બાળકનો મેળ શી રીતે પડે? જુવાનીમાં ઊભરાતો માતૃપ્રેમ પિતા પર વરસાવ્યા પછી મારા પર વાત્સલ્યનો શીળો પ્રકાશ વરસાવીને જ તે સંતોષ પામતાં. તેથી છેક નાનપણથી લાગણીભર્યા લાલનપાલનની મીઠાશ કે ઉપાધિ વિના હું પૂરી સ્વતંત્રતાના બહારમાં ઊછર્યો. પાડોશના ઘરમાં જોતો તેવા ન મલે કોઈ કાકા કે દાદા, નહિ કોઈ કાકી કે ફોઈ, નહિ કોઈ ભાઈ[1] કે બહેન, નહિ કોઈની પ્રીત કે બીક, નહિ કોઈ

મણિબાને બાળા માસી હોવાથી તેઓ એકલા જ તેમને ઘેર રહેતાં. બાળા માસીના ત્રણ પુત્રોના જન્મકાળે મણિબા બામાને ઘેર વધુ રહેતાં.

૧. નાના રમણભાઈ મણિબાની પાસે જ રહેતા; મારી સાથે ક્વચિત જ.

શાસન કે બંધન, ન કોઈ મારે કે લાડ કરે. માસીબા તો જરૂર તેમની ઊંચી અટારી પરથી મારા આહાર વ્યવહારની વ્યવસ્થા કરતાં ને દેખરેખ રાખતાં, બાકી તો પોતાના કામમાં મશગૂલ રહેતાં ને મને ભણવાની, રહેવાની અને રમવાની પૂરી છૂટ આપતાં.

રોજના આહારનો સવાલ માસીબાએ પાકો ચરોતરીઆ ઢબે પતાવી દીધો હતો. ઘણુંખરું સવારે આઠ નવ વાગતામાં મારે માટે બે જાડા બાજરીના રોટલા શેકીને તાંબા જેવા લાલ બનાવતાં. એક સવારે ખાવા માટે આપતાં — તેનું ઉપરનું પડ ઉખેડી તેમાં ઘી ને ગોળ મૂકતાં. બીજો સાંજે ખાવાને ઢાંકી મૂકતાં તે ગરમ દૂધમાં ચોળીને હું ખાતો. તે સિવાય દાળ, ભાત, શાક કે અથાણાનું નામ જ નહિ. મને પણ આવો જાડો ને સાત્વિક ખોરાક એવો ફાવી ગયો કે બીજા કશાનો વિચાર જ કરતો નહિ.

વાર તહેવારે જમણમાં ભાત પડતી. બારશ ને અમાસને દિવસે "બ્રાહ્મણ" જમવા આવે ત્યારે ઘઉંની ફુલકા રોટલી ને દાળભાત શાક માસીબા હોંસે બનાવતાં ને હોળી–દિવાળીના મોટા તહેવારના દિવસોમાં કંઈક મીઠું ભોજન ને સેવપાપડ પીરસતાં.

કોઈક દિવસ સવારના મેલમાં પિતાજી ઓચિંતા મુંબઈથી ઊતરી પડતા ત્યારે આ બધી સાદાઈ ને આઝાદીની જીવનચર્યા બદલાઈ જતી. તરત જ સૂના બંગલાનાં તાળાં ખૂલતાં ને તે ઝાકઝમાળ બની જતો. પિતાની સાથે મણિબા અને રમણભાઈ પણ દાદીમાને ઘેરથી આવી પહોંચતાં. પિતાની સાથે ક્વચિત કોઈ બહારગામના મહેમાનો ભાતભાતની જામનગરી મીઠાઈઓ લઈને આવતા ને ગામના બીજા નાના મોટા સ્નેહીઓ મળવા આવતા, તેમના વાતવિનોદ, ગરમાગરમ ચર્ચાઓ અને અટ્ટહાસ્યથી મોટી મેડી ગાજી ઊઠતી. નીચે રસોડામાં રોટલી, દાળ, ભાત, શાકની પાકી રસોઈ થતી ને સારે દિવસે મિષ્ટાન્ન પીરસાતાં. તે વખતે મારા પર માતાપિતાનું વહાલ વરસતું તેમ અંકુશ પણ મુકાતા. પિતા મને કંઈક શિખવવાનો આગ્રહ રાખતા તેમ મારી બહારની અવ-

રજવર પર. જાપ્તો રાખતા. જો તેમણે ભણાવેલું કંઈ ભૂલું કે તેમની નજર ચુકાવીને બહાર ઊપડું તો થોડો મેથીપાક પણ મળતો. પણ પાછા તે મુંબઈ જતા એટલે ચાર દિવસનું ચાંદરણું પૂરું થતું, પાછો માસીમાની ઢેબર રોટી આરોગતો તેમ હરવાફરવાની છૂટ મેળવી હું છૂટકારાનો દમ ખેંચતો.

હું ચાર પાંચ વરસનો થયો ત્યારે પાડોશના એક છોકરાની સાથે માસીમાએ મને પંડ્યાની ખાનગી નિશાળે મોકલ્યો. રાજકોટમાં વાસો કરતા દાદા તે વખતે અચાનક નડિયાદ હતા. તેમની સાથે કુંભારવાડે હું માટીનો કાચો ખડીઓ લેવા ગયેલો. તેમાં પંચામૃત ભરીને રિવાજ મુજબ સમડી ચકલા પાસે એક ધર્મશાળામાં ચાલતી નિશાળે ગયેલો ને સામેની દિવાલ પર ખડીઓ જોરથી ફેંકીને ફોડેલો. કેટલા દિવસ કે મહિના એ નિશાળે ભણ્યો તેની યાદ નથી. પણ લાકડાની પાટી પર ખડીથી આંક ને મૂળાક્ષર મેં લખેલા. અગિયારશ ને અમાસે કંઈ દક્ષિણા કે અનાજ પંડ્યાને વિદ્યાર્થીઓ આપતા. પંડ્યા ચિડાતા ત્યારે છોકરાને આંકણી મારતા, ને છોકરા વિફરતા ત્યારે લલકારતા :

એ......કડે......એ......કો
મહેતાનો ભાગ્યો ઢે......કો
ઢેકા ઉપર ધા.........ણી
મહેતાની વહુ કા... .....ણી
કાણી ઉપર કલા...... - ડું
મહેતાનુ છૈયુ બલા.........ડું

પંડ્યાની આવી નિશાળે એકડા ઘૂંટ્યા ને બારાખડી ભણ્યો. એવામાં જ એક દિવસ પિતા મુંબઈથી આવી ચઢ્યા. તેમણે માસીમાને કહી દીધું કે, “ગમે તેવાં છોકરાં સાથે આવી નિશાળમાં છોકરો ભણે તો બગડી જાય, માટે ખાનગી માસ્તર રાખીને જ ભણાવવો.”

માસીમાના વિચાર ગમે તે હશે પણ પિતાજી પર તેમના ચારે

હાથ હતા ને તેમના ખર્ચાળ શોખ પૂરા કરવાને રોવાયેલાં હતાં. તેથી પિતાની સૂચના મંજૂર થઇ અને લખાવાડના ઝવેરભાઈ પટેલ મારા માસ્તર બન્યા. તેમણે ત્રણ ચાર વરસ સન ૧૯૦૦ની આખર સુધી મને ગુજરાતી ચારપાંચ ચોપડીનું શિક્ષણ આપીને સીધો અંગ્રેજી શાળામાં દાખલ થવાને લાયક બનાવ્યો.

માસ્તર સ્થાનિક શાળામાં નોકરી કરતા તેથી ઘણું ખરું સવારે જ એ એક કલાક આવતા. જૂની ઘોડાગાડીના રહેલા તકીઆ પર સાથે બેસીને તે મને મમના અને ચીવટથી ભણાવતા. ક્વચિત ચિડાતા ત્યારે તે જાડો અવાજ કાઢીને આંખો ચઢાવી મને ધમકાવતા. ભણવાનો વખત પૂરો થતાં જાતે કરવાનું લેસન આપીને માસ્તર વિદાય થતા. ને પછી આખો દિવસ મારી મેડીમાં પૂરા એકાંતમાં હું વાંચતો, લખતો કે દિવાસ્વપ્ન રચતો, અને ફાવે ત્યારે માસીબાને સહેજ કહીને બહાર દોસ્તો સાથે રમવા કે ગામમાં ફરવા નીકળી જતો.

ઘરમાં કોઈ નોકર ચાકર નહિ તેથી ભોંયતળીએ સફાઈ ને રસોઈ કરવાનું, ટાંકામાંથી પાણી ભરવાનું, ને કપડાં ધોવાનું કામ માસીબા કરતાં. ત્યારે મારી મેડીએ અને ત્રીજે માળ ઝાડુ વાળવાનું અને પાણી ભરવાનું, પાથરણું ખંખેરવાનું ને પથારી પાથરવાનું કામ હું બહુ હોંસથી કરતો. માત્ર નહાવા ધોવા ને જમવા કે બહાર ટહેલવાને જ હું નીચે ઊતરતો બાકીનો વખત સંપૂર્ણ એકાંતમાં મારી ચોપડીઓ ગોઠવવામાં ને અભ્યાસ કરવામાં, રાતે દીવાબત્તી કરી વાંચવામાં ને મનગમતા મનસૂબા કરવામાં જ હું ગાળતો. આમ માસીબાએ મને છેક બાળપણથી જ એકાકી ખંતીલ ને અભ્યાસી જીવનની સંગીન તાલીમ આપી.

હું મોટો થતો ગયો તેમ માસીબાએ બહારનાં કામ સોંપવા માંડ્યાં. અનાજ કઠોળ ને ઘી–તેલ ગોળ તો માસીબા જ કોઈ મોટેરાની મારફત મંગાવી લેતાં. પહેલાં તો સાંપપીપળી જઇને ક્વચિત શાક લાવવાનું

કામ મને સોંપતાં. શરૂઆતમાં થોડા પૈસા ને કપડાંનો એક કકડો લઈ કોઈ પાડોશી સાથે હું બજારમાં જતો ને ચાર દુકાને ફરી ભાવ પૂછીને પઈ–પૈસાના હિસાબ ગણી શાક લાવતો. પિતાજી ગામમાં આવતા ત્યારે આ કામ જાતે જ ઉપાડી લેતા. તે સિવાય થોડા થોડા દિવસને આંતરે હું એકલો જ સાંથપીપળીની પ્રદક્ષિણા ફરીને બજારમાં ઘૂમતો થઈ ગયો, ને વહેલી સવારમાં તાજા મૂળા ને મોગરી, પાપડી ને રીંગણ, આદુ ને ધાણાની સુવાસથી મારું મગજ તર થતું.

ધીમે ધીમે માસીબાએ દૂધ લાવવાને પણ મને જોતર્યો. સારામાં સારું દૂધ તો ગામને બીજે છેડે મોટી–નાની પોળમાં જ મળતું. છતાં હું ૭ સાત વરસનો થયો ત્યાં સુધીમાં તો નાનો આબખોરો એક હાથમાં પકડીને ને થોડા પૈસા ખીસામાં નાંખીને એ માઈલનો ધક્કો ખાતો થઈ ગયો. દૂધ લેવા ખેડૂતને ઘેર જાઉં ત્યારે ભાવ કરાવીને તેના ખાટલામાં બેસતો. બાઈ ભેંશને આખુ નીરીને દોહવા બેસતી, આબખોરાનો ઘડો કરતી, તેમાં દૂધ રેડીને જોખતી; પછી પૈસા ચૂકવી ને દૂધ લઈ હું ઘેર જતો. કોઈ વાર વચમાં તેનું બાળક રડતું તો તેને ધવડાવવામાં માને જગ વાર થતી. આ બધી પ્રક્રિયામાં મને ઘણો જ રસ પડતો ને તે પૂરી થાય ત્યારે જાણે ઊંડા ચિંતનમાંથી જાગીને હું ધીમે પગલે ઘેર જતો.

વધુ વિશ્વાસલાયક ગણાતાં માસીબા મને પૈસાટકા લાવવાને નજીકની કાકરખાડમાં રહેતા આષિડવયના શરાફ રણછોડભાઈ પટેલને ઘેર મોકલતાં. તેમના ભરાવદાર થોભિયા ને મૂછો, ને તેમની મારકણી આંખો તેમની મુખમુદ્રાને રૂવાબદાર બનાવતાં. ઘરના વડીલના ભાવથી મને તેમની ખડકીમાં બેસાડતા, માસીબાની અને પિતાજીની ખબર પૂછતા ને મારા ભણતરની અને રમનગમનની વાતો કરતા. દરમ્યાન હાથમાં મોટો હુક્કો લઈને તે ગગડાવતા, ચિપીઆથી દેવતા સંકોરતા ક્વચિત તેમાંથી પાણી ઓઘુંવલું કરતા, અને બીજા પટેલો સાથે ગપ્પાં મારતાં ક્વચિત ખડખડાટ હસીને ખડકીને ગજાવતા. ક્વચિત અડધો એક

કલાક મને બેસાડતા ત્યારે તેમના વાડામાં બાંધેલા ઘોડા, બળદ ને ભેંશોને નીરખવાને હું બહાર નીકળતો. કવચિત ફાંકડી મૂછોવાળા ગોરટીઆ નવજુવાન પશાભાઈ ત્યાં મળતા ને મને જરા ટીખળ કરી હસાવતા. આ તદ્દન જુદી જ રીતરસમવાળા પટેલોની રીતભાત ને તેમના ઢોરનો રસાલો હું બહુ જ રસમય કુતૂહલથી નીરખતો. છેવટે પૈસા મળતા તે ગણીને પાછો વળતો તે પછી તેમનાં અવનવાં ચિત્રો મારી કલ્પનામાં રમ્યા કરતાં.

શ્રીવલ્લભનું સ્થાપેલું સદાવ્રત ચલાવવા માસીબા મને વખતો વખત અમદાવાદી બજારમાં રણછોડભાઈ નાણાવટીની નાનીશી દુકાને મોકલતાં. જથ્થાબંદ ચણા બજારમાંથી ખરીદીને ભાડભૂંજાને ત્યાં શેકાવીને સદાવ્રતના મકાને તે પહોંચાડતા. આ કામ માટે હું નાણાવટીની દુકાને કવચિત કલાકેક બેસતો ત્યારે ત્યાં શરાફ ને મુનીમો નાના મોટા કોથળા — કોથળીઓ છોડીને તેમાંથી સેંકડો બાબાશાહી ને કલદાર રૂપિયા કાઢતા ને પછી તે દરેકને જોઈ ખખડાવી પાછા જુદી જુદી કોથળીઓમાં ભરતા. ત્યાં નાણાં ભરવા ને લેવા આવનાર માણસોનો કોલાહલ જામતો તે હું તલ્લીન થઈને જોતો ને સાંભળતો.

કાળક્રમે માસીબા કંઈ કરિયાણું લેવા કુમરાલ બજારની ગાંધીની દુકાને મને મોકલતાં, ત્યાં પા-અડધો કલાક પડીકાં બાંધવામાં વાર થતી ત્યારે, ગાંધીને અસંખ્ય કોથળીઓ અને ગુણોમાંથી વિવિધ જાતનો ભારે હલકો માલ જાદુઈ કળાથી કાઢતો જોઈ હું આશ્ચર્ય પામતો. તેની પાસે જ આવેલા ધોબીને ઘેર કપડાં ધોવા આપવા કે ધોયેલાં લેવા જતો ત્યાં પણ જાળીવાળી લોખંડી અસ્ત્રીને ભડભડતા કોલસા પર ગરમ થતી, પછી પાણી છાંટેલાં કપડાં પર ફેરવાતી અને તેથી કપડાં એકદમ સપાટ થતાં જોઈને હું મુગ્ધ થતો, તેમજ ધોબી પતિ-પત્નીને ઘરાકોનાં ઊજળાં બાસ્તા જેવાં કપડાં પહેરીને ફરતાં જોઈને હું નવાઈ પામતો.

જોડા કરાવવાને મોચીને ઘેર કલાકો સુધી પલાંઠી વાળીને બેસતો ત્યારે છેક જાડા અને ખડબચડા કાચા ચામડાને કમાવી સુંવાળું કરતા—

તેને લાકડાના ખોખાની આસપાસ ખીલીઓ મારી જડતાં — તેની નીચે જાડું તળિયું દોરાથી સીવીને સાંધતાં — અને વિવિધ ક્રિયાઓ કરીને પૂરો જોડો બનાવતાં ટગરટગર જોતાં હું કદી થાકતો નહિ. પગરખાં બનાવવાની અથથી ઈતિ સુધીની વિધિ જોવા જાણવાની મારી જિજ્ઞાસા એટલી ઉત્કટ હતી કે ચામડાંની દુર્ગંધ અને મોચીવાડની ગંદવાડ મને જરાયે સાલતી નહિ.

આમ સ્ટેશનથી પોર સુધી અને અમદાવાદી બજારથી ફુમરાસ બજાર સુધી આઝાદીથી વિહરતાં મને જે કંઈ કારીગરી આંખે ચઢે તે નીરખવાની ટેવ પડી. એક ઠેકાણે હારબંધ સુથારોનાં ઘર જોઉં તો મોટાં ભારે લાકડાંને કરવતથી વહેરાતાં કે વાંસલાથી ઘડાતાં જોયા જ કરું. કોઈ ઠેકાણે ચામડાની ગંજાવર ધમણને લાકડાના ડાંડાથી ચલાવીને લુહાર ધગધગતા ભઠ્ઠામાંથી અસંખ્ય તણખા કાઢતો અને તેમાંથી લાલ લાલ લોઢું કાઢીને મોટી એરણ પર ઘણથી ટીપતો તે જોઈને હું છક થઈ જતો. બીજે ઠેકાણે એવી ભઠ્ઠીમાંથી કારીગરો ગરમ લ્હાય જેવો ધાતુનો રસ મોટા પ્યાલા ભરી બહાર કાઢતા ને માટીથી ભરેલા બીબામાં ઢાળતા — થોડી વાર પછી તેમાંથી ઠરેલી ધાતુના વિવિધ ઘાટ કાઢતા ને તેને કાનસથી ઘસીને જાતજાતનાં સૂડી કે બીજા ધાતુના પદાર્થ તૈયાર કરતા તે જોઈને હું ચકિત થતો. કંસારાવાડામાં તો મોટમોટાં તાંબાપિત્તળનાં પતરાં હથોડા મારીને વળાય, પછી રેણ દઈને તે સંધાય, તેના પર ગાળા ચઢાવાય, ને આખાયે વાસણ પર કલાકો સુધી હથોડા કે ટાંકણાંનો મારો ચાલે — તે બધું ટગરટગર હું જોયા કરતો. ભાવસારવાડમાં કપડાના લાંબા તાકા રસ્તામાં બાંધીને મોટા પ્રશથી રંગાતા જાય ને બીજે ઠેકાણે બીબાંથી છપાતા જાય, ને બધાય રસ્તામાં પાથરીને સુકવાતા તે બધું જોઈને હું મઝા માણતો. વળી લાઈનબંધ દુકાનોમાં બેસી, ચમકદાર કાળા સીસમનાં ચોખંડાં ચોસલાં સંઘાડા પર ચઢાવી ને કામઠી સપાટાબંધ આગળ પાછળ ચલાવીને, કાનસથી

છોલતા અને જોતજોતામાં આંગળી પર આંગળી લાકડામાંથી છૂટી પાડતા ચૂડગરોને જોઈને હું બહુ જ હેરત પામતો.

આમ જુદાં જુદાં હાથ કારીગીરીનાં કામ જોવામાં મને મજા પડતી તો પછી જ્યાં આખું ઘર બંધાતું હોય ત્યાં મારા જિજ્ઞાસુ મગજને સહેજે પૂરી મિજબાની સાંપડતી. રસ્તામાં જતાં ક્યાંય નવું ઘર થતું હોય તો હું અડધોએક કલાક સુધી વિધવિધ કામગરી જોવાને ઊભો રહેતો. ખાસ તો અમારી પોળમાં મનસુખરામ ત્રિપાઠીનું અંદરનું ઘર છેક પાયાથી બંધાતું હતું ત્યાં મજૂરો ખોદકામ કરી રોડાંના ઢગલા કરતા, સારી માટી લાવી ગારો કરતા, ઇંટોની થપ્પીઓ કરતા, કડિયા ઊંચે પાલખો બાંધીને ચણતા, સુથારો મોટા પાટડા વહેરતા ને છોલતા, બીજા નાનાં લાકડાં જોડીને બારસાખ ને બારીઓ બનાવતા ને ખાસ તો કોડીબંધ મજૂરો ભેગા થઈને કેટલાય મણનો ભારે પાટડો ઊંચે દિવાલ પર ચઢાવતા ત્યારે તો મારા પગ થાકી જતા ને આંખો બળતી ત્યાં સુધી આ બધી બાંધકામની લીલા એકીટસે જોયા જ કરતો.

આ કાળમાં વાણીઆ પોળમાં મણિમાનાં ફુઈ માજી — બામાને ઘેર વખતોવખત જવાની મને ખૂબ મજા પડતી. બામા ઘણાં જ મહેનતુ ને ખડતલ હતાં. કારમી ગરીબાઈમાં તે દહાડા કાઢતાં, છતાં તે ઘણાં જ ઉદાર અને વહાલસોયાં હતાં. ઉનાળાની રજામાં હું અને રમણભાઈ તેમને ઘેર જતા ને રજામાં મુંબઈથી બાળામાશીની સાથે તેમના નાના પુત્રો સન્મુખ[1] અને પરમસુખ[2] આવતા ત્યારે અમે આનંદ કરતાંય.

૧. સન્મુખભાઈ હાલમાં સિંધિયા સ્ટીમશીપ કંપનીમાં વ્યવસ્થાપકનો હોદ્દો ધરાવે છે. તેઓ સાહિત્ય અને કળાના ઘણા શોખીન છે.

પરમસુખભાઈ તેમના પિતા ઝવેરભાઈના વખતથી એન. એમ. ત્રિપાઠીની કંપનીની પુસ્તક પ્રકાશનની પેઢીનું કામ કરતા. હાલ તે પેઢીના મુખ્ય સંચાલક છે. તે ગુજરાતી સાહિત્યના પ્રકાશક તેમ જ રસિક વિવેચક પણ છે.

કરતા. બપોરની વખતે બામા, કંઈ નહિ તો લાકડાની નાની રકાબીમાં બાજરીની રોટલી સહેજ ઘી ચોપડીને અમને આપતાં. નવરાત્રિમાં તેમને ઘેર માતાનું પૂજન થતું ત્યારે તો આઠે દિવસ ફળાહારની વાનીઓ ખાવા મળતી ને નવમીને દિવસે ખીર, ઘારી, પૂરી ને ચણા અમે મોજથી ઉડાવતા. તે દિવસે તો બટુક તરીકે અમે બધા અનેક ઠેકાણે જમવા જતા — બધે મનભાવતું થોડું થોડું ચાખી આવતા ને જમણ દીઠ એક પાઈ મળતી તેની પાંચદસ પાઈઓ ભેગી કરી ખુશી થતા.

એક દિવસ બામા તેમના ભાઈને ઘેર — અમારી પાડોશમાં જ — રહેતાં હતાં ત્યારે તેમને ઘેર આગ લાગી. બધા લોકોની સાથે હું પણ તે જોવા દોડ્યો ત્યારે એ ઘરમાંથી આગના ભડકા અને ધુમાડાના ગોટા નીકળતા જોઈને સડક થઈ ગયો. પછી તપાસમાં માલમ પડ્યું કે એક ભાડુતે બામાના દાગીના ચોરીને તે છુપાવવાને ઘરમાં દેવતા મૂકેલો. તે વખતે મ્યુનિસિપાલિટીનો રામાવનારનો પાણીનો બંબો પણ આવેલો. તેમાં કૂવામાંથી કેટલીયે બાઈઓ બેડાં ભરી ભરીને પાણી ઠાલવતી. છેવટે આગ તો હોલવાઈ પણ એ ભયંકર આગનું પહેલું દર્શન મારા અંતરમાં સદાને માટે છપાઈ ગયું.

બીક તેમજ ત્રાસ ઉપજાવે એવું બીજું એક દૃશ્ય છેક બાળપણમાં જ મારા જોવામાં આવ્યું. પાસેની એક શેરીમાં ફરતાં બે મુસલમાન બીબીઓને એક ઘરના ઓટલા આગળ મેં ઊભેલી જોઈ. જોતજોતામાં ફોજદાર જેવો મોટી મૂછવાળો એક માણસ મોટો ચાબુક લઈને બહાર આવ્યો. કંઈ બોલ્યા વિના તેણે જોતજોતામાં બંને બીબીઓ પર ચાબુકનો સપાટો ચલાવવા માંડ્યો તેથી હું ગભરાઈ ગયો. છતાં જાણે મારા પગ જમીનમાં દટાઈ ગયા હોય તેમ હું ત્યાંથી જરાયે ખસી શક્યો નહિ. ત્યારથી પોલિસનાં કે કોઈપણ માણસોનાં આવાં નિર્દય ને ઘાતકી કૃત્યોની સામે મારા દિલમાં સખ્ત નફરત પેદા થઈ.

આખા નડિયાદની શેરીઓ ને દુકાનો મારી એક વિશાળ શાળા

બની ગઈ. હું ગમે તે કામે નીકળ્યો હોઉં પણ તે ભૂલીને કંઈને કંઈ કારીગરી ને કૌતુક જોવામાં જ તલ્લીન થઈ જતો. તેથી મારી બુદ્ધિને જરૂર લાભ થયો. પણ આવી વ્યવહારશૂન્યતાનાં માઠાં પરિણામ પણ કવચિત મારે ભોગવવાં પડ્યાં.

કોઈ કોઈ ઋતુમાં સાધુઓનાં અને ભિખારીઓનાં ધાડાં અમારી પોળમાં આવતાં. કોઈ બાવાઓ ચિપીઆ ખખડાવીને માગતા ત્યારે બીજા મીઠાં મધુરાં ગીત પણ ગાતા :

"સતીઆ સત નહિ છો...ડના
સત છોડે પત જાય
સિયા મેરી રામ લીલા
રામલીલા રે ભગવાન મિલા."

કોઈ ભિખારણો પેટ કે છોકરાં બતાવી માગતી ત્યારે કોઈ કાળજું કોરી નાખે એવાં કરુણાજનક આક્રંદ કરતી તેવાં કોઈનાં ગીત સાંભળવામાં કે તેમના દેદાર નીરખવામાં હું મગન થયો હોઈશ ત્યારે મને રમણભાઈ સાથે એક ઓટલા પર બેઠેલો જોઈને એક ભિખારણે કંઈક વાતે વળગાડ્યો અને ભાઈએ કમ્મરે પહેરેલી ચાંદીની સાંકળી એણે સિફતથી સેરવી લીધી. પછી મેં ઘણી શોધી પણ તે કંઈ જડે? થોડા વખત પછી મારા પિતા મુંબઈથી આવ્યા ને તેમને આ કિસ્સાની ખબર પડી ત્યારે માસીબા આગળ તે તડૂકી ઊઠ્યા : "શું કરવા આ છોકરાંને કંઈ પહેરાવો છો? કોઈ દહાડો ઘરેણાંને લીધે એમના જાનનું જોખમ થશે."

મારા સૂના મગજનો બીજો બનાવ તો મને જ ઘણો ત્રાસદાયક નીવડ્યો. રેલવેનું એન્જિન તે કાળે મને વધારેમાં વધારે ચમત્કારિક હતું. તેથી બને ત્યારે તેની છેક નજીક ઊભા રહીને તેની જુદી જુદી ચાવીઓ ફેરવાતી જોઈ હું ખૂબ નવાઈ પામતો, કવચિત તેમાંથી કારમી સિટી વાગતી કે વરાળ કે ધુમાડાના ગોટા નીકળતા તેથી હું ખુશ

ા. એક વખત રતન તલાવના ગરનાળા પર પાણી ભરવાને એક રખાનાનું એંજિન આવતું જોઈને હું અને મારો એક બહેરો-મૂંગો થી જયંતિલાલ તળાવની પાળેથી ટેકરો ચઢી તારની વાડ પકડી જિનની છેક નજીક ઊભા રહ્યા. એંજિન આવતું હતું ત્યારે પૈડા ચે કંઈક પથ્થર મોટા અવાજ સાથે કચરાયો તેથી તે બાબતમાં વેના એક બે પોલિસ તપાસ કરવાને તરત આવી પહોંચ્યા. મારો હેરો પણ વિચક્ષણ સાથી તેમને જોઈને એકદમ નીચે ઊતરીને છેક ચાલ્યો ગયો. પણ હું તો એંજિનનાં આંતરિક રહસ્યો નીરખવામાં તેની અંદરની લાલ લીલી બત્તીઓ જોવામાં એટલો બધો તલ્લીન થેલો કે મારી બોચી પર પોલિસનો કારમો પંજો પડ્યો ત્યારે જ સફાળો ચમક્યો. પોલિસ તો મને જ આ પથ્થર મૂકનાર તોફાની ાકરો ગણીને સ્ટેશન પર દોરી ગયો. હું પણ કવશે ખેંચાતાં છેક જ ભરાઈ ગયો. સ્ટેશનના દરવાજા આગળ ઊભો રાખીને કોઈ અમલદારે ડક અવાજે મારી જડતી લઇ પથ્થર વિષે મને પૂછ્યું. મેં તે બાબ-માં મારું સંપૂર્ણ અજ્ઞાન જણાવ્યુ ત્યારે મારી પાસેથી ખરી વાત ઢાવવાને તેણે મારા કાન પર વાળકૂચી લગાવવાની ધમકી આપી. હું ા બીકથી ઠરી જ ગયો. એવામાં મારા બહેરા-મૂગા સાથીએ મારે ર ખબર આપી તે પરથી પાસેના મ્યુનિસિપાલિટીના નાકાદાર મામા ાણેકરામ સ્ટેશન પર દોડી આવ્યા અને તરત મને છોડાવીને ઘેર ઈ ગયા.

આવી રીતે બહાર, શહેર, બજારમાં જ્ઞાન ને અનુભવના સંચય કરવાને એકલવીર થઇને ઘૂમતો, તો મનગમતા દોસ્તો સાથે પેટભરીને આનંદ પ્રમોદ પણ કરતો. રોજિંદા નિશાળના બંધનમાંથી બીજા બે છોકરા છૂટા હતા. એક તો બહેરો-મૂગો જયંતિલાલ અને બીજો મન-સુખરામનો પૌત્ર ધર્મસુખરામ, તેને પણ મારી માફક ઘેર ભણાવવાને સનાતની લેખક નગીનદાસ સંઘવી ખાસ રોકવામાં આવેલા. ઘરના ભણતર ને કામમાંથી પરવારીને બને તેટલો વખત ધર્મસુખની વિશાળ

હવેલીમાં – ત્રણ માળ ને ઉપર અગાશીમાં – અમે ત્રણે મોજથી રમતા વિહરતા અને ગમ્મત કરતા. ધર્મસુખને વખતોવખત મુંબઈથી વિધવિધ રમતોનાં અજાયબી ભરેલાં યંત્રો કે ચિત્રો મળતાં તેને ખેલવામાં અમને મઝા પડતી. ક્વચિત બહાર રમવા પણ અમે ત્રણે સાથે જ જતા. સાતતાલી દાન કે ગિલ્લીદંડા, ભમરડા કે લખોટીના દાવ પણ ઘણું ખરું સાથે જ ખેલતા આ બધા રોજના વહેવારને લીધે ચાલાક જયંતી સાથે હું અને ધર્મસુખ જ સંજ્ઞાઓથી સારી રીતે વાતચીત કરતા, તેથી અમારી વિચિત્ર ત્રિપુટી આખી ન્યાતમાં સહેજે પંકાઈ.

માસીબાએ આમ હરવાફરવાની બહોળી છૂટ આપેલી છતાં પોતે ધર્મચુસ્ત હોવાથી મારા પર ધર્મના સંસ્કાર પાડવા ચૂકતાં નહિ. કોઈક વાર તહેવારે મને મહાદેવનાં કે નારણદેવનાં દર્શન કરવા માસીબા લઈ જતાં. ક્વચિત સાંજે ઘરમાં હોઉં તો મને હાટકેશ્વર મહાદેવમાં કે ડાહીલક્ષ્મી લાઈબ્રેરીના મેડા પર ભાઈલાલ શાસ્ત્રીની રામાયણ, મહાભારતની કે કોઈ પુરાણની રસીલી કથા સાંભળવા લઈ જતાં. કથામાં માસીબા એક દિવાલ સરસાં ટટાર બેસીને ગૌમુખીમાં માળા રાખીને ફેરવ્યા કરતાં, ને જો મને ઊંઘ આવે તો એક ચુંટીઉં ખણીને જાગૃત કરતાં. ધીમે ધીમે રામ-રાવણની, શિવપાર્વતીની અને કૌરવ-પાંડવોની વાતોમાં મને રસ પડતો ગયો પણ યમપુરાણ ને ગરુડ પુરાણમાં પાપીઓને માટે ફરમાવેલી રૌરવ નર્કની ભયંકર સજાઓનાં વર્ણન સાંભળતો ત્યારે મારાં રૂંવાડાં ઊભાં થતાં ને રાત તેનાં સ્વપ્નાં આવતાં.

આવા બધા સંસ્કારોથી મારી કલ્પનામાં અનેક દેવદેવીઓનાં ચિત્રો તરવરતાં. જટામાં ગંગા ધારણ કરી ને ગળે સાપ વીંટાળી ધ્યાન ધરતા મહાદેવ અને તેમની સાથે નિરંતર સંવાદ કરતાં પાર્વતી, હજાર ફેણવાળા શેષનાગ પર નિરંતર પોઢતા ને શંખ, ચક્ર, ગદા ને પદ્મ ધારણ કરતા વિષ્ણુભગવાન ને તેમની સેવા કરતાં લક્ષ્મીજી, રાક્ષસોનો સંહાર કરતાં જગદંબા કાલિકામાતા, ઊંદર પર સવારી કરનાર મંગળ-

ર્તિ ગજાનન ગણપતિ ને લાંબા પૂંછડાવાળા લંકા બાળનાર મરુતસુત નુમાન મારી કલ્પનામાં રમ્યા કરતા.

એવામાં એક કારમા અકસ્માતથી હું જખ્મી થયો. ઘરના આંગણામાં ઊભેલા એક પાડોશી છોકરા સાથે મારી મેડીની અગાશી પર ઊભો રહીને હું કંઈક સંતાકૂકડી જેવી રમત રમતો હતો. ઓચિંતો તે ઓટલાના એક થાંભલા પાછળ સંતાઈ ગયો. હું તેને શોધી કાઢવાની લતમાં ઉપરના કઠેરા પર હાથ મૂકીને વધારે પડતો નીચો વળ્યો. જોતજોતામાં ધબાક લઈને નીચે પડી હું બેશુદ્ધ થયો. દાક્તરી તપાસમાં હાથ કુંણીમાંથી ઊતરી ગયેલો જણાયો તેથી પાટીઆ સાથે સખ્ત પાટો બાંધીને મને આશરે એક મહિનો માસીબાએ સખ્ત જાપ્તા નીચે રાખ્યો. તે અરસામાં જ ભાદ્રપદ માસની ભાગવતની સપ્તાહ બેસવાની હતી. તેથી માસીબાના ફરમાનથી હું સાતે દિવસ સવારથી સાંજ સુધી ભાગવતની કથા સાંભળવા બેઠેલો. શરૂઆતમાં તો બહુ રસ ન પડ્યો. પણ વામન, નૃસિંહ અને રામના, તથા વિશેષ તો કૃષ્ણના અવતારી પરાક્રમમાં ને તેમની રાસલીલામાં મને ગજબનો રસ પડ્યો. તેની લગની એવી લાગી કે પછીથી મેં હાઈસ્કૂલ છોડી ત્યાં સુધી સવાર સાંજે કે બપોરની રજામા ભાગવતના દશમ સ્કંધની થોડીઘણી કથા સાંભળવાને હરણફાળ મારીને હું પહોંચી જતો

મારી નિર્બંધ આઝાદીનો કાળ પૂરો થતાં પહેલાં સન ૧૯૦૦–૧૯૦૧માં છપ્પનિયો દુકાળ પડ્યો. વરસાદની અછત દાખવવા માંડી ત્યારે ગામડાંની ને નડિયાદની સ્ત્રીઓનાં ટોળેટોળાં મેહુલાને મનાવવા તેનાં અસંખ્ય સ્તુતિગીત મેઘગંભીર સ્વરે ગાતી અમારી શેરીઓ ગજાવતી. સારી સ્થિતિના લોકોએ સર્વસંહારક માતાજીને સંતુષ્ટ કરવાને નવચંડી ને સહસ્રચંડીના યજ્ઞ ઠેર ઠેર આદર્યા, ત્યારે ઘીના ધુમાડાથી ને બ્રાહ્મણોના શ્લોકોચ્ચારથી વાતાવરણ ગાઢ રહ્યું. ચકલે ચકલે યજમાનોએ ચળકતી તલવારથી ભૂરાં કોળાં વધેરીને નાનાં બાળકોને ને ભિખારીઓને પ્રસન્ન

કર્યા. આવા અગણિત ઉપાય કરતાં પણ વરસાદનું ફોરું ન પડ્યું તેથી તવારીખને કાળે પાને સન ૧૯૦૦નો ( સંવત ૧૯૫૬ ) દુકાળ ચડી ગયો.

લાખો માણસો પોતાનાં ખેતર ને ઘરઝૂંપડી સૂનાં મૂકી વખાનાં માર્યા ટુકડા રોટલાની શોધમાં ચાલી નીકળ્યાં — તેથી ગામના ખંધા શાહુકારોએ ને જમીનદારોએ સરકારી મહેસૂલ ભરીને કેટલીયે સૂની પડેલી જમીન હાથ કરી લીધી. ભૂખની વેદના શમાવવાને કોઈએ કંદમૂળ તો કોઈએ કઈ ઘાસનાં બીજ પર દહાડા કાઢ્યા. કોઈએ ભીખ માંગી ખાધું તો કોઈએ સરકારી કામ પર રંગૂતી જાડા ચોખા આરોગ્યા. આવું કાચું પાકું વખતે કવખતે ખાવાથી હજારો માણસ કમોતે તરફડીને કે કોલેરાથી પિડાઈને મરી ગયાં. ત્યારે ઢોરના ઘાસનું તણખલું ક્યાંય ન જડે, તેથી ઘણાં વધારે ઢોર મરી ગયાં.

મારી નાનકડી દુનિયામાં પણ ભીષણ કાળે ડોકીઆં કર્યાં : એક પૈસાને બદલે ત્રણ પૈસે શેર દૂધ થયું અને મણ ઘીનો ભાવ રૂ. ૧૬) સુધી ચઢ્યો તેથી અમારા લોકો ચોંકી ગયા. ગામડે પડતી ધાડોની અને ગામમાં થતી ઘરફોડ ચોરીઓની ખબર સાંભળતાં મોટેરાની માફક અમે બાળકો પણ ચમકતાં. ભિખારીઓનાં અને સાધુ ફકીરોનાં ઝૂંડ પોળમાં ઊતરી પડતાં ત્યારે તેમને ચોર ધારીને બધા ચેતીને ચાલતા. અમારી તો સાંકળી ચોરાયેલી તેથી મને તો ખાસ ચાનક અપાતી. કોઈ કોઈ દુકાળીઆને વાઈ આવતું તે શેરીમાં ચત્તાપાટ પડીને મોંમાંથી ફીણના ગોટા કાઢતા ત્યારે અમારાં કાળજાં ત્રાસથી ફફડી જતાં.

એક દિવસ અમારી પોળને નાકે સરિયામ રસ્તા પર અમે બેઠા હતા ત્યારે એક વિચિત્ર સરઘસ પસાર થયું. ચકલાસીના કોઈ માથાભારે ક્ષત્રિય આગેવાને પોતાને સાર્વભૌમ રાજા તરીકે જાહેર કરેલો ને સરકારની સામે બંડ પોકારવાને તેણે સેંકડો માણસોને જમા કરેલા. તે પરથી તે અગ્રેસરને મુશ્કેટાટ બાંધીને પોલિસવાળા ગાડામાં ઘાલી સરકારી કચેરીએ લઈ જતા મેં જોયા. તેની પાછળ તેના કેટલાક સાગરી-

તોને હાથે કડીઓ પહેરાવીને પગપાળા દોરવામાં આવતા હતા. તે બીજા ચકલાસીના ને ગામના લોકો પાછળ ચાલતા હતા.

ચકલાસીના બંડના આવા ભયંકર આગેવાનોનાં સાક્ષાત દર્શન થતાં ગામડાંની આવી ઝનૂની પ્રજાથી અમે ખૂબ ગભરાવા લાગ્યા. તેવામાં વળી અગાઉ એક નાગર શાહુકારને લાડવા જમાડયા પછી સુવાડીને પછી ખાટલે બાંધી કાપી નાંખેલા તેની વાત સાંભળતાં અમારાં દિલ બીકથી થીજી જતાં. તેથી હીંગ વેચતા પઠાણથી અને ચિપીઆ ખખડાવતા બાવાથી, તેમ ધારીઆં ને ડાંગો લઈ ફરતા ક્ષત્રિયો અને વાઘરીથી અમે બહુ જ બીતા.

દુકાળથી ત્રાસીને જેમ ખેડૂતો ઘર ને સીમ છોડીને નાસી ગયા તેમ કેટલાંય માબાપે પોતાનાં ઢોર તેમ જ છોકરાંને રખડતાં મૂકી દીધાં. આવા કાળમાં ખ્રિસ્તી પાદરીઓને, ભૂખ્યાં છોકરાંને ને કોઈ મોટાંને ઓટલો ને રોટલો આપીને વટાળવાની સોનેરી તક સાંપડી તેના પરિણામે નડિયાદથી ડભાણને રસ્તે સન ૧૯૦૧ના અરસામાં ખ્રિસ્તી મિશનનું દેવળ, ઉદ્યોગશાળા ને દવાખાનાનાં મકાનો બંધાતાં ગયાં અને તેની આસપાસ બેચાર ગોરા અને સંખ્યાબંધ ખ્રિસ્તીઓની વસાહત જામતી ગઈ. આવી વટાળ પ્રવૃત્તિ સામે બંધ બાંધવાને થોડાં વરસો પછી બટુકરામ મહેતા ચંદુલાલ દેસાઈ, ફૂલચંદ શાહ, ગોકળદાસ તલાટી વગેરે સેવાભાવી નાગરિકોએ મળીને નોધારાં હિંદુ બાળકોને મફત રહેવા ને ભણવાની સગવડ આપવા માટે હિન્દુ અનાથાશ્રમની સ્થાપના ડભાણ ભાગોળે જ કરી. રામતલાવડી તરફ ફરતાં કે દોલતરામના ખેતરમાં જતાં અમે બાળકો મિશનનાં પહેલાં મકાનો જોતાં થયાં અને દૂરથી તેના સુંદર બગીચા ને સુખસગવડ જોઈને આનંદ પામતાં.

દુકાળને પગલે કોલેરા ને પ્લેગના રાક્ષસી રોગ ફેલાયા. આવાં વખતમાં મારા જેવા આઝાદ બાળકને નડિયાદમાં સાચવવાનું અશક્ય લાગ્યું. તેથી માસીબાએ તેમની ભાણેજ ને મારાં જરા દૂરનાં ફોઈ હીરાગવરીને ઘેર આણંદ મને રવાના કર્યો.

ફુઆ રણછોડભાઈ મામલતદારની કચેરીમાં નોકરી કરતા. તે સ્ટેશન પાસે જ નાના ઘરમાં રહેતા. તે વખતે એ ઘર ને શહેરની વચ્ચે નર્યું ઉજ્જડ વેરાન હતું, તેથી અંધારી રાત તો અમને ખાવા ધાતી. ફુઆનો સ્વભાવ જેવો તીખો ને સખત હતો તેવાં જ ફોઈ મીઠડાં ને વહાલસોયાં હતાં. તેથી ફુઆના આદેશને વશ થઈને થોડું વાંચતો ને બાકી ઘરને ખૂણે ફુઈની હૂંફાળી છાયામાં જ લપાઈ રહેતો.

આણંદનું એક મીઠું સ્મરણ મારા અંતરમાં તરે છે. ઘણું કરીને મામલતદાર જેવા કોઈ અધિકારીના માનમાં કંઈ જલસો ગામમાં થયેલો ને તેમાં ફોઈની સાથે હું ગયેલો. સંગીતકાર બર્વેએ કનકતારા, વીણાવેલી વગેરે નાટકનાં કંઈક ગાયનો હાર્મોનિયમના સૂર સાથે પૂરા હાવભાવથી લલકારેલાં તેમાંનું એક તો હજી યાદ છે :

એક દિન મહેલ ને માળિયાં
એક દિન છપ્પર ખાટ
એક દિન સવા ના મળે,
જૂખ્યાં ન મળે ભાત.

ફરી ફરીને નવી રીતે ઉલટાવી ઉલટાવીને બર્વેએ આવાં અનેક ગીત છેક મોડે સુધી ગાયેલાં. મારા બુદ્ધિવાદી માનસની મરુભૂમિમાં સંગીતના આનંદનાં છાંટણાં થયાં તેથી મને અપૂર્વ આનંદ થયેલો.

પેટલાદના નાગરો સાથે અમારે વધારેમાં વધારે લગ્નવહેવાર હતો તેથી માસીબા કાણુમોકાણે ત્યાં જતાં ત્યારે કોઈક વાર મને સાથે લઈ જતાં. તેને પ્રસંગે માસીબા તેમના હંમેશના લાલ લૂગડાને બદલે કાળો પોમચો પહેરતાં. ગાડીમાં પીવાનું પાણી અને આબખોરો કે પ્યાલો[૧]

૧. પહોળા પટની ગોળ કડીઓ સાંકળીને બનાવેલા ખાસ પ્યાલા તે વખતે મુસાફરીમાં વપરાતા. કડીઓ લાંબી ખેંચીએ ત્યારે પ્યાલો થાય તેમાં પાણી પીવાય ને પછી દબાવતાં મોટી કડીમાં બધી સમાઈ જતાં તેને ખીસામાં મુકાય.

તે સાથે રાખતાં. મને માસીબા નવી ચોરણી (જેને અમે તુમન કહેતા) ઝભલું ને ઝીંકની ટોપી પહેરાવતાં તે હું હોંશથી પહેરતો. આણંદ સ્ટેશને તે વખતે રેલ્વેના પાટા પસાર કરવાને તેની નીચે ભોંયરું બનાવેલું તેના અંધારામાં મારી આંગળી પકડીને માસીમા મને દોરી જતાં. ગાડીમાં સફર કરવાની મને મજા પડતી તેના કરતાં પણ પેટલાદમાં નવાં છોકરાં સાથે રમવાની અને નવે નવે ઘેર ભાવતાં ભોજન આરોગવાની ઓર મજા પડતી.

માસીબાને કદી સોગઠાં કે પાનાં રમતાં જોયાં નહિ, પણ શ્રી-વલ્લભના વખતથી શેતરંજનાં મહોરાંની બે ત્રણ પેઢીઓ ઘરમાં વસાવેલી. તે રમવાનો માસીબાને ક્વચિત શોખ થઈ આવતો ત્યારે તે રમતાં મને શીખવતાં. પછી ધર્મસુખને ઘેર એ રમત આવી ત્યારે હું તેનો એક્કો ગણાતો અને બધા હરીફોને સહેલાઈથી માત કરતો

રાતે વાળુ કર્યા પછી અમે શિયાળાની તાપણીએ તાપતાં ત્યારે માસીબા ઘણીવાર તેમના રાજકોટ ને અમદાવાદના પાછલા કાળમાં ડૂબકી મારતાં. ટપાલની ને બીજી લૂંટફાટની, તેમના 'મરનાર" પતિનાં ને "હલકારા"— ટપાલીઓનાં સાહસ ને શૂરાતનની ગાથાઓ તે શોખથી સુણાવતાં. આ બધુ સમજ્યું ન સમજ્યું સાંભળીને હું સૂઈ જતો ત્યારે મારા મગજમાં આકાશવાસી દેવદેવતાઓની સાથે લૂંટારા ને ધાડપાડુઓ અને તેમને પકડનાર શૂરા સાહેબો અને અમલદારોનાં ચિત્રોની હાર-માળા પસાર થતી.

પેટલાદથી માસીબાનાં સગાંની સાથે કોઈવાર તેમના મસીઆઈ ભાઈ અમારે ઘેર આવતા. મોટી સફેદ મૂછોવાળા, ભરાવદાર ચહેરાવાળા અને સિંહ જેવી ગર્જના કરતા ઝવેરભાઈ આવતા ત્યારે અમારી ખડ-કીની પાટ ને હીંચકો બધુ ભરાઈ જતુ ને પેટલાદ–નડિયાદના જૂના ને નવા આચારવિચારોની જોશીલી ચર્ચાઓ બુલંદ અવાજે ચાલતી. તેમાં કોઈ વાર માસીબાના ભાઈ— ભૂંગળાની લાંબી સાંકળી ખખડાવતા બહેરા નારણભાઈ—ટપકી પડતા અને બધાં ઊંચે સ્વરે બોલતાં ત્યારે

હોવાથી કોઈ પણ વિષયમાં ઠોઠ ગણાતાં મેં આ બદનામી ભૂંસી નાખવાનો નિર્ધાર કર્યો. રમતગમતને અને મોજમજાને છોડી દઈને સવી સાંજે ને મોડી રાતે મેં ગણિતના દાખલા ગણવા માંડ્યા, દિવેલનો દીવો કરી તેના મોગરા પાડતે પાડતે મેં કોપીબુક પર કાળમુખો બરૂનો કિત્તો ફેરવવા માંડ્યો. દરેક વિષય પર એકાગ્ર થવાની અને ધીરે ધીરે પણ આમૂલાગ્ર તે સમજવાની કુદરતી વૃત્તિએ મને સહાય કરી. પહેલા ૭ મહિના પૂરા થતાં જ પરીક્ષા થઈ તેમાં બધા વિષયમાં સરસ માર્ક્સ પાસ થઈને મેં બધી એબ ધોઈ નાખી. હવે એક નમૂનેદાર મહેનતુ ને બુદ્ધિશાળી વિદ્યાર્થી તરીકે હું પંકાયો ને વરસની આખરે સહેલાઈથી ત્રીજા ધોરણમાં ચઢી ગયો.

તે જ વરસે મુંબઈમાં ઑપેરા હાઉસ આગળ ભાલચંદ્રની ચાલમાં રહીને પિતાજી ગ્રાંટ મેડિકલ કૉલેજમાં ત્રીજું વરસ ભણતા હતા. તેમની રહેવા જમવાની સગવડ સાચવવાને પહેલી જ વાર મણિબા નાના રમણભાઈને લઈને મુંબઈ ગયાં. મારા બંને કાકા સાકરલાલ અને પોપટલાલે પિતાજીની સાથે પહેલી જ વાર રહીને સંયુક્ત કુટુંબ સુખનો અનેરો આનંદ ચાખવા માંડ્યો. આવો સંયોગ આશરે દોઢેક વરસ ચાલુ રહ્યો. તે દરમ્યાન ત્રણે ભાઈઓની વચ્ચે જે પરમ સ્નેહ સંબંધ બંધાયો અને મણિબાએ પિતાજીની તેમજ તેમના બંને ભાઈઓની જે અનન્ય ભાવથી સેવા[1] કરી તેથી તેમની વચ્ચે રહેલો કંઈક જુદાઈનો ભાવ નાબૂદ થયો અને અમારાં બંને કુટુંબ વચ્ચે નવી એક-દિલી જામી ગઈ.

---

૧. મણિબા મુંબઈ ગયાં ત્યારે પિતાજીના અતિશય આગ્રહને વશ થઈને જ દાદાએ બને કાકાને તેમની સાથે જમવાની છૂટ આપેલી. પછી મણિબા સવારે સાત વાગ્યામાં પૂરી રસોઈ કરીને પિતાજીને જમાડી કૉલેજ તરફ વિદાય કરતાં અને બંને કાકા દશેક વાગે જમવા બેસતા ત્યારે મણિબા ગરમ રોટલી કરીને તેમને પીરસતાં — એ બીના બંને કાકા હજી ભાવપૂર્વક યાદ કરે છે.

એ જ વરસની આખરે પિતાજી મેડિકલ કૉલેજની ત્રીજા વરસની પરીક્ષામાં, સાકરલાલ એલએલ. બી. માં ને પોપટલાલ બી.એ. માં પાસ થયા. તેમની સાથે પહેલી જ વાર બે ગુજરાતી સન્નારીઓ, વિદ્યાબહેન નીલકંઠ ને શારદાબહેન મહેતા બી.એ. માં પાસ થયાં તેથી એ સાલ નૂતન ગુજરાતના ઇતિહાસમાં સીમાચિહ્ન રૂપ બની છે

મારા પિતા ને પોપટલાલ આગળ ભણવા મુંબઈમાં રહ્યા ત્યારે સાકરલાલ વકીલાતનો ધંધો કરવાને સન ૧૯૦૨ના આરંભમાં નડિયાદ આવ્યા મુંબઈમાં પિતાજી સાથે તેમની જે નવી એકદિલી જામી હતી તેને લીધે તેમણે ગામમાં આવતાં જ મારા ભણતરની તપાસ કરી. તેમણે સરકારી સ્કોલરશીપની બીજે વરસે – સન ૧૯૦૩માં લેવાતી પરીક્ષા માટે મને તૈયાર કરવાનું નક્કી કર્યું અને તે માટે ખાસ શિક્ષણ લેવાને સવારે કે સાંજે તેમને ઘેર મેં જવા માંડ્યું.

નિશાળના ભણતરમાં હું પૂરો એક્કો થઈ ગયો હતો ત્યારે વળી આ નવી કસોટી મારે માથે આવી પડી સાકરલાલનો સ્વભાવ જેનો પ્રેમાળ તેવો ઉગ્ર હતો. "સોટી વાગે ચમચમ, વિદ્યા આવે ધમ ધમ" એ વિચારના હોવાથી તેમણે મારા પર હાથ ચલાવવા માંડ્યો. મારા જેવા શાંત સ્વભાવના ને ઉદ્યોગી વિદ્યાર્થી માટે આ અનુભવ નવો હતો. મારી બુદ્ધિ ઝીણી તેમ ઠંડી હતી. તેમની બીક મારા દિલમાં ઊંડી વસી ગઈ તેથી ઉતાવળે કંઈ સમજાય જ નહિ, ને આવડતું હોય તે ભૂલી જવાય. છતાં ધીમે ધીમે તેમના સ્વભાવથી હું ટેવાતો ગયો તેમ તેમનો ઊંડો વાત્સલ્ય ભાવ પારખતો ગયો. વળી પ્રેમાળ કાકી નીતમગવરી મારા આવા દિલ પર વાત્સલ્યભાવ સીંચીને મને મીઠો દિલાસો આપતાં. વરસની આખરે કાકાની કડક કસોટીમાંથી પણ હું પસાર થયો ને ત્રીજા ધોરણમાં પણ પાસ થઈને વહોરવાડની નિશાળને મેં રામ રામ કર્યા.

બીજું વરસ (સન ૧૯૦૩) ઊઘડતાં હું સરકારી હાઈસ્કૂલમાં ચોથા ધોરણમાં દાખલ થયો. મોગલોની જૂની કચેરીનું વિશાળ ચોગાન,

પહોળાં પગથિયાંવાળું મુખ્ય મકાન, તેનાં એકા ઘાટના વિશાળ ઓસરીવાળા ને પુષ્કળ હવા ઉજાસવાળા અભ્યાસ ખંડ, રેતી પાથરીને વ્યાયામનાં અનેક સાધનોથી સુસજ્જ સરસ કસરતશાળા – આ બધું પહેલી જ વાર જોઈને હું ઘણો જ ખુશી થયો. જે સંસ્કૃત ભાષાના શ્લોકો નાનપણથી ઘણા જ રસથી હું રોજ સાંભળતો અને બોલતો તે પહેલી જ વાર શીખવાનું પણ મને બહુ જ ગમ્યું. હાથકારીગરી જોવાના શોખને લીધે ડ્રૉઈંગનો નવો વિષય પણ આનંદદાયક લાગ્યો. વળી શિક્ષક વર્ગમાં સવારે દાખલ થતા ત્યારે ઊભા થઈને "ગુડ-મોર્નીંગ, સર!" [1] કહેવાનો રિવાજ હતો તેથી શિક્ષક ને વિદ્યાર્થી-બંધુઓ વચ્ચે અવનવી બિરાદરી મેં આ નવી શાળામાં અનુભવી.

આ બધાય આનંદદાયક સંયોગોની મારા પર અણધારી અસર થઈ. છેલ્લાં બે વરસમાં અવનવા ભણતરના ભાર નીચે મારું મગજ છેક જ દબાઈ ગયુ હતું નિશાળમાં ને કાકાને ઘેર શિખવાતા બધા વિષયો પર પ્રભુત્વ મેળવવાની તાલાવેલીમાં હું ચોપડીઓનો કીડો બન્યો હતો. હવે ખૂબ ચાલી ચડાવેલા મારા મગજની કમાન નવી શાળાના સુરમ્ય વાતાવરણમાં ઓચિંતી છટકી ગઈ. હું નમ્ર શાંત એકમાર્ગી વિદ્યાર્થી મટીને મારા વર્ગનો વધારેમાં વધારે તોફાની છોકરો બની ગયો!

અમારા તત્ત્વજ્ઞાની ચોકસી માસ્તર વર્ગમાં દાખલ થતા કે બધાની સાથે હું પણ ઊભો થઈ જરા જોર જોશીલા અવાજથી "ગુડ મોર્નીંગ, સર!" બોલતો. અમે થોડા તોફાની વિદ્યાર્થી તેમના ચહેરાના અને ખાસ તો ટોપીના રંગઢંગ પરથી તેમને પડીઆ માસ્તર માંહોમાંહ કહેતા. તેમના સત્કાર સમયે જ આ તોફાની વિચાર મગજમાં ઘોળાતાં હું જેમ તેમ હસવું દાબી રાખતો. થોડી વારમાં અમારું બે ત્રણ વિદ્યાર્થીઓનું હસવું વારાફરતી છટકી જતું ને ચાલતા વર્ગમાં ઓચિંતું અકારણ અટ્ટહાસ્ય કરતા. તેથી કેટલીયે વાર માસ્તર વર્ગમાં બાંકડા

1. "સુપ્રભાતમ્! સાહેબ!"

પર અમને ઊભાં કરતા. પણ ઊભે ઊભે વળી સાથીઓ સાથે ઓર ઈશારા કરીને કંઈ ને કંઈ ચેનચાળા કરતા તેથી અનેક વાર મને નીચેના પહેલા વર્ગમાં પાટલી પર ઊભા રહેવાની સજા થતી.

જેમ મારા તોફાનમાં કંઈ ઝેર નહોતું તેમ મારી સજાથી મને કંઈ પરતાવો નહોતો થતો. રોજબરોજની આવી સજાઓ હું મોજથી પી જતો. પહેલા વર્ગમાં ઊભા રહેતાં કંઈ માનહાનિ લાગતી નહિ એટલું જ નહિ પણ કદી નહિ જોયેલાં અવનવાં પ્રાણીઓનાં ચિત્રો ત્યાં જોવાનાં મળતાં તેથી હું ઓર રાચતો. "નાગાને કુલે બાવળીઓ ઊગ્યો, તો કહે કે છાંયડો થયો!"

મારી ટોળીની મસ્તી આ વર્ગથી જ મર્યાદિત થતી નહિ. બીજા ખાસ વર્ગોમાં ને શાળા સમસ્તમાં પણ તે ફેલાવવા અમે તત્પર રહેતા. ખાસ કરીને કાર્પેન્ટર માસ્તરના ડ્રોઈંગના વર્ગમાં તો અમને ઓર તાલાવેલી થતી. ચિત્રકળાનો વિષય અમને બહુ જ ગમતો તેથી શાળા બરખાસ્ત થયા પછી પણ અમે વિધવિધ આકૃતિઓ દોરવામાં મશગુલ રહેતા. વયોવૃદ્ધ સુરતી માસ્તર મોમાં પાનનો ડૂચો વાગોળતા અને લાલ રંગની પિચકારીઓ મારતા અમને ચાનક આપતા. તપખીરીઆ રંગની છેક ગોળાકાર ટોપી તે પહેરતા તેથી તે અમારી નજરે સરકસના જંગલા જેવા લાગતા વળી જરા તોતડું બોલતા તેથી એ બુઢા પૂરેપૂરા હાસ્યજનક લાગતા. અમારા તોફાનથી કે ભૂલચૂકથી તે ગુસ્સે થતા ત્યારે માથા પર જોરથી ધબ્બો મારવાના શોખીન હતા. તેમના આવા હુમલાનો જાણે પ્રતિકાર કરવાને અમે હાથમાં રાખેલા કંપાસની અણી ઊંચી ધરતા તેથી માસ્તરનો હાથ થંભી જતો અને અમે હસી પડતા.

આવાં ધીંગાણાં કરવા છતાં હું ભણવામાં હુંશિયાર રહ્યો. વરસની આખરે ચોથા ધોરણમાં ટોચ નંબરે પાસ થઈ ગયો. વળી જે પરીક્ષા માટે કાકા બે વરસથી મારા પર જહેમત ઉઠાવતા હતા તેમાં પહેલે

નંબરે પાસ થઈને મેં ચાર વરસ માટે માસિક રૂ. પાંચની શિષ્યવૃત્તિ મેળવી. વરસની આખરે નાતાલમાં પિતા મુંબઈથી આવ્યા ત્યારે મારી ફતેહના સમાચાર સાંભળીને તે ખુશખુશાલ થઈ ગયા. મારા પર વારી જઈ તેમણે કંઈક બક્ષિસોનામો મને આપ્યાં. તે વખતે રોજ સવારે અંજીર, અખરોટનાં કટકાં દૂધ ને મગજની ગોળી મને મળતી. પિતાજીના માનમાં મીઠાં ભોજન પણ પીરસાતાં. બંને કાકા આ આનંદોત્સવમાં ભાગ લેવાને ઘણી વાર ઘેર આવતા અને પિતાજી સાથે ખૂબ નરમગરમ ચર્ચાઓ કરીને ઘરને ગજાવતા.

સન ૧૯૦૩ના તોફાની વરસમાં હું રમતગમતનો ખૂબ રસિયો થયો. પાડોશના કે ન્યાતના છોકરા સાથે સાતતાળી દાન ને ગિલ્લીદંડા, ખોખો ને હુતુતુ, લખોટી કે ભમરડા, આ બધી રમતો હું શોખથી રમતો. પતંગ ઉડાડવાનો હું શોખીન હતો તેથી સંક્રાંતિના દિવસોમાં તો સાંજે મારી ને બીજા મિત્રોની અગાસીઓમાં ઊભો રહી હું પતંગ ઉડાડતો અને બીજાના કટાવ નીરખવામાં તલ્લીન થતો. હોળી ધૂળેટીના દિવસોમાં હું પિચકારીઓ ભરી ભરીને દોસ્તો પર રંગ છાંટતો ત્યારે મારાં કપડાં પણ ઠીક ઠીક રંગ ને કાદવથી રંગાતાં. તે દિવસોમાં ગોક ઉજરાતીને અમે મિજબાની ઉડાવતા ત્યારે જ અમારી હોળી સાર્થક થતી.

તે કાળમાં મારું શરીર એટલું એકવડું ને નબળું હતું કે મારી છાતી પર તરી આવતાં હાડકાંથી હું નામશીન થયેલો. વળી હું કાવાદાવામાં ને હાથચાલાકીમાં છેક જ કાચો હતો તેથી કેટલીય રમતોની ઝડીઓ જામતી તેમાં હારીને નિયમ પ્રમાણે મોટા છોકરાના ગૂંબા ખાતો.

રતન તલાવના મેદાનમાં ક્રિકેટ ને રાઉન્ડર્સ રમવા નાતિ ભાઈઓની મોટી ટુકડી જતી. તેમાં મારા બંને કાકા ને બીજા જુવાનો ... ભાગ લેતા. ક્વચિત કેટલાક પાવરધા ખેલાડીઓ ફૂટબોલના ગોળા છેક ઊંચે સુધી ઉછાળતા. કોઈક જુવાનીઆ ખિસકોલીની ચપળ-

તાથી ઝાડ પર ચઢી જઈને આંબલીપીપળી રમતા. આ બધી રમતોમાં હું થોડો થોડો ભાગ લેતો. મોટે ભાગે પ્રેક્ષક તરીકે જ હું મોટેરાની રમતોનો આનંદ લૂંટતો.

આ કાળમાં શેરીની છોકરીઓ જે રસીલી સંગીતમય રમતો રમતી તે મારી અગાસીમાં ઊભા રહીને જોવામાં મને મજા પડતી. જ્ઞાતિભોજન કે લગ્ન પ્રસંગે કન્યાઓનું મોટું જૂથ જામતું અને તેમનાં ઝાંઝરના ઝમકારથી ને ગીતના સરોદથી આખી પોળ ગાજી ઊઠતી.

લખા પંડ્યા, આંકરી કાંકરી, સંતાકુકડી વગેરે રમતો હોંસીલી કન્યાઓ રમતી. તેમાંથી લખા પંડ્યાનું ગીત મારા કાનમાં હજી ગૂંજે છે. કન્યાઓ બે ટુકડીમાં વહેંચાઈ જતીઃ એક પોતાને ઠેકાણે ઊભી રહેતી, બીજી કંઈ કડીઓ ગાતી દૂરથી પહેલી ટોળીની પાસે આવતી. પહેલી ટુકડી કંઈ કડી ગાઈ તેનો જવાબ આપતી — બીજી ટુકડી પાછી જતી ને વળી બીજી ગીત ગાતી ગાતી પાછી આવતી. આ રહ્યો તેમનાં રમૂજી ગીતનો નમૂનો :—

બીજી : ઓ લખા પંડ્યા, ઓ લખા પંડ્યા,
તમે કેટલા ભાઈ કુંવારા લાલ
અચકો મચકો કારેલી.
પહેલી : અમે લગને લગન કુંવારા લાલ
અચકો૦
બીજી : તમને કઈ બેન ગોરી ગમશે લાલ
અચકો૦
પહેલી : અમને ... બેન ગોરાં ગમશે લાલ
અચકો૦
બીજી : એ ગોરીને શું કરશો લાલ ?
અચકો૦
પહેલી : અમે નિત્ય ઘરેણાં પહેરાવશું લાલ
અચકો૦

આ ઉપરાંત કન્યાઓ દિવાળીએ મલ્હાઈમાતાના ગોખમાં દીવા કરતી ને તે માટે તેલ ઉઘરાવવા નીકળતી ત્યારે ગાતી :

આજે ભવાની માતા, તેલ પુરાવો
તેલ પુરાવે તેને તેર છૈયાં આવે
ઘી પુરાવે તેને ઘેરા બેરા આવે
પાણી પુરાવે તેને પાણકો આવે.

રોજ સવારે કેટલીક કન્યાઓ ઘેર ઘેર ફરીને સૌભાગ્યવતી સ્ત્રીઓને કંકુના ચાંલ્લા કરતી — એક સંક્રાંતિથી બીજી સુધી રોજ તેર સ્ત્રીઓને ચાંલ્લા કરવાનું વ્રત લેતી. કોઈ દિવસ પૂરી સ્ત્રીઓ ન મળે તો ગાયને પણ ચાંલ્લો થઈ શકતો. વ્રત પૂરું થાય ત્યારે તેર સ્ત્રીઓને તે કંકાવટીમાં કંકુ ભરીને આપતી.

અષાડ મહિનામાં કન્યાઓ ગૌરીવ્રત કરતી અને તેમનાં ગીતથી અમારી શેરીઓ ગાજતી :

ગોરમાનો વર કેસરીઓ
ને નદીએ ન્હાવા જાય રે ગોરમા.
પગે પિત્તળની પાવડી
ને ઢમ ઢમ કરતો જાય રે ગોરમા.

ગૌરીવ્રત કરતી કન્યાઓને તેમનાં સાસરીઆં તરફથી પાંચ દિવસ સુધી સૂકાલીલા મેવાના ભરચક થાળ મળતા તેમાં મને વધારે રસ પડતો. પણ અમારા કોઈ ઘરમાં કોઈ કન્યા જ નહિ તેથી આવા મેવાની મોજ કરનાર બીજા કુમારોની મને બહુ અદેખાઈ આવતી.

નવરાત્રિની નવે રાત ને શુભ પ્રસંગે અમારી શેરીમાં સુહાગણી સ્ત્રીઓ ને ગદભરી કન્યાઓ ભેગી મળીને સુરીલા ગરબાને હીંડોળે અમારા દિલને હીંચોળતી. તેના શબ્દ યાદ નથી પણ તેનો રસ મનમાં રહી ગયો છે.

કન્યાઓનાં ગીતગરબામાં પ્રેમલમનો જે રસ તરવરતો તે યુવતીઓનાં વૃંદની વાતો અને ટીખળમાં રેલાતો. તેમના અંગત સંપર્કથી હું છેક જ બાકાત રહેતો તેથી કવચિત કંઈ જમણવાર કે લગ્નને પ્રસંગે તેમને જોવા ને સાંભળવાની તક મળતાં હું ખુશી થતો. તેમના મનોભાવ ને મોજશોખ વિષે મારા કિશોર હૃદયમાં હવે કંઈક મોહક જિજ્ઞાસા ચમકવા લાગી.

નડિયાદમાં કોલેરાના વાવર ચાલતાં મને એક વખત પિતાજીના મામા ઝવેરભાઈને ઘેર પેટલાદ થોડાં અઠવાડીઆં માટે મોકલવામાં આવ્યો. ત્યાં પણ કાકાની સૂચના પ્રમાણે શિષ્યવૃત્તિની પરીક્ષા માટે રોજ લખવાવાંચવાનું મેં ચાલુ રાખ્યું અને બાકીનો વખત ન્યાતના કિશોરો સાથે રમત ગમતમાં ગાળતો.

તે વખતે ગોવર્ધનરામનાં પુત્રી જયંતિબ્હેન થોડા જ વખત પર વૃદ્ધ મામા ઝવેરભાઇના પુત્ર સાથે પરણીને સાસરે આવ્યાં હતાં. સવારના પહોરમાં નોકરો પાણીના હાંડા ચૂલા પર ચઢાવતા ત્યાં દેખરેખ રાખવા એ બ્હેન હમેશ આવતાં. હું પણ એ જમાતમાં ભળી ગયેલો હોવાથી તેમને વખતોવખત હું મળતો ત્યારે તે હળીમળીને મારા પર મીઠો ભગિનીભાવ વરસાવતાં.

આવા જ કારણસર ફરીવાર મારે કોઈ હીરાગૌરીને ઘેર — આ વખતે બોડા-જવાનું થયું ત્યારે તો મારું મગજ વધારે જાગૃત થયું હતું. અહીં પણ પરીક્ષા માટે વાંચવાલખવાનું ચાલુ જ રહ્યું ને તે ઉપરાંત હું સ્થાનિક શાળામાં પણ દાખલ થયો. અહીંઆં પહેલી જ વાર માણભટની કથા સાંભળીને હું છક થયો. "વૈશંપાયન એણી પેર બોલ્યા, સુણ જનમેજયરાય" — એ વચનથી શરૂ કરીને ભટ્ટજી માણ પર તેમના હાથની વીંટીઓ અજબ હથોટીથી ખખડાવતા ને અર્જુનની, ભીમસેનની કે એવી ગાથા તેમની જોશીલી બાનીમાં સુણાવતા. બાકી, ફરીવાર મારા દિલ પર કુઆના તીખા ગુસ્સાની ને ફોઈના અપાર વાત્સલ્યની ઊંડી છાપ પડી.

ખેડા છોડતાં એ જમાનાનો એક લાક્ષણિક અનુભવ થયેલો. માસીબાએ મને નડિયાદ તેડી લાવવાને અમારા પાડોશના એક બ્રાહ્મણને મોકલેલા. ગામના બજારમાં ઘોડાગાડીનો ભાવ પૂછતાં ગાડીવાને આઠ આના કહ્યા ત્યારે એ બ્રાહ્મણે ૭ કહ્યા. ગામ છોડીને મહેમદાવાદની સડકે ચાલતાં વળી બીજાને પૂછ્યું, તેણે પણ ૭ આના કહ્યા ત્યારે મારા સાથીએ ચાર કહ્યા. એમ કરતાં અડધા ઉપરાંત રસ્તો કાપી નાંખ્યો ત્યારે ટપાલની ગાડીની ચોકી કરનારો ઘોડેસ્વાર મળ્યો. તેણે કહેવત કહી: "ડોશી ને સવાર સાથે ને સાથે." છાપરા ગામ પાસે એ અંધારી રાતે કાઠીઆવાળા માણસોનું એક જૂથ દેખાયું ત્યારે અમારાં હાજાં ગગડી ગયાં. એમ કરતાં એ બ્રાહ્મણે મારા જેવા નાના છોકરાને સાત માઈલ પૂરા ચલાવીને મહેમદાવાદના દીવા દેખાડ્યા ને માસીબાએ બીજે દિવસે ગરમ પાણીથી મારા પગ ઝારીને મને તાજો કર્યો.

આ કાળમાં પણ ધાર્મિક વિધિઓ, કથાઓ અને ઉત્સવોના ઊંડા સંસ્કાર મારા મન પર પડતા ગયા. હવે સંસ્કૃત ભણવાથી રામરક્ષાનું સ્તોત્ર શીખીને તેનો રોજ સવારે હું પાઠ કરતો.

ધાર્મિક તહેવારોમાં પણ વધારે જાગૃત બનીને મેં ભાગ લેવા માંડ્યો. મહાશિવરાત્રિને દિવસે મોટાકાકા હરિશંકર રાતભર પલાંઠી વાળીને હાટકેશ્વર મહાદેવની પૂજા કરતા ત્યારે મધરાતે એકવાર તો હું આરતિમાં અચૂક હાજરી આપતો. તે દિવસે દરેક મહાદેવની ખાસ મૂર્તિને પાલખીમાં બેસાડીને, ને તેની ઉપર ચમ્મર ઢોળાતે, બધાનો સામટો વરઘોડો કાઢવામાં આવતો, તેમાં હું શ્રદ્ધાપૂર્વક સામેલ થતો. જન્માષ્ટમીની રાતે મારી મેડીએ લાલજીની પિત્તળની મૂર્તિનું ભાવથી પૂજન કરી બને તેટલો વખત હું જાગરણ કરતો. નવરાત્રિ દરમ્યાન બામાને ઘેર માતાનું પૂજન થતું ત્યારે હું ભાવપૂર્વક દર્શન કરવા જતો. દશેરાને દિવસે બ્રાહ્મણો પાઘડીઓમાં જવારા ખોસીને સઘળા બજારમાં થઈને કાળકામાતાનાં દર્શન કરવા જતા ત્યારે એ કૂચમાં હું પણ

સામેલ થતો. પાસેના મેદાન પર શમીપૂજન ને ઘોડદોડની શરતો થતી. તેમાં ફાંકડો સાફો પહેરી અને ઝળહળના સાજથી શણગારેલા ઘોડા પર સવારી કરી, બાબાસાહેબ[1] હરીફોને હરાવીને ઘણીવાર વિજય ડંકો વગાડતા. ક્ષત્રિય કાળના શૂરાતનના એ અવશેષ જોઈને મારું હૈયું ગર્વ અને આનંદથી ફુલાતું.

આ ગાળાના એક શુભ અને એક અશુભ બે સામાજિક પ્રસંગોની ઊંડી છાપ મારા દિલ પર પડી. સન ૧૯૦૧માં દોલતરામ પંડ્યાને ઘેર તેમના ભત્રીજા નયનસુખલાલનાં[2] લગ્નની ઉજવણી ભરપૂર રજવાડી ભભકાથી કરવામાં આવેલી. દોલતરામ લુણાવાડામાં દીવાન હોવાથી ત્યાંના રાજા પણ તે પ્રસંગે પધારેલા. તે જ વખતે પહેલીવાર કિટ્સનની ઝળહળતી બત્તીઓ મેં જોઈ, ને ગ્રામોફોનની ગોળ ચૂડીઓમાંથી ઝરતુ સંગીત સાંભળ્યું. વરઘોડા ને દારૂખાનું, લગ્નમંડપ ને જમણવાર — બધામાં દોલતરામની શ્રીમંતાઈ ઝગારા મારતી.

તે જ વરસે મારી પાડોશના પ્રાણશંકરનુ લગ્ન ગોકુળજી પંડ્યાના વંશનાં કન્યા વિમળા સાથે થયેલું ત્યારે કન્યાની વય ૧૧ વરસની હતી. દુર્ભાગ્યે એક વરસ પછી પ્રાણશંકરને કોલેરા થયો. પિતા અચાનક નડિયાદ હતા તેમણે સેવાભાવથી રાતદિવસ જહેમત ઉઠાવીને બનતી દાક્તરી મદદ કરી પણ જોતજોતામાં પ્રાણશંકર અવસાન પામ્યા ને ૧૨ વરસની વિમળા વિધવા બની.

મધરાતે પતિ મરણ પામ્યા ત્યારે વિમળા ભરનિદ્રામાં હતી. વહેલી સવારે તેને જગાડીને સાસરે લાવવામાં આવી પ્હો ફાટતાં ન્યાતનાં

૧. વિહારીદાસ દેસાઇના પ્રપૌત્ર ભગવાનદાસ દેસાઈ, બાબાસાહેબના નામથી ઓળખાય છે.

૨. મુંબઈમાં પંડ્યા એન્ડ કંપનીના નામથી દાયકાઓથી તે સોલિસીટરની પેઢી ચલાવે છે. સમાજસેવાનાં અનેક કામમાં તે હમેશાં બનતો વખત ને ભોગ આપે છે.

બધાં સગાંએ શ્રાણુશંકરને ઘેર રોકકળ કરવા માંડી. સ્ત્રીઓએ રોવા કૂટવાનું ગજબનાક તાંડવ જમાવ્યું. થોડા દિવસ પછી જ્યારે વિમળાની ચૂડી ફોડીને હજામ પાસે તેના વાળ ઉતારવામાં આવ્યા ત્યારે કરુણતાની અવધિ આવી. હિન્દુ સમાજમાં વિધવાની ભયંકર યાતનાનું આ પહેલું હૃદયભેદક દૃશ્ય મેં જોયું અને તે વખતે જે દારુણ રુદન મેં સાંભળ્યાં તે આટલે વરસે પણ મારું કાળજું વીંધે છે.

મામાએ છેક પહેલેથી જ મને માસીઆને સોંપેલો. તે જ્યારે મળતાં ત્યારે મારા પર વાત્સલ્ય વરસાવતાં, પણ એકેકને વેવલા લાગણીવેડા દાખવવાની ટેવ નહોતી. પિતાનું વ્યક્તિત્વ મારી બાળદૃષ્ટિએ ઘણું ભેજળું લાગતું. તે જરા પાતળા ને ઊંચા હતા. મુંબઈથી પાઘડી પહેરીને આવતા ને નડિયાદમાં શિખાઉની માફક ટીઠું ધોતીઉં પહેરીને તે લાંબે ડગલે ચાલતા. તેમની ઝીણી તેજસ્વી આંખો ક્વચિત ગંભીર બનીને કડક શાસન કરતી ને ક્વચિત ટીખળી બનીને હાસ્ય વિનોદ રેલાવતી.

શાળા કાળમાં જ હું તેમને વધારે ઓળખતો થયો. ઘેર આવતા ત્યારે પાસે બેસાડીને તે મારા ભણતર વિષે સવાલો પૂછતા ને રોજ થોડો વખત અંગ્રેજી ભણાવતા, તાપના દિવસમાં બપોરે ચાર વાગ્યા સુધી બહાર રમવાની બંધી કરતા, કોઈક વાર હું ગાબડી મારી કવખતે નાસી જતો ત્યારે પાછા ફરતાં સખત ઠપકો કે હળવો મેથીપાક આપતા.

તેમનો ખાસ આગ્રહ તો મને અંગ્રેજી ભણાવવાનો હતો. ત્રીજા ચોથા ધોરણમાં હતો તો પણ મારી આગળ શેક્સપિયરની નાટ્ય કથાઓનું અંગ્રેજી પુસ્તક છટાથી વાંચતા અને મને વંચાવતા, શબ્દે શબ્દ સમજાવતા ને ફરીફરી સવાલો પૂછીને તે પાકું કરાવતા. "વેનીસના વેપારી"ના નાટકમાં આવેલી પોર્શિઆની વાત કકડે કકડે ઘણી જ ધીરજથી તેમણે મને પૂરી શીખવેલી. આવી મગજમારીમાં જો પણો વખત થઈ જતો તો ' All work and no play makes Jack

દલીલોમાં ઊતરીને તેને સમજાવવાને વૃથા શ્રમ લેતા. ખાસ કરીને કાકા સાકરલાલ સાથે પિતાજી વાગ્યુદ્ધ કરતા, તેમના કંઈક જૂના વિચારોની સામે ઊકળીને બોલતા, તેનો કાકા આવેશથી જવાબ આપતા ને તેનું પિતાજી ખંડન કરતા – ત્યારે મને ગમ્મત સાથે જ્ઞાન મળતું. ત્યારથી કંઈક જૂના અને નવા વિચાર વચ્ચેનો ભેદ મને સમજાવા લાગ્યો ને હું પિતાજીનો અંધ પક્ષપાતી બન્યો.

નડિયાદમાં પિતાજીની સર્વશ્રેષ્ઠ જાહેર પ્રવૃત્તિ તો નાગર યુવક સમાજ હતી. ન્યાતમાં સભાસંબંધીનો કંઈ ભેદ રાખ્યા વિના પિતાજી ઘેરઘેર ઘૂમીને સમાજમાં જુવાનોની ભરતી કરતા ને તેમને ધર્મપુરીના મકાનમાં ભેગા કરીને ચર્ચાઓ કરતા. તેમના સહકારથી સાંજે પાંચદશ જણની સભા આગળ ગંભીરપણે તે ભાષણ આપતા ને બધાને ભાષણ આપવા આગ્રહ કરતા. વાર્ષિક મેળાવડામાં ન્યાતના સ્ત્રીપુરુષોને ભેગા કરી તેમની આગળ સંગીત અને મુખપાઠના કાર્યક્રમ તે યોજતા. તેમાં જુવાનોની સાથે અમે કિશોરો પણ વક્તૃત્વશક્તિ અને નટવિદ્યાની તાલીમ લેતા. રજામાં મંડળ તરફથી સંસ્કૃત શિખવવાને સવારના વર્ગો શરૂ થતા તેનો અમો બાળકો લાભ લઈ સંસ્કૃત શ્લોકોના સુમધુર સ્વરથી શેરીઓ ગજવતા. એક ગૃહસ્થની મદદથી પિતાજીએ મંડળનું પુસ્તકાલય શરૂ કર્યું તેમાંથી પુસ્તકો લઈને વાંચવાની સગવડ સર્વેને મળી.

સન ૧૯૦૩ના ઉનાળામાં પિતાજીએ ઓચિંતો મને પણ સમાજમાં ભાષણ – ને તે પણ અંગ્રેજીમાં — કરવાનો હુકમ કર્યો. તે માટે સ્ત્રી કેળવણીના વિષયની પસંદગી પણ તેમણે કરી દીધી. મોટા આગળ બોલવાની મેં ઘણી આનાકાની કરી તે વ્યર્થ ગઈ. ને તેમણે જ શિખવેલી શેક્સપિયરની નાટ્યવાર્તાના આધારે અંગ્રેજીમાં જ ટૂંકું ભાષણ લખવા તેમણે સૂચવ્યું. તે મુજબ સ્ત્રી કેળવણીના પિતાજીએ સમજાવેલા ફાયદા ગણાવીને તેના દૃષ્ટાંત તરીકે પોર્શિઆની આખી વાત ટૂંકમાં મેં ઉતારી. છેવટે સમાજની સભામાં એ ટૂંકો લેખ જેમ તેમ વાંચીને હું બેસી ગયો અને ઉદાર શ્રોતાઓના ધન્યવાદ પામ્યો.

a dull boy – ' 'છોકરો નર્યું ભણે ને રમે નહિ તે જડ થઈ જાય ' એ સૂત્ર ને આખો ચગાવીને ઉચ્ચારતા અને મને બહાર રમવાને છોડી મૂકતા. પણ જો ભણતી વખતે મારું મન ચરવા જાય કે તરત જ —

" Work while you work
And play while you play"

'કામ વખતે કામ ને રમત વખતે રમત ' એમ બુલંદ અવાજે પોકારીને એકામ થવાની ચાનક આપતા.

પિતાજીની પાસે અંગ્રેજી શીખતાં તેમના તરફ માનવ ધતું. તેમના રમતગમતના શોખને લીધે તેમના તરફ પ્રેમ વધતો. મુંબઈથી આવતા ત્યારે ક્રિકેટના બોલ બેટ સ્ટંપ — કંઈ ને કંઈ સાધન તો લાવતા જ. વળી મેદાન પર અમારી બધાની સાથે તે ક્રિકેટ રમતા તો ઘરની મેડીમાં મારી સાથે રબરનો દડો શોખથી ખેલતા; કોઈ બોલ ચૂકે કે ઉત્સાહથી ઝીલે તો અટ્ટહાસ્યથી આખો ખંડ ગજાવતા.

પિતાજી વિદ્યાર્થી તરીકે શરીરશાસ્ત્રી હતા તેમ સ્વભાવે માનસશાસ્ત્રી હતા. કોઈવાર શોખથી મને બેસાડીને જાણે વૈજ્ઞાનિક દૃષ્ટિથી મારા હાથપગ ગાત્રું ને શરીર કોમળ સ્પર્શથી તપાસતા, મીઠી ગમતી વાતો કરતા, ગમે તેવા કુટુંબીઓની પણ મજાક કરતા, ને નવા વિચારોનો બોધ આપતા. તે વખતે બધો ભેદભાવ વીસરીને મને એક સ્વતંત્ર બાળમિત્ર તરીકે સંબોધતા, મારું સ્વમાન ને ગૌરવ વધારતા ને નવા પથે પ્રગતિ કરવાને પ્રેરતા.

ગામગામના મિત્રો સાથે પિતાજી વિવિધ વિષયોની ચર્ચા કરતા તે પૂરી સમજ્યા વિના પણ સાંભળવાની મને ઘણી મજા પડતી. સામા વિચારના લોકોને દાખલા દલીલો આપીને સમજાવવાનો ને મનાવવાનો તેમને ઘણો શોખ હતો—એટલે સુધી કે કોઈ અવળચંડા લોકો તેમને ચિડવવાને જ ઊલટી વાત કરતા ત્યારે તેની સાથે ભોળપણથી લાંબી

નડિયાદના સાર્વજનિક જીવનથી પણ પિતાજી અજાણ્યા નહોતા. ગ્રેજ્યુએટોની એક સભાની કંઈક ચર્ચામાં તેમણે છટાદાર ભાષણ કરીને સર્વેને મુગ્ધ કરેલા. અગાઉ ૧૯૦૨ની અમદાવાદની રાષ્ટ્રીય કૉંગ્રેસમાં નડિયાદથી પ્રતિનિધિ મંડળ મોકલવાના પ્રચારકાર્યમાં તેમણે ઝુકાવેલું. ગોવર્ધનરામે એક નાનકડી સભામાં પાકી ચરોતરીઆ બોલીમાં કૉંગ્રેસનું કાર્ય સમજાવેલું અને એક એક રૂપિયાની ફી ભરી એ બેઠકમાં જવા એલાન કરેલું. પિતાજીએ મને પણ કૉંગ્રેસમાં સાથે જવાની આશા આપેલી. પણ છેવટે મારો કંઈ વાંક પડવાથી મને છોડી દઈ પોતે, ગોવર્ધનરામ ને બીજા પ્રતિનિધિઓની સાથે કૉંગ્રેસમાં ગયેલા.

સન ૧૯૦૩ની આખરે હું બન્ને પરીક્ષામાં પાસ થયો ને પિતાજી દાક્તરની છેલ્લી પરીક્ષામાં નપાસ થઈ ઘેર આવ્યા. છતાં મારા વિજયથી ઘરમાં જે આનંદોત્સવ થયો તેના પર તેમની નિષ્ફળતાની જરીએ ઘેરી છાયા તેમણે પડવા ન દીધી. એવાં ને એવાં જ ચમકદાર પ્રેમલ નયન, ટૂંકી મૂછો પર રમતું એવું ને એવું જ મીઠું હાસ્ય, એવો ને એવો જ આનંદી સ્વભાવ, એ ને એ જ જ્ઞાતિ ને સમાજના સુધારાની ઉદાત્ત ભાવનાઓ, એવી ને એવી જ વાદવિવાદની ઝડીઓ, એવો ને એવો જ અડગ આત્મવિશ્વાસ ને આશાવાદ — આ બધું જોઈને અમે સર્વે ખુશી થયા. " જુઓને! આવતા વરસમાં જ પાસ થઈ ને ઈસ્પિતાલ કાઢીશ ને ગરીબ દર્દીઓની પણ દવા કરીશ" એવાં વચન આપીને તે મુંબઈ ગયા.

સન ૧૯૦૪માં મુંબઈમાં તેમ નડિયાદમાં પણ પ્લેગ ફાટી નીકળ્યો. દોલતરામના ખેતરમાં તેમના કુટુંબની સાથે મણિબા ને અમે બે ભાઈઓ ઘાસનો માંડવો નાંખીને રહ્યાં. મુંબઈથી પિતાજી અમને સાવચેતી રાખવા ચાનક આપતા ને પોતે દાક્તર હોવાથી તેમને વિષે નિશ્ચિંત રહેવા લખતા.

પણ ભર શિયાળામાં એક દિવસ સવારે દાદા મુંબઈનો તાર લઈને અમારે માંડવે આવ્યા. પિતાજીને પ્લેગ થયાની ખબર આપી ને

મણિભા ને માસીબાને સાકરલાલ સાથે મુંબઈ જવા સૂચવ્યું. મણિભા પર તો જાણે વીજળી પડી હોય તેમ તે હગલો થઈ ગયાં. પણ માસીબા હિંમત રાખીને તે જ રાતે બંનેને સાથે લઈ પિતાજીને જોવા ઊપડી ગયાં

બે ત્રણ દિવસમાં જ ફરી વાર વયોવૃદ્ધ દાદાએ જ માંડવે આવીને પિતાજીના અવસાનના સમાચાર અમને બે ભાઈઓને આપ્યા. જિંદગીમાં પહેલી જ વાર હું પોકેપોક મૂકીને રોયો. પિતાજી સાથે મારે કંઈ ઓર પ્રેમસગાઈ બંધાઈ હતી. હવે કેમ જીવાશે ને ભણાશે એ ચિંતાએ મારું કાળજું કોરી નાખ્યું.

માસીબા ને મણિભા પાછાં ઘેર આવ્યાં ત્યારે વળી એમની શ્યામવસ્ત્રમાં સજ્જ થયેલી શોકમૂર્તિઓ જોઈને મારા દુઃખથી અવધિ આવી. અમારાં બુઢ્ઢાં દાદીમા ગંગામા ૯૫ વરસની ઉંમરે તેવામાં જ સિધાવીને દુઃખમાંથી છૂટયાં.

પિતાજીની માંદગીની વધુ ખબર પછી જાણવામાં આવી. બધા વિદ્યાર્થીઓ સાથે પિતાજી ભાયખલા આગળ રહેતા. ત્યાં પ્લેગના ઊંદર પડયા કે તરત જ બધાને માટે મલાડ રહેવાની ગોઠવણ કરવા તે ગયેલા. ત્યાંથી પાછા આવવાને રેલગાડી પકડતાં તેમને દોડવું પડયું ને મુંબઈ આવતાં સાથળના સાંધામાં નાની વેળ દુખવા લાગી. આમાં થાકનું કારણ ધાર્યું, પણ તે પ્લેગની જ ગાંઠ હતી. બધાની સાથે મલાડ જતાં તે બરાબર પટકાયા. મિત્રોએ ખડા પગે આ પરગજુ બિરાદરની સેવા ને દવા કરી. બે ત્રણ દિવસે માંદગી ગંભીર બની ત્યારે જ તેમણે ઘેર તાર કર્યો. વડીલોએ ત્યાં જઈને તેમની ચાકરી કરવામાં બાકી ન રાખી. પણ જીવલેણ પ્લેગ આગળ કોઈનું શું ચાલે?

અંતકાળે સાકરલાલ જરા બહાર જતા હતા ત્યારે પથારીવશ પિતાજીએ તેમને ઓચિંતો ઇશારો કરી બોલાવ્યા. તેમનાં લક્ષણ જોઈ કાકાએ પૂછ્યું : "કંઈ કહેવું છે ?" પિતાજી એટલું જ બોલ્યા : "છોકરાંને સાચવજો — ભણાવજો." પછી શાશ્વત નિદ્રામાં તે પોઢી ગયા.

પ્રિય દર્શનની ઉષા ઊગી,<br>
પણ ન પડયાં જ સવાર એમનાં.

## ૭. કુમારની ધર્મસાધના

એકત્રીશ વરસની વયે પિતાજીના અવસાનની મારા કુટુંબજીવન પર ઘેરી અસર પડી. ભરજુવાનીમાં વિધવાવસ્થાનું કારમું દુઃખ મણિબાને માથે આવી પડ્યું. ઘરડાં માસીબા, આંખની કીકી સમાન દીકરાનો જીવનદીપ ઓલવાતાં છેક જ ઢળી ગયાં. રોજના દિલ કંપાવનારાં રુદનથી ઘરની હવા વિષાદમય બની ગઈ. મૃતાત્માના તર્પણ માટે થતા નિત્યના ને માસિક વિધિ ને ભોજનના કર માથે પડ્યા. કમાણીની એકની એક આશા નષ્ટ થતાં ઘરમાં આર્થિક વિટંબણા વધુ સાલવા લાગી.

જૂના ઘરમાં દુખિયારા જીવન અને ન્યાતીલા રિવાજનાં વાદળ છવાતાં મારો આઝાદ જીવ ગૂંગળાવા લાગ્યો. હવે મે નિયમિત રીતે નવા ઘરની સંપૂર્ણ શાંતિમાં રહીને એકાગ્રપણે અભ્યાસ કરવા માંડ્યો. ઘરના મોટા દીકરાની જવાબદારી માથે પડતાં હું ઘણો જ વધારે ગંભીર બની ગયો. પિતાજીના મરણથી જખ્મી થયેલાં માસીબા, મણિબા, ને કાકાએ વધારે વાત્સલ્યભાવ મારા પર વરસાવવા માંડ્યો.

મારું શરીર વધારે સુદૃઢ થતાં અને સમગ્ર જીવનશક્તિ ખીલતાં હું કિશોર મટી કુમાર બન્યો અને વધારે નિશ્ચયબળથી ને વિચારપૂર્વક જીવન ડગ ભરવા લાગ્યો.

આર્થિક કારણસર એ શોકના વરસમાં બંગલાની મોટી મેડી મારે માટે રાખીને બાકીનો બધો ભાગ મામલતદારની કચેરીના એક કારકુન ભાઈલાલ વ્યાસને ભાડે અપાયો. જોતજોતામાં તેમની સાથે

મારો ને કુટુંબીઓનો સ્વભાવ મળી ગયો. રાતે ભાગવત, ઓખાહરણ વગેરેનું પારાયણ અમારા જૂના ઘરમાં આદરીને તેમણે બન્ને દુઃખી સ્ત્રીઓને આધ્યાત્મિક આશ્વાસન આપવા માંડ્યું. ને વરસની આખરે પહેલે નંબરે પાસ થઈ મેં પણ વડીલોનાં દિલ ઠાર્યાં.

તેમનો સત્સંગ થયા પછી છઠ્ઠા ધોરણમાં (સન ૧૯૦૫) ભણતાં તેર વરસની વયે સાડા પાંચ જ કલાકની ઊંઘ હું પૂરતી ગણતો. રાતે દસ વાગે સૂઈ સવારે સંતરામની નોબત વખતે સાડા ત્રણ વાગે ઊઠીને વાંચવાનો મેં નિશ્ચય કર્યો. આટલો વહેલો ઊઠવાને માટે પૂરો આધાર વ્યાસજી ને તેમનાં માયાળુ પત્ની પર જ હું રાખતો. દિવેલનો દીવો સળગાવી અને મને વાંચવા બેસાડીને તે જતાં. કોઈવાર "રોયલ હિસ્ટરી" જેવું બહારનું અંગ્રેજી પુસ્તક વાંચતાં હું દીવો બળતો મૂકી ઊંઘી જતો — એક બે વાર તો રૂની જાડી વાટ ઓચિંતી સળગી જતાં કોડિયામાં ભડકો થયેલો ત્યારે તે ભલાં પતિપત્નીએ જ મને બચાવી લીધેલો.

છઠ્ઠા ધોરણ દરમ્યાન મારા શરીરની માફક મારી શક્તિ ને વ્યક્તિત્વ વધુ ખીલતાં ગયાં. શરીર ભરાતાં ને હાડકાં ઢંકાતાં હું સૂકલકડી મટીને ઊંચો તેમજ જાડો થયો. વર્ગમાં હું ઘણુંખરું પહેલો નંબર રાખતો તેથી મોનીટરની પદવી પામતો. છતાં જરાયે સુંવાળો ને સુખવાસી બનવાને બદલે હવે જાડામાં જાડા કાપડનો હું શોખીન બન્યો. તે કાળમાં પંકાયેલું બદુક છાપનું ધોતીઉં હું આગ્રહપૂર્વક પહેરતો ને ઝીણાં પાતળાં કપડાં પહેરનારની હાંસી કરતો. હલકા જાડા ચામડાના સ્લીપર હું પહેરતો ને આંટણ પડવાથી ન પહેરાતાં ત્યારે ઉઘાડા પગે જ ઝપાટાબંધ ચાલવામાં ગૌરવ માનતો.

તે વર્ગમાં મારા જેવો જ ગંભીર, એકમાર્ગી ને બુદ્ધિશાળી સાથી મને મળી ગયો. મહુધાના અંબાલાલ પટેલની સાથે મારી દિલોજાન દોસ્તી બંધાઈ ગઈ. એટલે સુધી કે તે ગામની જૂની સરકારી હોસ્ટેલમાં રહેતા ત્યાં પણ પહેલી વાર તેમને જ મળવા જતો. પછી તો

ાામ બહાર નવા મકાનમાં હોસ્ટેલ ફેરવાઈ ત્યારે ત્યાં તેમને હું મળવા ૪તો. મોડાસાના મોહનલાલ ગાંધી ને વિષ્ણુપ્રસાદ ત્રિવેદી અને ગાબ-ાના ભાઈચંદ શાહ સાથે દોસ્તી થઈ તે જીવનપર્યંત ટકી રહી.

તે વરસમાં જૂના માસ્તરની બદલી થતાં નવા માસ્તર તરીકે સુરતના નાગર રાજેન્દ્ર દલાલ આવ્યા. સરકારી શિક્ષકની અક્કડ રીત-ભાત કોરે મૂકીને જોડા પગેથી કાઢીને ને ટોપી ટેબલ પર મૂકીને તે, મોંમાં સોપારીના ટુકડાનો દેકારો બોલાવતા જાય ને નિયત વિષયને બાજુએ મૂકીને રાજકારણ ને સમાજજીવનની છેલ્લા સમાચારની રસીલી ચર્ચા કર્યે જાય. આવી અલકમલકની વાતો કરનાર માસ્તર પર હું દીવાનો બન્યો. તે અમારી જ પોળમાં ગોવર્ધનરામના બીજા ઘરમાં રહેતા હોવાથી તેમનો સંપર્ક સહેજે વધતો ગયો. તેમજ તેમની મમતા મારા ને અંબાલાલ પર પણ એટલી બધી વધી કે એક વાર કોઈ વિદ્યાર્થીએ અમારી બન્નેની ટીકા કરી ત્યારે માસ્તરે આખા વર્ગમાં બુલંદ અવાજે કહ્યું કે: "હું તમારા બધાને વિષે ત્રીશ ત્રીશ લીટીનો અને યાજ્ઞિક અને પટેલ વિષે સાઠ સાઠ લીટીનો નિબંધ લખી શકુ એમ છું." શિક્ષકની આવી તલસ્પર્શી સમજ ને લાગણી પિછાનીને બધા ટીકાકારો ભોંઠા પડ્યા.

આ શિક્ષકના પ્રેમને લીધે જ ગોવર્ધનરામના કંઈક સત્સંગનો અણમોલ લાભ મને મળ્યો. શાળાના વાર્ષિક સંમેલન પ્રસંગે મનોરંજન કાર્યક્રમ યોજાયો તેમાં મારે અંગ્રેજી "મેકબેથ" અને સંસ્કૃત "વેણીસંહાર" નાટકમાંથી; ગોવર્ધનરામના પુત્ર રમણિકરામને સરસ્વતીચંદ્રમાંથી; બીજા કોઈને બર્કના એક ભાષણમાંથી — આમ અમારે અનેક મુખપાઠ કરવાના હતા. તેની તૈયારીઓ અમે ગોવર્ધન-રામના સાક્ષરભુવનમાં જ કરતા, તેથી સહેજે તેમને કવચિત મળી જતા. એક વાર તેમના લેખનખંડમાં અમને બધાને રાજેન્દ્ર માસ્તરની સાથે બેઠેલા જોઈ તે પાસે આવ્યા ને ટીખળમાં આંખો ચગાવી અમને પૂછ્યું: "તમારામાં વધારેમાં વધારે તોફાની કોણ છે?" અમે બધાએ

માસ્તર તરફ જોયું એટલે સાક્ષરશ્રી અમારી સાથે ખડખડાટ હસી પડ્યા તેમનાં હંમેશ મુજબનાં આગળ પાછળ વીંટળાયેલાં ગરમ કપડાંનો વિચિત્ર વેશ જોઈને મને નવાઈ લાગેલી. પણ તેમના નિરભિમાની સાલસ સ્વભાવની અને વાત્સલ્યપૂર્ણ મીઠી મુખમુદ્રાની ઊંડી છાપ પડી.

આગલા ધોરણમાં સંસ્કૃતના એક શિક્ષક શબ્દે શબ્દે શ ઉમેરીને અજાણ્યે તેમના વિષયની ને પોતાની ઠેકડી ઉડાવતા. તેથી આ વર્ગમાં સપ્રે જેવા જન્મસિદ્ધ શિક્ષકે અદ્ભુત રસવૃત્તિથી મને સંસ્કૃત શિખવવા માંડ્યું તેથી હું સંસ્કૃત સાહિત્યનો વિશેષ રસિયો બન્યો. અમારી પરસ્પર પ્રીત એટલી વધી ગઈ કે તે મને ઘેર કુસુમમાલાના નવા પાઠ શીખવા બોલાવતા, ને બહુ જ ઝીણવટથી અને ઉદાર દિલથી પાર્વતીના તપ વિષે કુમારસંભવના શ્લોક કલાકો સુધી મને શીખવતા. છતાં મેં તેમને કંઈ દક્ષિણા આપવાનું વિચાર્યું નહિ તેમ તેમણે કંઈ લેવાનું કલ્પેલું નહિ.

છઠ્ઠા ધોરણમાં પહેલે નંબરે પાસ થઈ હું મેટ્રિકના વર્ગમાં દાખલ થયો ત્યારે મને સાક્ષર કેશવલાલ ધ્રુવ પાસે ગુજરાતી શીખવાનો વિરલ લાભ મળ્યો. સરસ્વતીચંદ્રનો એક પાઠ શીખવતાં તેમણે વાક્યે વાક્યના શબ્દ ને વ્યાકરણનું, તેમાં વ્યક્ત થતા મનુષ્યસ્વભાવનું અને બદલાતા ભાવનું કેવું બારીક પૃથક્કરણ, કેવી મીઠાશથી કરી બતાવેલું તે હજી મગજમાં રમે છે. શાળાના અને હૉસ્ટેલના નિયામક તરીકે તેમની કેટલીક નીતિરીતિ અમને નાપસંદ હતી. પણ ગુજરાતી ભાષા-સાહિત્યના શિક્ષક તરીકે તેમનો જોટો જડવો મુશ્કેલ છે.

મેટ્રિકના વર્ગમાં ખગોળશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર ને યંત્રવિજ્ઞાન નવા વિષયો અમારે શીખવા પડતા. એ અધ્યાયને સિદ્ધ કરીને શાળાની પરીક્ષામાં સહેજે પસાર થયો. યુનિવર્સિટીની પરીક્ષા આપવા પહેલી વાર હું અમદાવાદ ગયો ત્યારે ભદ્રનો કિલ્લો ને ત્રણ દરવાજા, મિલનાં

આકાશિયાં ભૂંગળાં અને બજારોની ભરચક મેદની – આ બધું જોઈ ને હું તાજુબ થયો. પણ મારું મગજ પરીક્ષાના ભાર નીચે દબાયેલું હતું. તેથી કામ પૂરું થતાં તરત જ હું નડિયાદ પાછો ગયો. પરિણામ જણાતાં નડિયાદના વિદ્યાર્થીઓમાં પહેલે નંબરે હું પાસ થયો ને માસિક રૂ. ૨૫|ની પર્સીવલ સ્કોલરશીપ મેળવીને હું કંઈક સ્વાશ્રયી થયો.

આમ ભણતરમાં તો આગળના રાહે મારી પ્રગતિ ચાલુ રહી. તેની સાથે ધાર્મિક સાહિત્યનું વાંચન ને ચિંતન આદરીને મેં આ વરસોમાં મારું આંતર્જીવન પલટવા માંડ્યું. માસીબાના સંસ્કારથી અને જ્ઞાતિના ધર્માચારથી ધાર્મિક કલ્પનાઓનું એક માળખું મારા મનમાં રચાયેલું હતું તે સામાન્ય સદાચાર ને સંયમ પ્રેરતું, પણ દૈનિક જીવનથી અલગ ને અતિરિક્ત રહેતું. હવે જે ધાર્મિક શ્રવણ–વાંચનનો નવો ક્રમ મેં શરૂ કર્યો તેનાથી મારા સમગ્ર જીવનનું રૂપાંતર થવા માંડ્યું.

તેની શરૂઆત નવા ભાઈત વ્યાસજીની કથાવાર્તાથી થઈ. ભાગવતનું પારાયણ જે ભાવવાહી લઢણ અને સ્વરના જે આરોહ અવરોહથી તે કરતા તેની મારા દિલ પર છાપ અંકાતી ગઈ. પુરાણીની કથામાં તો હું વિશેષે કૃષ્ણની રાસલીલા અને દૈવી ચમત્કારો પર જ મુગ્ધ થતો, ત્યારે હવે અમારા ઘરના ગભીર વાતાવરણમાં હું કૃષ્ણ–ઉદ્ધવજીના અને નહુષ–જડભરતના સંવાદો પર વારી જતો. ઓખાહરણમાં ઓખાના પ્રેમના કરતાં તેની તપસ્યા પર હું વધારે એકાગ્ર થતો. અને આવા વિષયોની ચર્ચા ક્યાકાર વ્યાસજી સાથે થતાં તેનાં ગંભીર રહસ્ય હું અંતરમાં ઉતારતો.

વ્યાસજી જ્ઞાનપિપાસુ હતા તેમ ભક્તિમાર્ગી પણ હતા. સવારે ને સાંજે નવા ઘરના દેરાસર આગળ બેસીને તે ભક્તિની ધૂન લગાવવામાં તલ્લીન થતા :

"હરે કૃષ્ણ હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે,
હરે રામ હરે રામ, રામ રામ હરે હરે"

આવી ધૂન કિરતાલ ને મંજીરાં સાથે તે લગાવતા. તેમની ભક્તિમાં સ્થૂળ મૂર્તિની પૂજા ગૌણ બનતી. સચરાચર સર્વવ્યાપી જગન્નિયંતા પર તે ચિત્તને એકાગ્ર કરતા. મને આવી વિશુદ્ધ માનસિક ભક્તિનો ચેપ લાગતો ગયો તેમ હું પણ આવી ધૂનમાં તેમની સાથે સામેલ થતો ગયો ને પછી એકલો પણ હું ફાવે ત્યારે ધૂન લગાવતો ગયો.

તેમની આ ભક્તિ જે નવા સાહિત્યના વાંચનથી પ્રેરાયેલી હતી તે તેમણે મને આપવા માંડ્યું. વડોદરાના શ્રેયઃસાધક અધિકારી વર્ગના મૂળ આચાર્ય નૃસિંહાચાર્ય તે વખતે વિદાય થયા હતા. પણ છોટાલાલ માસ્તર, પ્રો. કણીઆ ઉપેન્દ્રાચાર્ય વગેરે તેમના શ્રદ્ધાળુ પ્રચારકો "મહાકાળ" 'પ્રાતઃકાળ" વગેરે માસિકો અને બીજું સાહિત્ય પ્રકટ કરતા તે વ્યાસજી પાસેથી મેળવીને મેં વાંચવા માંડ્યું. ને તેથી મને નવો પ્રકાશ લાધવા માંડ્યો.

આ સાહિત્યમાં કંઈ બુદ્ધિ, જ્ઞાન કે ભાષાના ચમત્કાર નહોતા. તેમાં પ્રો. મણિલાલનો બુદ્ધિવૈભવ કે ઉદાત્ત શૈલી નહોતાં કે ગોવર્ધનરામના આધ્યાત્મિક સંવાદ કે સ્વપ્નસૃષ્ટિ નહોતાં. છતાં ભગવદ્ગીતા, વેદાંત વગેરે આર્ય ગ્રંથોનો સાર બહુ જ સરળ ભાષામાં ને રોજિંદા જીવનનાં દૃષ્ટાંત સાથે આ સાહિત્યમાં અપાતો. તેથી સામાન્ય વાંચક વર્ગના અંતરમાં તે સહેજે ઊતરી જતું અને તેના જીવન પર અસર પાડતું.

ટૂંકમાં આ સાહિત્યનો મને આ સાર સમજાયો : બાહ્ય જગત નશ્વર છે. એ સંસારનાં સુખદુઃખ પરથી ઇન્દ્રિયોને અને ઇન્દ્રિયો પરથી મનને વિરક્ત કરીએ તો અંતરમાં વિરાજતા પરમાત્માનો — સત્, ચિત્, આનંદનો સાક્ષાત્કાર થઈ શકે. આ પ્રક્રિયાને ખિલવવાને દરેક સાધકે રોજ પોતાનું ચિત્ત બાહ્ય સૃષ્ટિ પરથી ઉઠાવી લઈને આત્મા પર એકાગ્ર કરવું ને તે માટે પોતપોતાના અધિકાર ને વૃત્તિ પ્રમાણે જ્ઞાન ભક્તિ ને નિષ્કામ કર્મના માર્ગ ગ્રહણ કરવા. માણસને બહિર્મુખ મટીને અંતર્મુખ થવાનો, બાહ્ય સંસારી સુખને બદલે આધ્યાત્મિક પરમ આનંદનો ઉપભોગ કરવાનો — આવી માનસિક પ્રવૃત્તિથી સંસારનાં

દુઃખનું નિવારણ કરવાનો — બોધ અનેક રીતે અપાતો. પ્રાકૃત વાચકના મનમાં આ ઉપદેશ ઉતારવાને એક સરલ ટૂંક ગવાતી :

જે જેવું ચિંતન કરે તે તેમય થઈ જાય,
કીટ ભ્રમરના સંગથી ભ્રમરસ્વરૂપ થઈ જાય.

આ સાદો સરલ અધ્યાત્મધર્મ મારા પૂર્વ સંસ્કારને લીધે મારા અંતરમાં સહેજે વસી ગયો. સંસારી સંસર્ગથી અલિપ્ત રહેતા મારા એકાંતી જીવને અંતર્મુખ થવાનું તદ્દન સહેલ હતું. જગતથી પર ઇન્દ્રિય — ઇંદ્રિયથી વૃત્તિ — વૃત્તિથી મન — મનથી આત્મા — આત્માથી પરમાત્મા — આ સીડી મને સીધી ને સરલ લાગી, ને તે પર રોજિંદા ચિંતન મનનથી દૃઢ પગલે છેક ટોચ પર ચઢી પરમાનંદ મેળવવાને હું પ્રવૃત્ત થયો તે માટે જ પ્રાકૃત મૂર્તિપૂજા તેમ જ પ્રાર્થના ભક્તિને હું શ્રેષ્ઠ સાધન રૂપ ગણતો.

તેની સાથે એ ઉપદેશ પણ હું લેતો ગયો કે બાહ્ય જડ ને ચેતન જગત પણ પરમાત્મા ને પરબ્રહ્મનું સ્વરૂપ જ છે તેના નશ્વર સ્વરૂપની નીચે તે જ અમર તત્ત્વ સચરાચર છે. હવે નવાં આધ્યાત્મિક ચશ્માં પહેરીને સર્વત્ર, સારા તેમજ ખૂરા માણસમાં, સુંદર વન ઉપવનમાં તેમ જ ખાળકુંડીના કાદવકીચડમાં, એક જ સત્ય શિવ મંગલ સત્ત્વ નિહાળી હું સાચો અભેદમાર્ગી થવાને ઉદ્યુક્ત થયો.

પ્રચલિત ધર્માચાર ને રૂઢિઓને હવે હું નવી દૃષ્ટિથી નીરખવા લાગ્યો. રોજ સાંજે હાટકેશ્વર મહાદેવનાં દર્શન કરવા જતાં તેના ઓટલા પર બેઠેલા વડીલો ને જુવાનોને ઠઠ્ઠામશ્કરી કરતા જોઈને હું ચિડાતો. તેમની ઉપેક્ષા કરીને મહાદેવ ને પાર્વતીમાં તેમ જ ગણપતિ ને હનુમાનમાં એક ને અદ્વિતીય પરમાત્મ શક્તિનું જ દર્શન કરવાનો હું પ્રયાસ કરતો. લગ્ન ને મરણની જૂની વિધિઓનો હું વિરોધી ન બન્યો પણ તેને ગૌણ ગણીને તેના આધ્યાત્મિક તત્ત્વનો જ ઉપાસક બન્યો.

આવી મનોદશામાં આધ્યાત્મિક ઉન્નતિ માટે મેં બીજા માર્ગ પણ લેવા માંડ્યા. સંતરામના મંદિરમાં તે કાળમાં એક સાધુ જાનકી-

દાસ આવતા. સામાન્ય દષ્ટિએ તો ચા ને તમાકુ ન પીવાની પ્રતિજ્ઞા લોકો પાસે લેવડાવતા. પણ તેમની મૂળ ભાવના વૈરાગ્યમય અધ્યાત્મ જીવન ખિલવવાની હતી. વ્યાસજીની જ મારફતે તેમના આગમનની જાણ થતાં તેમનાં દર્શન કરવા ને કથા સાંભળવા હું ગયો કે તરત જ તેમનો શ્રદ્ધાળુ ભક્ત બની ગયો. મારા વર્ગમિત્ર પટેલને પણ મહારાજને ત્યાં હું લઇ ગયો તે પછી તો જ્યારે તે ગામમાં આવતા ત્યારે અમે નિશાળ પૂરી થતાં જ સીધા તેમની કથામાં જ જઈને બેસતા. ભાગવતના અગિયારમા સ્કંધના શ્લોકો તેમના શિષ્યો સુમધુર સ્વરે ગાતા ને તેના પર મહારાજ સુંદર પ્રવચન કરતા તેમાંથી અમે અધ્યાત્મરસનું પાન કરતા.

મહારાજ પાછા બીજે ગામ ઊપડી જતા ત્યારે આધ્યાત્મિક શાંતિ મેળવવાને અમે બન્નેએ મોટા કુંભનાથના એકાંત ને રમણીય સ્થાનક પર જવા માંડ્યું. ત્યાં પહોંચતાં જ અમે બે જુદાં જુદાં મંદિરના ગર્ભદ્વારની બહાર બેસીને ધ્યાનસ્થ બનતા. પાંચ દશ મિનિટથી વધતે વધતે અડધા કલાક સુધી અમે અંતર્મુખ બનીને સચ્ચિદાનંદનો સાક્ષાત્કાર કરવાને પ્રયાસ કરતા. આધ્યાત્મિક ચિંતનથી વિશુદ્ધ બનીને અમે નવી આંતરિક શક્તિ ને પ્રેરણા મેળવતા.

કુંભનાથ મહાદેવમાં સગુણ ઈશ્વરને બદલે નિરંજન નિરાકાર પરબ્રહ્મ પર જ હું ધ્યાન કરવા લાગ્યો. પ્રાકૃત ભક્તિના આગલા કાળમાં,

શાન્તાકારં ભુજગશયનં પદ્મનાભં સુરેશમ્
વિશ્વાધારં ગગનસદૃશં મેઘવર્ણં શુભાંગમ્
લક્ષ્મીકાન્તં કમલનયનં યોગિભિર્ધ્યાનગમ્યમ્
વંદે વિષ્ણું ભવભયહરં સર્વલોકૈક નાથમ્

—એ મારું પ્રિય ધ્યાનગીત હતું. તે વખતે શેષ નાગ પર પોઢેલા ને શંખ ચક્ર ગદા પદ્મયુક્ત વિષ્ણુની મૂર્તિ મારા મનમાં રચવા હું પ્રયત્ન કરતો. પણ હવે મારી નવી સચ્ચિદાનંદની ભાવનાને અનુરૂપ બીજા શ્લોકનું હું રટણ કરતો :

યં બ્રહ્મા વરુણેન્દ્ર રુદ્ર મરુત: સ્તુન્વન્તિ દિવ્યૈ: સ્તવૈ:
વેદૈ: સાંગપદક્રમોપનિષદૈ: ગાયન્તિ યં સામગા:
ધ્યાનાવસ્થિત તદ્ગતેન મનસા પશ્યંતિ યં યોગિનો
યસ્યાંતં ન વિદુ: સુરા સુરગણા: દેવાય તસ્મૈ નમઃ

આ શ્લોકમાં ઈશ્વરના કોઈ સાકાર રૂપનું વર્ણન નથી. બ્રહ્મા વરુણ રૂપી અનેક દૈવી સત્વો જેનું દિવ્ય ગીતથી સ્તવન કરે છે તે દેવના દેવને તે ઉદ્દેશેલું છે; વળી જેનો પાર કોઈ સર કે સુરગણ પામી શકે નહિ એવા ખરા દેવનું યોગીઓ એકાગ્ર ચિત્તે ધ્યાન કરે છે. ઉલ્લા શબ્દો મનમાં હું બોલતો ત્યારે કોઈ તપોવનમાં બેઠેલા યોગીઓની હરોળમાં હું પણ બેસીને ધ્યાન કરતો હોઉં એવી કલ્પનામાં રાચતો. સચ્ચિદાનંદ પરબ્રહ્મ સાથે તાદાત્મ્ય સાધનાં મારા બ્રહ્મરંધ્રમાંથી ચિત્ત અને આનંદનો પ્રકાશ મારા સારા યે અંતર્દેહમાં રેલાતો અનુભવવાનો હું પ્રયાસ કરતો.

આવી જ અત્યંત ગંભીર મનોવૃત્તિથી અમારા કુળના કાશીવિશ્વનાથ મહાદેવમાં શ્રાવણ માસમાં હું પૂજા કરવા જતો. ન્યાતના બીજા યે ઘણા ભાઈ જુદા જુદા મહાદેવમાં પૂજા કરવા જતા. પણ ત્યાં જતાં આવતાં કે મહાદેવની પૂજા કરતાં કંઈ ગંભીર આધ્યાત્મિક દૃષ્ટિ તે ક્વચિત સેવતા ત્યારે હું તો પૂજા કરવા નીકળું ત્યારથી પાછો ઘેર આવું ત્યાં સુધી આધ્યામિક ચિંતનમાં જ નિમગ્ન રહેતો ને કોઈ પણ તેમાં વિક્ષેપ કરે તેની હું તિરસ્કારપૂર્વક ઉપેક્ષા કરતો.

મને જનોઈ દેવામાં આવ્યું તેની સંસ્કૃત વિધિ હું સમજી શકેલો નહિ, પણ ગાયત્રી મંત્ર ને સધ્યાને મારી નવી દૃષ્ટિથી મેં સમજી લીધાં. ત્યારથી ભગવાન સૂર્યનારાયણને પરબ્રહ્મના ઝળહળના પ્રતીક રૂપ ગણીને તેના પ્રાણદાયક પ્રકાશની સ્તુતિ કરતો.

સન ૧૯૦૬માં મહાશિવરાત્રિને દિવસે હું સવારથી જ પટેલની સાથે કુંભનાથ મહાદેવની જાત્રાએ ઊપડી ગયો. ત્યાં બપોર સુધી વખતો–

વખત ધ્યાન કરવામાં અમે બને તેટલો વખત ગાળ્યો. તે દિવસે પૂરો ઉપવાસ કરવાનો જ નિશ્ચય કરીને હું ઘેરથી નીકળેલો. પછી મહાદેવના હંમેશના વરઘોડાની પરવા કર્યા વિના હું થાકીને સાંજે ઘેર આવ્યો ત્યારે ભૂખથી મારો ચહેરો ઊતરી ગયેલો. જોઈને મણિબાએ મારી સામે ફળાહાર ધર્યો તે હું તરત જ ઝાપટી ગયો. આમાં શારીરિક નબળાઈ તો હતી જ, પણ જૂનવાણી વરઘોડાની અને સ્થૂલ ઉપવાસના પાલનની ઉપેક્ષા કરીને મેં નવી આધ્યાત્મિક દૃષ્ટિ દાખવી.

'મહાકાળ'નાં લખાણોમાં આધ્યાત્મિક ઉન્નતિ માટે ધ્યાન ભક્તિ કરવાની, તેમ શારીરિક સ્વાસ્થ્ય મેળવવાને માટે પ્રાણાયામ કરવાની નિયમિત શ્વાસોચ્છ્વાસ કરવાની, અમુક વાર ખોરાક ચાવવાની, અમુક વખત પાણી પીવાની વગેરે અનેક સૂચનાઓ પણ અપાતી. છોટાલાલ માસ્તરે પોતે આવી પ્રક્રિયાઓ સેવીને અસાધ્ય ગણાતા ક્ષયરોગ પર અંકુશ મેળવ્યાનું ત્યારે મેં સાંભળેલું તે વિષે પણ હું જેમ વધુ વાંચતો ગયો તેમ કંઈક કંઈક આચરતો ગયો.

આવું આંતરિક ને બાહ્ય જીવન ગાળતાં અને રોજ રોજ સંતરામ ને કુંભનાથ જતાં કુદરતી રીતે મારામાં ઉત્કટ વૈરાગ્યવૃત્તિ જામી ગઈ. જાનકીદાસ મહારાજનો આદર્શ તો મારી નજર આગળ તર્યા જ કરતો. કુંભનાથમાં પણ કોઈ સાધુઓ રહેતા તેમનો સત્સંગ કરતાં હું ગૌરવ અનુભવતો. તેમનો કોઈ અષ્ટરંગી સાધુ શૌચકર્મ કર્યા પછી અડધા કલાક સુધી માટીથી હાથ મસળીને ધોતો તેના તરફ મને માન થતું. બીજા સાધુ ઘણા જ શાણા ને સુશીલ દેખાતા ને તેમને પંથે પળવાની મૂક પ્રેરણા મને આપતા. ખરેખર જો પરબ્રહ્મનો સાક્ષાત્કાર જ ખરો પુરુષાર્થ હોય તો પછી સંસારની અનેક ઉપાધિઓમાં શા માટે જરા વાર પણ જકડાઈ રહેવું જોઈએ? જો મને બાળપણથી જ માયાનો લેપ ન થયો હોય ને સાચું જ્ઞાન વહેલું થયું હોય તો શા માટે સાધુ કે સંન્યાસી બનીને મારે જીવનભર પરબ્રહ્મની અહાલેક ન જગાવવી!

આવા વિચારો મારા મનમાં ઘોળાતા ને આવી ધૂન મનમાં જામેલી. તેવામાં એક વડીલે કંઈ કારણસર મને તમાચો માર્યો ત્યારે એકદમ ઘર છોડી સંન્યાસ લેવાનો વિચાર આવેલો. સાધુનો અંચળો કે સંન્યાસીનું કમંડળ સંસારત્યાગ કરવાને મને હમેશ પ્રેરતાં.

પણ માણસને જીવાત્મા છે તો શરીર પણ છે. તેને બુદ્ધિ છે તો હૃદય પણ છે. તેને ઉર્ધ્વગામી સૂક્ષ્મ ભાવના છે તો સંસારી સ્થૂળ વાસના પણ છે. આ પરસ્પર વિરોધી તત્ત્વોનો સંગ્રામ એ જીવન છે.

મારો આત્મા ગમે તેટલો પરમાત્મસ્વરૂપ થવા મથતો તો પણ તે સ્થૂળ શરીરમાં જકડાયેલો હતો. વૈરાગી સંન્યાસનાં સ્વપ્નાં રચવા છતાં પણ હું સ્રીમય સંસારથી નિરંતર ઘેરાયેલો હતો. પુરાણની ભાષામાં કહીએ તો ઇન્દ્ર તપ કરે ત્યારે અપ્સરાઓ તેનો ભંગ કરવા આવે. શુકદેવજીને લલચાવવા રંભા, ને વિશ્વામિત્રને મોહિત કરવા મેનકા હંમેશાં આવી ને ઊભી જ રહે એ સનાતન સત્યનો સર્વની માફક મને પણ અનુભવ થયો. કુમારાવસ્થા ખીલતાં મારા હૃદય ને શરીરમાં નવું લોહી જામતું ને ફરતું થયું ને તેથી મારી ધર્મસાધનામાં દૂરદૂરથી દેખાતા કંઈ કંઈ દૃશ્યો અને તેમાંથી ઉદ્ભવતાં સ્વપ્નોથી કંઈ કંઈ વિક્ષેપ થતો ગયો.

જ્ઞાતિ સંસ્થાના પ્રત્યક્ષ પ્રતીક રૂપ જ્ઞાતિભોજન સમાજ જીવનનું વધારેમાં વધારે આકર્ષક સ્વરૂપ હતું. તે વખતે જ્ઞાતિનાં સ્રીપુરુષ તથા બાળકોનો મોટો સમૂહ રેશમી વસ્ત્ર અને સુયોગ્ય આભૂષણ સજી એકત્ર થતાં. પુરુષો અને સ્રીઓ બે જુદી પંગતે ગંદા રસ્તા સાફ કરીને પાણી છાંટીને પાટલા પર બેસતાં. બને હરોળમાં પત્રાળાં પર ભોજન પીરસવાને પુરુષો જ રોકાતા. જરા મોટો થતાં—ને જનોઈ દીધા પછી તો હમેશાં— હું જમવાને તો પુરુષોમાં જ બેસતો. પુરુષોની પંગતમાં બેસવા માટે ન્હાઈને માત્ર અબોટીયું – રેશમી સોળું – પહેરવાનો અને બીજા કોઈ માણસ કે અસ્પૃશ્ય વસ્તુનો સ્પર્શ થાય તો ફરીથી ન્હાવાનો રિવાજ હતો. આવી રીતે ભદંભદની માફક અગિયાર તો નહિ પણ

૭ સાત વખત કડકડતી ટાઢમાં મારે ન્હાવું પડેલું તેના ફળ રૂપે ભજિયાં, શાક વગેરે આપસર પિરસાતી વાનીઓ જોઈતા પ્રમાણમાં મેળવી શકતો. પૂર્વજ ઘેલા જાનીના મતના મોટા મામા માણેકરામ જેવા વડીલો આવી પરચુરણ ચીજોને બદલે વધારે ઘી ખાવાનો જ આગ્રહ કરતા અને પોતે ભરપૂર ટાંકાં[1] તણુકડીઆં[2] ને ૭ ૭ લાડુ આરોગીને માર્ગ ચીંધતા. તે જમવામાં તેમ પીરસવામાં પણ ઉદાર બુદ્ધિ દાખવતા. કોઈ હા હા કે હું હું કરે તો પણ વધારે પીરસતા.[3] સામી સિંહ ગર્જના સાંભળે ત્યારે જ અટકતા. વળી જમણવારમાં ભાતભાતની જે વાનીઓ ઘેર કવચિત જ મળતી તે ભરપટ્ટે આરોગવાની મને ખૂબ મજા પડતી.

જ્યારે સ્ત્રીઓની પંગતમાં પીરસવા રહેતો થયો ત્યારે ભાતભાતનાં ઘરેણાંથી અને રેશમી કપડાંથી શોભતી સુંદરીઓની સેવા કરવાનો અણમોલ લહાવો હું લેવા લાગ્યો. સંયોગવશાત્ આ સમાજથી દૂર રહેલો તેથી તેનો જરાયે સંપર્ક સાધતાં હું બહુ જ શરમાતો અને તેમનાં સુકુમાર કે જાજરમાન શરીર ને તીરછાં નયનબાણ, લગ્ન–વિવાહની રસીલી વાતો અને તેમના કામણગારા હાવભાવ નજીકથી જોવા–સાંભળવાથી અનેરો આનંદ હું અનુભવતો. અજાણ્યા સ્ત્રીત્વ વિષે જાગતી જિજ્ઞાસા સંતોષવાને મારું ચિત્ત કોઈ કોઈ સ્ત્રીઓ પર ઠરતું અને તેમને કંઈ વાનીઓ પીરસતાં તેમની સાથે સંકોચથી થોડું જ બોલતો. ધીમે ધીમે લગ્નના કે બીજા સામાજિક પ્રસંગે સ્ત્રી સમૂહનો સંપર્ક સાધવાને બનતી તક ઝડપતો અને તેની ઊણપ પૂરવાને તેમનાં સ્વપ્નોમાં રાચતો.

---

1. કાંસાની વાટકીઓમાં ગરમાગરમ ઘી છૂટું પીરસાતું તેમાં થોડું પાણી નાખી ખૂબ હલાવતાં ઉપર ઘીનો ચક્રો બાઝતો તેને ટાંકું કહેતા.
2. લાંકડશાઈ લાડુ પીરસતા ત્યારે તેનો ભૂકો કરી ને તેમાં કંસાર ભેળવીને તેમાં ખૂબ ઘી નાંખતાં કંડીમાં તે બધું ઠરી જતું. આ તૈયાર મિષ્ટાન્નને તણુકડીઉં કહેતા.
3. આ વિષયમાં એક લૌકિક શ્લોક જાણીતો હતો : હાં હાં દયાન્, હું હું દદ્યાત્, ન દદ્યાત્ સિંહગર્જના (હા હા કે હું હું કોઈ કહે ત્યારે પીરસવું. માત્ર સિંહગર્જના કરે ત્યારે જ બસ કરવું.)

આ સર્વેને હું સલામત અંતરથી જ નીરખતો છતાં તેમની મોહિનીની ઊંડી અસર મારા કોમળ દિલ પર થતી. કવચિત કોઈ ગજગામિની પ્રૌઢા પર, તો કવચિત કોઈ નવપલ્લવિત નવોઢા પર, કોઈ કામણગારી કન્યા પર તો કોઈ મદમાતી નવયૌવના પર હું દૂરથી નજર નાંખી મુગ્ધ થતો, તેમનાં ઝાંઝરના ઝમકાર સાંભળીને બારીએથી મીટ માંડતો, તેમનાં મોહક સ્મરણને મનમાં સંઘરતો અને તેમની પ્રેમ પૂજાનાં સ્વપ્નોમાં મહાલતો. વળી પાછો સંતરામમમાં જઈ જાનકીદાસને સાંભળતો કે કુંભનાથમાં જઈ બ્રહ્મધ્યાન કરતો ત્યારે આ બધાં અવાસ્તવિક સ્વપ્નાં દિલમાંથી સરી પડતાં ને રાતે સૂતી વખતે જાણે કોઈ એકાંત મઠમાં નવો સાધુ બનીને હું ઘસઘસાટ ઊંઘી જતો.

આવા સર્વાંગી વિકાસમાં ને શાળાના અભ્યાસમાં હું રોકાયેલો હતો તે અરસામાં બંગભંગની ચળવળ સારા દેશમાં ફેલાતી ગઈ. નાનકડા નડિયાદમાં પણ તેના પડઘા પડવા માંડ્યા. મોગલકોટના ચોગાનમાં ઉપરા-ઉપરી સભાઓ થવા લાગી, તેમાં ક્યાં ક્યાંથી વક્તાઓ અને સંગીતકારો આવીને આપણી પુરાણ પવિત્ર માતૃભૂમિને પરદેશીના બંધનમાંથી મુક્ત કરવાની ઘોષણા કરવા લાગ્યા સ્વરાજ સાધવાને સ્વદેશી માલ અપનાવવાની અને પરદેશીનો બહિષ્કાર કરવાની તે હાકલ કરવા લાગ્યા. સર્વે દેશભક્તો ચેતન જગાવવાને "વંદેમાતરમ્" નું રાષ્ટ્રગીત બુલંદ અવાજે લલકારવા લાગ્યા.

આ સભાઓમાં શ્રોતાઓની મેદની જામતી ગઈ ને ગામના કોઈ કોઈ નવજુવાનો પણ પ્રચારકાર્યમાં ભળતા ગયા ગોકળદાસ બાપુ ને ફૂલચંદ શાહ, મગનભાઈ ચતુરભાઈ ને બટુકશંકર જોશીનાં ભાષણો કરીને પ્રજાને પાનો ચઢાવતા. તે પૈકી મગનભાઈના ભાષણની અસાધારણ છટા ને તેમની ભાષાનો પ્રસાદ અને પ્રવાહ અત્યંત મોહક ને અસરકારક લાગતાં. બંને જેવા સંગીતકારો વખતોવખત દેશભક્તિનાં ગુજરાતી ગીત હાર્મોનિયમ તબલાંના પૂરા સાજ સાથે અજબ આવેશથી ગાઈ મારા દિલને નવી પ્રેરણા આપતા.

લખવાની જેવી પ્રેરણા થઇ તેવી મને કદી ન થઈ. હું તો આ ક્ષણિક વિક્ષેપથી પર થઈને મારા નિત્યજીવનમાં પાછો લીન થયો.

સન ૧૯૦૫માં મારો વિવાહ તનસુખરામ મનસુખરામ ત્રિપાઠીની પુત્રી કુમુદ સાથે કરવામાં આવ્યો. આમાં મારી વૃત્તિ કે ઇચ્છાનો સવાલ જ નહોતો. કન્યાની માતા ગુણવંતબ્હેન ને મણિબા સરખી વયે એક જ પોળમાં પાડોશમાં ઊછરેલાં. રોજબરોજનાં "બેનપણાં"ને લીધે જ આ સંબંધ યોજાયો, ને વડીલોની આજ્ઞા માથે ચઢાવીને હું મોટા ઘરનો જમાઈ થયો.

પછીથી રિવાજ મુજબ વાર તહેવારે સાસરે જમવા જતો ત્યારે મનસુખરામ, તનસુખરામ ને ક્વચિત બીજા જમાઈ કાંતિલાલ પંડ્યા વગેરેના પરિચયમાં હું આવતો ગયો. પછીના વરસમાં તનસુખરામના પુત્ર અને મારા જૂના મિત્ર ધર્મસુખરામનું ઠાઠમાઠથી લગ્ન થયું, ને તેમાં નવા જમાઈ તરીકે મને મહાલવાનું મળ્યું. કાચી વયના ગરીબ કુમાર તરીકે શ્રીમંત ઘરના સંબંધથી હું મનમાં કંઈક હરખાતો ને ગૌરવ અનુભવતો. છતાં મારા મગજની આસપાસ જડાયેલો વૈરાગ્યમય અધ્યાત્મ ભાવનો મજબૂત કિલ્લો અડોખમ રહ્યો મારા અંતર્જીવનનો પ્રવાહ તો માનીતી દિશામાં જ અસ્ખલિત વહેતો રહ્યો.

વયોવૃદ્ધ મનસુખરામને બીજા સંબંધીઓ સાથે સાંજે ફરીને પાછા આવતા કોઇ વાર સંધ્યાકાળે જોયેલા. માથે મોટી કાળી ભરાવદાર પાઘડીથી મઢેલું તેમનું ગૌર લંબગોળ વદન, કાતરેલી સફેદ મૂછ, ઝીણી સત્તાશીલ આંખો, અક્કડ પાતળું શરીર અને ઝડપી ચાલ માન ઉત્પન્ન કરતાં. અમે બાળકો તેમને નમીને પ્રણામ કરતા. જવાબમાં તે સહેજ ડોકું નમાવીને બહુ જ ધીમેથી "આયુષ્યમાન્ ભવ" ( જીવતા રહો ) કહેતા પસાર થતા. હવે તેમને નજીકથી મળતાં તેમની વાતચીત તો મિતાક્ષરી જ રહી—ક્વચિત તેમાં મમતાની છાંટ વરતાતી.

તનસુખરામ વધારે સાલસ સ્વભાવથી હસીખુશીથી વાતચીત કરતા. ખરો આનંદ તો મારા જૂના મિત્ર ધર્મસુખરામને ત્યાં સંબંધ થવાથી

મને થયો. તેમની સાથે છૂટથી વાર્તાવિનોદ કરીને હુ હમેશાં ખુશી થતો.

દોલતરામને મણિબાના માસા તરીકે નાનપણથી ક્વચિત જોયેલા. હાથી જેવા બળદ જોડેલા તેમના રજવાડી સિગરામમાં માસી આરત-લક્ષ્મી સાથે એક વાર હું ઝાલાવાડના સ્વામીનારાયણના મંદિરમાં ગયેલો. શિયાળાની સખ્ત ટાઢનું નિવારણ કરવાને વ્યાઘ્રચર્મના બનાવેલા સુંવાળા ધાબળા અમે ઓઢેલા. ક્વચિત તે મનસુખરામને મળવા જતા ત્યારે છૂટી પાટલીનું ધોતીઉં પહેરણ ને ટોપી પહેરી, રસ્તાની ધૂળના ત્રાસથી બચવાને નાકમાં રૂમાલ દાબીને સપાટાબંધ ચાલતા તેમને જોતો અને પ્રણામ કરતો. પણ તેમનો નિકટ સંબંધ સાધવાની તક તો હવે જ મળી.

મેટ્રિકના વરસમાં દોલતરામની દીવાનગીરીને ગામ લુણાવાડે બીજા છોકરાની સાથે હું પણ ગયો. રસ્તે ગોધરે જતાં હાઈસ્કૂલમાં હેડમાસ્તરનો હોદ્દો ધરાવના કાકા પોપટલાલે વાત્સલ્યથી મને નવાજ્યો. પછી ઘોડાના ટપ્પામાં બેસીને લુણાવાડે હુ પહોંચ્યો ત્યારે તો દોલતરામની મોટી હવેલી, ને ગજાના અનેક મહેલ ને બંગલા જોઈને હુ અંજાઈ ગયો. દીવાનની તહેનાતમાં નોકરો, સિપાઈઓ ને અધિકારીઓનો મોટો કાફલો ખડે પગે ઊભો રહેતો. દીવાન સાહેબ એક રાડ પાડતા તો બધાનાં કાળજાં ફફડી જતાં. તેમના વૈભવશાળી ને સુખવાસી ઘરની મહેમાન-ગીરી થોડા દિવસ ભોગવીને અમે બધા રવાના થયા.[1]

---

૧. કૉલેજ કાળ દરમ્યાન અમારી નાગર બ્રાહ્મણ સમાજનું કાર્ય કરતાં દોલતરામનો મને વધારે અંગત પરિચય થયેલો. ગોવર્ધનરામને સુધારક ગણીને તેમની સખ્ત ટીકા તે કરતા. એક વાર તેમને સભાનું પ્રમુખ સ્થાન લેવાનું કહેવા ગયો ત્યારે તેમણે ચોખ્ખી ના પાડતાં કહ્યું: "સભાનો પ્રમુખ તો પ્રમૂર્ખ ગણાય. કારણ કે સભામાં કોઈ ગમે તે બોલે ચાલે તેની જવાબદારી પ્રમુખની જ ગણાય." આમ છતાં તેમણે વડતાલ સ્વામીનારાયણ મંદિરના એક વિષયલંપટ મહારાજને પદભ્રષ્ટ કરવામાં અને મંદિરને હાઈકોર્ટ સુધી લઈને જાહેર ટ્રસ્ટ બનાવવાને વરસો સુધી ખૂબ જહેમત ઉઠાવી હતી.

મેટ્રિકની પરીક્ષાને ટાંકણે મારા મિત્ર રતિલાલના ધાબામાં સાંજે વાંચવા બેસતો ત્યારે બાજુના ઘરની અગાશીમાં ગોવર્ધનરામ આંટા મારીને હળવી કસરત કરતા. હંમેશ મુજબ દૂરથી તે અમારા પર મીઠું હાસ્ય વેરતા તેથી અમે રાજી થતા.

બધાય સાક્ષરોમાં ગોવર્ધનરામ વધારેમાં વધારે પ્રેમલ હતા. મનઃસુખરામ વધારે પ્રભાવશાળી છતાં અતડા લાગતા. દોલતરામની તીખી આંખોમાં તેમની અટપટી મુત્સદ્દીગીરી સહેજે પરખાતી. ગૌરવર્ણના ઊંચા ને પોસાતા શરીરના છગનલાલ પંડ્યા તો દૂરથી જ જોતાં સૌમ્ય સ્વભાવના સજ્જન લાગતા.

સન ૧૯૦૬ની આખરે મેં મેટ્રિકની પરીક્ષા આપી ત્યાં સુધીમાં કૌટુંબિક પરિસ્થિતિમાં કેટલાક ફેરફાર થયા હતા. કાકા પોપટલાલ ક્યારનાયે પરગામ શિક્ષકની નોકરીમાં જોડાયા હતા. તે સાલના જૂન માસમાં સાકરલાલ પૂનાની સરકારી લીગલ રીમેમ્બ્રન્સરની ઑફિસમાં નિમાયા અને તેમનુ ઘર ચલાવવા નાનીમા પણ સાથે ગયાં તેથી વરસની આખરે જૂના ઘરમાં એકલા દાદા જ રહેતા. તેમની ખબર કાઢવા અને બનતી સેવા ઉઠાવવા હું અને રમણભાઈ કોઈ વાર જતા. દાદા તે વખતે પણ જીવન કેવી ગંભીરતાથી જીવતા અને બધાં બાળકોને કેવો કડક બોધ આપતા તે તેમણે સાકરલાલને તે જ સાલમાં લખેલા કાગળ પરથી જણાય છે: "પ્રથમ આપણું કામ પછી બધું; રોજગાર છે તો સૌ પૂછશે. સૌ પૈસાનું છે." એ શબ્દોમાં તેમનો જિંદગીનો કડવો અનુભવ તેમણે વર્ણવ્યો. પછી કોઈ બ્યુગ્લર સાહેબ દિવસના અઢાર કલાક કામ કરતા તે જણાવીને અને, "મોરલ ક્લાસ બુક" માંથી સીઝર, બેકન, નેપોલીઅન ને વોશિંગ્ટન રાત દિવસ કેવી સખત કામગીરી કરતા તેના ઉતારા ટાંકીને તેમણે લખ્યું : "વળી કવિ દલપતરામ લખે છે :

'નાગર નર હારે નહિ, હારે હોય હગ્નમ
એ કહેવત સાચી કરી, ધન્ય ધન્ય મહિપતરામ.'

—તમે કામમાં ફાવી શકો એમ છો. મંડ્યા રહી યશ મેળવશો ...ઊલટથી કામમાં મંડ્યા રહેવાથી માણસ શું ન કરી શકે ?...તમારી મા (નાનીબા) ત્યાં છે તો સારું છે...મારા કરતાં વધારે ઊલટ અણાવે એવી છે. ગમતી છે કામમાં મંડ્યા રહી તમને દાખલો આપે એવી છે. ટૂંકમાં બધું અનુકૂળ છે, માટે દિગ્વિજય કરશો......

"લાખ ગાયત્રીનું કામ આરંભ્યું છે...લેઇ બેસું છું. તે કરે છોડવું છે. આશ્રદ — દઢ જોઇએ."[1]

વરસની આખરે મેટ્રિકની પરીક્ષામાં હું પાસ થયો એટલે અમદાવાદની ગુજરાત કૉલેજમાં ને તેના છાત્રાલયમાં દાખલ થવાને મેં અરજીઓ કરી તે મંજૂર થતાં પૂરતી શિષ્યવૃત્તિની હૂંફથી નવા શહેરમાં નવું જાણવા તૈયાર થયો. માસીબાના, મણિબાના ને દાદાના આશીર્વાદ લઇને, તેમજ ઘરના મહાદેવને તેમ જ સતી માતાના શ્રીફળને પ્રણામ કરીને મેં વતનની વિદાય લીધી નવા સ્થાનમાં નવો જીવનપંથ કાપવાને હું અમદાવાદ રવાના થયો.

---

1. આ કાગળ પરથી દાદા અને તેમની પેઢીના મારા વડીલો કેવી કારમી ગરીબાઈમાં જીવન વ્યતીત કરતા, તેવી અવસ્થામાં ક્યારેય દીન કે હતાશ થયા સિવાય પોતાની માન્યતા મુજબ કેવી કર્તવ્ય પરાયણતાથી પોતાનાં ગાયત્રી જેવાં ધર્મકર્મ આચરતા, વહેવાર સાચવવાને શુભ અશુભ પ્રસંગે ગમે તે ભોગે જ્ઞાતિ ભોજનનો ભારે ખરચ કરતા — એનો વિચાર કરતાં આજે નવાઈ થાય છે. સેંકડો વરસની ગુલામી ને કંગાલિયત દરમ્યાન પેઢી દર પેઢી તેમણે આપાર મુસીબતો વચ્ચે સંસ્કાર જીવનની જ્યોત ઝીણી ઝીણી જલતી રાખી તેથી જ તે નવા અનુકૂળ સંયોગોમાં ધીમે ધીમે અનેક સ્વરૂપે ઝળકવા પામી છે.

## ૮. અમદાવાદનું કૉલેજ જીવન

સન ૧૯૦૭ના આરંભમાં નડિયાદી જીવનને તિલાંજલિ આપીને હું અમદાવાદ જેવા મોટા શહેરની કૉલેજમાં ભણવા ગયો ત્યારે મારો આઝાદ જીવ નવી વિશાળ સૃષ્ટિમાં ઓર આઝાદીથી વિહરવા લાગ્યો. તે વખતે એલિસબ્રીજ સ્ટેશનની પાર નાના માદલપુરના ગામડા સિવાય નહીંવી જ વસ્તી હતી કૉલેજની ચારે પાસ નજર પહોંચે ત્યાં સુધી વિસ્તરતાં લીલાં ખેતરો ને વૃક્ષોની હારમાળા, છાત્રાલયની પાછળના ધૂળીઆ રસ્તા પર ગામડાના ખેડૂતોનાં ગાડાના દેકારા, મિલમજૂરોની રબારીઓની અને તેમનાં ગાય ભેંસ ઊંટ ને ઘેટાં બકરાંની વણઝારો, અમારા ચોગાનમાં આવેલું ક્રિકેટનું વિશાળ મેદાન, આ બધું કુંભનાથ મહાદેવના રસિયાને જોતાંવેંત જ ગમી ગયું. ચોગાનની વચ્ચે ગગનચૂંબી શિખરવાળા કૉલેજના અવનવા ઢબના મકાન આગળ અમારી નડિયાદની હાઈસ્કૂલ તો ગામઠી શાળા જેવી લાગી. છાત્રાલયના એક માળના પાવડી પનાના લાંબા મકાનમાં અમારા ઓરડા ને સાદો સરસામાન સંગીન અભ્યાસ માટે અનુકૂળ લાગ્યાં. અહીંઆં દિવેલના કોડીઆને રુખસદ આપીને મીણબત્તીની રોશનીથી વાંચનાં મેં નવો ઉત્સાહ અનુભવ્યો.

બધુંયે નવું હતું; પણ ન્યાતનાં બંધન તો જ્યાં જઈએ ત્યાં હોય જ. અહીં ગુજરાત ઉપરાંત કાઠિયાવાડ ને કચ્છના પણ વડનગરા નાગર વિદ્યાર્થીઓ આવતા હોવાથી વરસોથી તેમની ફ્લાયદી નાગર

ક્લબ સ્થપાયેલી હતી. બીજા વિદ્યાર્થીઓ માટે ગુજરાતી ને કાઠીઆવાડી ક્લબ હતી ને દરેકનાં જુદાં રસોડાં ને વાસણ હતાં.

નાગર ક્લબમાંથી રોજ સવારે દૂધ પીવા મળે ને બે વખત જમણ મળે, તેનો નોકર ઓરડી વાળે ને પાણી ભરે. હજી મને ચા પીવાની ટેવ નહોતી તેથી નડિયાદના બીજા સાથીઓની માફક મારે કંઈ બીજી ખટપટ કરવાની નહોતી. કોઈ નોકર કે રસોઈઓ ગેરહાજર રહે ત્યારે અમે જાતમહેનતથી સફાઈ કરતા ને રાંધતા. અનાવડતને લીધે ક્વચિત ભાત કે ખીચડી નીચેથી બળી જતાં અને ઉપરથી કાચાં રહેતાં કે રોટલી વિવિધ આકારની ને જાડીપાતળી થતી ત્યારે હસીખુશીથી ચલાવી લેતા.

આ ક્લબમાં ખાસ કરીને કાઠિયાવાડ ને સુરતના વિદ્યાર્થીઓના નિકટ પરિચયમાં આવવાનો પ્રસંગ મળ્યો. ક્લબનો રસોઈઓ કાઠિયાવાડનો જ મળતો ને તે મશાલેદાર અડદની દાળ બનાવતો તેને અમે દૂધપાક કરીને શોખથી આરોગતા. જુદી જુદી બોલીની ગમ્મત ને ચર્ચા વારંવાર ક્લબમાં જામતી. શુ ને બદલે અમે શુ બોલતા તેની કાઠિયાવાડી ભાઈઓ સખત ટીકા કરતા. વળી કેટલાક તો બી.એ.માં બે ત્રણ વાર નપાસ થઈને અહીં વરસોથી રહેતાં દાદા બની બેઠેલા—કોઈ તો બે ત્રણ છોકરાંના બાપ પણ હતા. કેટલાક પરણેલા હતા ત્યારે કેટલાક બીજા પરણવાની તૈયારીમા હતા. આવી ટોળીમાં હવે સ્ત્રી જાતિ અને પ્રેમ વિષે ગર્ભિત કે ખુલ્લાં કટાક્ષ કે મર્મ વાક્યો હું સાંભળતો થયો.

હોસ્ટેલમાં વર્ણની જુદાઈ તો હતી જ, પણ વર્ગની જુદાઈ સાલતી નહિ. પરંતુ એક દિવસ કોઈ જુદી દુનિયામાંથી ૧૬–૧૭નો એક વિદ્યાર્થી હોસ્ટેલમાં રહેવા આવ્યો. તેનું શરીર સુડોળ અને હષ્ટપુષ્ટ હતું. પણ તે એટલો બધો ગોરો હતો અને તેણે બધાંથી જુદાં એવાં—પૂરાં વિલાયતી ઢબનાં પાટલૂન, કોટ, કોલર અને હેટ ઈ. પહેર્યાં હતાં કે તેથી તે અંગ્રેજ જુવાન જેવો જ લાગતો. વધારે નવાઈની વાત તો એ હતી કે તે પોતાના સુંદર પલંગ અને અનેક ટ્રંકો અને

બિસ્તરાઓ ભરીને ભારોભાર સરસામાન લાવ્યો અને સાથે પોતાના ખાસ નોકર લાવ્યો તેથી હોસ્ટેલમાં તેની સુખસગવડ માટે માળ પર એક છેડે બે આખી ઓરડીઓ રોકવામાં આવી. દેખાવમાં કે રસાલામાં ગોરા સાહેબ જેવો ન હતો, તેમ તે બીજા વિદ્યાર્થીઓથી તદ્દન અનડો અને અટૂલો રહેતો જમતો અને ફરતો. વધારે નવાઈની વાત તો એ સાંભળી કે એ મેટ્રિકમાં નાપાસ થયેલો છતાં તેને અપવાદ તરીકે કોલેજમાં ભણવાની છૂટ આપવામાં આવેલી. થોડાં અઠવાડીઆં કે મહિના આવા બાદશાહી દમામથી રહીને એક દિવસ તે રવાના થયો. વાતચીતમાં જાણવા મળ્યું કે તે તો શેઠ અંબાલાલ સારાભાઈ હતા અને તેમના કાકાના ઓચિંતા અવસાનને લીધે તેમણે અભ્યાસ શરૂ કર્યો તેવો જ લગભગ પૂરો કર્યો હતો.

જીવનમાં તેમ અભ્યાસવર્ગમાં નવી આઝાદીનું દર્શન થયું. અહીં વડીલોના રોજિંદા અંકુશ રહ્યા નહિ તેમ શિક્ષકોના ટુંકારા કે અપમાન સહેવાનાં હતાં નહિ. સો એક વિદ્યાર્થીઓ આગળ અધ્યાપક (પ્રોફેસર) ઊંચી વ્યાસપીઠ પર ચઢીને સળંગ કલાકેક ભાષણ આપતા ને સ્લેટના જંગી પાટીઆ પર ચાકથી બોધવાક્યો લખતા. માત્ર કોઈ વિદ્યાર્થી અવાજ કે તોફાન કરતા કે આગળ બેઠેલી બે ચાર સ્ત્રીવિદ્યાર્થીનીઓ તરફ કાંઈ ચાળા કરતા ત્યારે જ તે કોઇને વઢતા કે ધમકાવતા.

અંગ્રેજ આચાર્ય હર્સ્ટ અમને અંગ્રેજી શીખવતો પણ તેનો ચહેરો ઘણો જ સૂકો અને બદસૂરત હતો ને તેનો અવાજ અત્યંત ધીમો અને કર્કશ હતો તેથી તેનું શિક્ષણ અમને છેક જ કંટાળા ભરેલું લાગતું.

સાક્ષર શ્રી આનંદશંકર અમને સંસ્કૃત નાટક શીખવતા. ક્વચિત કોઈ શ્લોક, પ્રસગ કે પાત્ર પર તે ખીલતા ત્યારે અમને ખૂબ મઝા પડતી. બાકી ઘણી વાર કંઈ તૈયારી કર્યા વિના જ તે વર્ગમાં આવીને પાનાં ને પાનાં ગગડાવ્યે જતા તેથી અમને ચીડ ચડતી.

અમે આફરીન હતા તો અમારા ઇતિહાસના અધ્યાપક પ્રોમિ-સેરીઍટ પર. ગ્રીસના ઇતિહાસનો નવો વિષય તે એવી સરલ રસીલી જબાનમાં ને એવા મીઠાકાલા સૂરથી સમજાવતા કે તેના મુખ્ય મુદ્દા સહેજે અમારા મગજમાં ઊતરી જતા.

કૉલેજમાંથી છૂટતાં જ હું પહેલાં તો મેદાન પર ક્રિકેટ રમવા જતો. પણ થોડા વખતમાં ટેનિસનું રૅકેટ લાવીને એ નવી રમતનો વધુ રસિયો બન્યો. ઘણાખરા ખેલાડીઓ કતાનના સફેદ જોડા પહેરીને રમતા મને આ ખરચ પોસાતો નહિ તેથી હું ખુલ્લે પગે જ રમતો. વખત જતાં એ રમતમાં હું પાવરધો પણ થયો. બહાર ફરતાં પણ મારા સસ્તા જાડા ચામડાના સ્લીપર મને ડંખતા તેથી કંઈ પહેર્યા વિના જ કૉલેજમાં ફરતો તેથી "અમદાવાદી હોલબૂટ" પહેરનાર ઉઘાડપગા તરીકે હું મારા મંડળમાં પંકાયો.

અહીં પણ રાતે પાંચેક કલાક જ સૂવાનો આગ્રહ હું રાખતો. પણ વહેલું ઉઠાડનાર કોઈ નહિ હોવાથી રાતે અગિયારથી પણ મોડે સુધી હું વાંચતો. છેક મોડે સુધી વાંચનાર થોડા મહેનતુ વિદ્યાર્થીઓ વચ્ચે હરીફાઈ ચાલતી. મારો નંબર ઘણુંખરું પહેલો રહેતો—બાકી બીજો ત્રીજો તો ખરો જ.

વાહન વહેવારનાં કોઇ સરળ સાધન ન હોવાથી થોડા જ વિદ્યાર્થીઓ રોજબરોજ શહેરમાં જતા. સિનેમા નહોતાં ને આખા સત્રમાં એકાદ વખત કોઈ નાટક જોવા જતા. ડાહ્યાભાઈ ધોળશાજીનું "વીણાવેલી" નાટક જોઇને હું મુગ્ધ થયેલો ને—

'મુખે સુખે સંસારમાં ભાગ્યવંત કુંભાર
ચિંતા બાંધી ચાકડે........."

એ કડી ક્યાંય સુધી મારા મનમાં રમી રહી ને એવું સાદું શ્રમિક જીવન ગાળવા મને પ્રેરતી.

તે વખતે દૈનિક પત્રો નહોતાં. છતાં કોઈ વખત પ્રેમાભાઈ હૉલની સભાની ખબર વખતસર પડતી ત્યારે વિદ્વાન અગ્રેસરોને સાંભળવા હું જતો. પહેલા જ વરસમાં ૧૦મી મેને દિવસે લાલા લાજપતરાય ને અજિતસિંગને સરકારે દેશપાર કરેલા તેથી દેશભરમાં રાજકીય વાતાવરણ ગરમ થયેલું. વરસ આખરે કોંગ્રેસ સુરતમાં ભરાવાની હતી તેથી તેના અગ્રેસર તરીકે અંબાલાલ સાકરલાલ વ્યાખ્યાનો આપતા. કવચિત તેમને સભામાં જોયેલા ત્યારે તેમની ભારે પાઘડીથી મઢેલું ભરાવદાર ગૌર વદન, તેમની ઠરેલ ડહાપણભરી વિશાળ આંખો, તેમની સાદી તળપદી ભાષા અને વિશુદ્ધ વહેવારિક મુદ્રા — એની ઊંડી છાપ મારા પર પડેલી.

એ જ વરસમાં કદાચ રાજકીય ગરમીને લીધે જ અંગ્રેજ પ્રિન્સીપાલ સાથે વિદ્યાર્થીઓને ચકમક ઝરી. પછીથી વિદ્યાર્થી માધુભાઈ કવીશ્વરની આગેવાની નીચે જુવાનીઆઓએ હડતાલ પાડી ને ચાકથી ચોતરફ લખ્યું : "Hirst is worst" — હર્સ્ટ નિકૃષ્ટ છે. તે વખતે કૉલેજની વ્યવસ્થા શહેરની એક કમિટીને હસ્તક હતી. તેના આગેવાન તરીકે ગોવિંદરાવ પાટીલ રમણભાઈ નીલકંઠ વગેરે કૉલેજમાં સમાધાન કરવા આવેલા. મામલો પતી ગયા પછી તેમને કદી ત્યાં જોયા નહિ.

એ જ અરસામાં હૉસ્ટેલમાં કંઈક ચોરી થઈ તેની તપાસ કરવાને પોલિસના માણસો આવી ચડયા. પૂછપરછ કરતાં ને કંઈક જાતી લેતાં ગુનેગાર પકડાયો નહિ કે મુદ્દામાલ મળ્યો નહિ. છેવટે કોણ જાણે શાથી અમારી કલબના એક નાના નોકર — છોકરાને ગુનેગાર માનીને પોલિસે તેને તપાસવા માંડયો. નિર્જન મેદાન પર લઈ જઈને હમેશની રીત મુજબ પોલિસે તે છોકરાને મારવા લીધો અને છેવટે તો તેને ઊંધો લટકાવીને અધમૂઓ કરી નાખ્યો, તેથી વળી પોલિસના તંત્રની સામે મારી જૂની નફરત ઓર વધી ગઈ.

રાજકીય ચળવળનો એક રમૂજી પડઘો એક વખત અમારા છાત્રાલયમાં પડ્યો. એક રાતે એવી ઝોડની અફવા આવી કે દાદાભાઈ નવરોજી અવસાન પામ્યા છે તરત જ એક કચ્છી ગીમખી વિદ્યાર્થી

અંત્તરીઆ થોડાં સાગરીતને લઈ ને દરેક ઓરડીએ ફરવા નીકળ્યો. બીજે દિવસે ઉઘાડે માથે સરઘસ કાઢી નદીએ સ્નાન કરવા સૌને તે સમજાવવા લાગ્યો તે પાંચ-દશને એક ઠેકાણે ભેગા કરીને ફાટા સાદે, લાંબા હાથ કરીને કહે : " હિન્દના દાદા ગયા ! એ તે શું ટેબલ પરથી હોલ્ડર પડી ગયું છે કે ખડીઆમાંથી શાહી ઢળી ગઇ છે—એમ સમજો છો ? આ તો ભારે થઈ છે..." પણ સવારે તો અફવા ખોટી ઠરી એટલે સરઘસ ન નીકળ્યું.

થોડી વારમાં નવીસવી કૉલેજની અને છાત્રાલયની, નવી સુખ સગવડની ને ટેનિસની રમતની મોહિની દિલ પરથી સરવા લાગી. ફરીવાર મારું આંતર્જીવન બહારના સ્થૂળ સંયોગોથી પર થઇને જૂની આધ્યાત્મિક દિશામાં વહેતું થયું પણ તેમાં કેટલાક મહત્ત્વના ફેરફાર થવા લાગ્યા.

નડિયાદ છોડ્યું તે પહેલાંથી જ ચન્દ્રશંકર પંડ્યાએ મને એની બેસંટનાં કંઈક પુસ્તકો આપેલાં. તે બહુ જ રસથી વાંચતો ગયો ત્યારે તેમાં શ્રેયઃસાધક અધિકારી વર્ગના મૂળ સિદ્ધાંત નવી જોરદાર દલીલોથી પુરવાર કરેલા જોઈને હું ખુશી થયો. પુનર્જન્મ ને કર્મના નિયમ બેસંટે સૂક્ષ્મ શરીરની દૃષ્ટિથી શાસ્ત્રીય રીતે – ચિત્રો આપીને સમજાવેલા. હિમાલયમાં વસતા લોકોત્તર સિદ્ધો અને મહાત્માઓના ચમત્કારની વાતો સ્વાનુભવને આધારે રજૂ કરીને તેમણે મને હેરત પમાડ્યો. વળી દુનિયાના બીજા ધર્મોની સાથે આર્યધર્મના આદેશનો સમન્વય સાધીને તેણે આખી દુનિયાના સર્વમાન્ય આધ્યાત્મિક વારસા તરીકે, ધ્યાન ને સમાધિના માર્ગની તારીફ કરી તેથી મારી બુદ્ધિ ને દિલ વિશાળ થતાં ગયાં. જૂના ધ્યાન – ભક્તિના માર્ગને આગ્રહપૂર્વક સાધવાને નવી શ્રદ્ધા ને પ્રેરણા મળ્યાં.

બેસંટના પેગામમાં નવું સંગીન તત્ત્વ સામાજિક સેવા અને સુધારાનું હતું. વડોદરાના પ્રચારકો શારીરિક, માનસિક, નૈતિક ને આધ્યા-

ત્મિક ઉન્નતિની વાતો જ નિરંતર કરતા, પણ સમાજ સુધારા વિષે ભાગ્યે જ કંઈ લખતા. ત્યારે જે આર્ય ભૂમિને બેસંટ ખરા દિલથી ચાહતાં તેની પ્રાચીન સંસ્કૃતિને સજીવન કરવાને સારુ મધ્યકાલીન રીતરિવાજોને નાબૂદ કરવાનો પ્રજા સમસ્તને સર્વાંગે સુખી ને સમૃદ્ધ કરવાનો અને પશ્ચિમની પ્રજાઓની હરોળમાં તેને ઝળકાવવાનો તે નિરંતર પ્રેરક બોધ આપતાં. બાળલગ્ન ને ફરજિયાત વૈધવ્યની ગુલામી બેડીઓ તોડવાની તેમણે હાકલ કરી. પંચમો અને અંત્યજોનું અછૂતપણું, અજ્ઞાન ને કંગાલિયત નાબૂદ કરી તેમનો ઉદ્ધાર કરવાનું તેમણે એલાન કર્યું. લગ્ન મરણની ધાર્મિક વિધિઓને તેમણે સકારણ ગણી તો પણ તેનાં ચાલુ રૂપ વિશુદ્ધ કરવાનો પેગામ આપ્યો. હાલની અસંખ્ય જ્ઞાતિ–પેટા જ્ઞાતિઓના વાડા તોડીને અને બેટી–રોટી વહેવારને છેક ક્ષુલ્લક ગણીને ચાર જ વર્ણ ગુણ કર્મ મુજબ રચવાની તેમણે શિખામણ આપી. એકંદર બેસંટે ને તેના કાર્યકરોએ વિશાળ દૃષ્ટિથી અને ઊંડી દિલદાઝથી સર્વદેશીય સામાજિક સુધારા ને સેવા કરવાનો જ આદેશ ગુરુની ભાષામાં આપ્યો તે પિતાજીના પૂર્વ સંસ્કારને લીધે મારા દિલમાં સહેજે ઊતરી ગયો. હવે આપણી પતિત પ્રજાનો આધ્યાત્મિક તેમ સામાજિક સુધારો ને સેવા કરવાની તમન્ના મારા અંતરમાં જાગૃત થઈ.

ભાવનાઓનો નવો સમન્વય મારા મનમાં વણાતો હતો તેવામાં ચોપાસ ફેલાતી રાજકીય હવાની પણ અસર થતી ગઈ. સન ૧૯૦૭માં લાલા લાજપતરાય જેવા પરમ દેશભક્તને સરકારે આપખુદીથી દૂર બ્રહ્મદેશમાં ધકેલી દીધા તેની કારમી ચોટ મારા કૂંળા દિલમાં લાગી. વળી, અંગ્રેજ રાજના પ્રતીક સમો જે બદસૂરત હર્સ્ટ, આનંદશંકર કે ક્રોમિસેરીએટના બૂટ સાફ કરવાને લાયક નહોતો તેને પરાણે અમારી છાતી પર કૉલેજના વડા તરીકે ઠોકી બેસાડેલો. તે અમને હલકા ગણી અમારું અપમાન કરતો અને અમારા વિદ્યાર્થી જીવનને રૂંધતો. દેશ-ભરમાં આવા અંગ્રેજોએ જમાવેલા જુલમી શાસનની સામે બંડ જગાવી

ભારત માતાની જંજીરો તોડવાની ટિળક, બિપિનચંદ્ર પાલ ને અરવિંદ ઘોષની ઘોષણા મારા અંતરમાં વસી ગઈ. વરસની આખરે સંપૂર્ણ સ્વરાજ, સ્વદેશી માટે બહિષ્કાર, રાષ્ટ્રીય શિક્ષણ વગેરે મુદ્દા પર ગુજરાતમાં જ સુરતની કૉંગ્રેસ તૂટી ત્યારે અમ જીવાન વિદ્યાર્થીઓ આ ત્રિપુટીના જ પક્ષપાતી બન્યા. એ કૉંગ્રેસના વરાયેલા પ્રમુખ રાસબિહારી ઘોષનું જે ભાષણ ત્યાં વંચાયું નહોતું તે મુંબઈનાં પત્રોમાં પ્રગટ થતાં ચન્દ્રશંકરે નડિયાદમાં પૂરી છટાથી અમને વાંચી સંભળાવ્યું, જોકે હું તો તેમની વિરુદ્ધ પક્ષમાં જ રહ્યો.

સન ૧૯૦૮ના વરસમાં વાત આગળ વધી. ઍપ્રિલ માસમાં કાચા જુવાન ખુદીરામ બોઝે અંગ્રેજી રાજને નાબૂદ કરવાની નેમથી અંગ્રેજો પર પહેલો બૉમ્બ ફેંક્યો. કોરટમાં અંતિમ સજા થતાં તે યુવકરત્ન હાથમાં ગીતા લઈ અને વંદેમાતરમનો પોકાર કરતો ફાંસીને માંચડે ચઢ્યો. દેશને ખાતર જાન આપનાર એ યુવાનની તારીફ ટિળકે કરી તે માટે તેમને પકડીને સરકારે મુંબઈની હાઈકોરટમાં કામ ચલાવ્યું. આ બધાય અવનવા બનાવોના રોજરોજના હેવાલ અમારા છાત્રાલયમાં ખૂબ રસથી વંચાતા. ટિળકે જે હિંમત અને ચતુરાઈથી સરકારી અધિકારીઓની ઊલટ તપાસ કરી તેના પર અમે આફરીન થતા. છેવટે જ્યારે ન્યાયમૂર્તિ દાવરે ટિળકને ૭ વરસની સજા ફરમાવી ત્યારે અમારા દિલમાં સરકારની સામે લ્હાય લાગી. ચોપાસ અમારા કાનમાં તો ટિળકના વિજયવંત શબ્દો જ ગણુકતા રહ્યા : "હું એટલું જ કહેવા માગું છું કે જ્યુરીના અભિપ્રાય છતાં હું મક્કમપણે માનું છું કે હું નિર્દોષ છું. જગતના ભાવિ પર (સરકારથી) વધારે મહાન શક્તિઓનું સામ્રાજ્ય વર્તે છે. કદાચ ઈશ્વરની એવી ઈચ્છા હશે કે હું સ્વતંત્ર રહું તે કરતાં હું સહન કરું તેથી જ મારું ધ્યેય વધારે સારી રીતે પાર પડશે."[1]

---

1. "All I wish to say is that in spite of the verdict of the jury, I maintain that I am innocent. There

આ શબ્દો અમારા કાનમાં ગૂંજતા હતા તેવામાં જ અમે સાંભળ્યું કે ટિળકને નજીકની સાબરમતી જેલમાં જ પૂરવામાં આવ્યા છે, તેમની સજાની સામે દેશભરમાં જંગી પોકારો થાય છે, મુંબઈના કામદારોએ ૭ દિવસની હડતાલ પાડી છે અને અમદાવાદ શહેરના લોકોએ પણ હડતાલ પાડી છે. તરત છાત્રાલયના ઉશ્કેરાએલા વિદ્યાર્થીઓએ આ મહાપુરુષના કારાવાસની સામે વિરોધ જાહેર કરવાનો નિશ્ચય કર્યો. સેંકડો વિદ્યાર્થીઓએ ઉઘાડે માથે મૂક સરઘસ કાઢીને સાબરમતી નદીએ શોક સ્નાન કર્યું. કૉલેજમાં હડતાલ તો ન પડી પણ આનંદશંકરના સંસ્કૃતના વર્ગ દરમ્યાન અધ્યારૂ નામના વિદ્યાર્થીએ ટિળકને ભાવભીની અંજલિ આપવાને પાટીઆ પર એક સંસ્કૃત શ્લોક રચીને લખ્યો. તેની છેલ્લી કડી યાદ છે: तिलक त्व तिलकोऽसि तत्क्षितेः । તિલક તું સારા જગતના તિલક – ભૂષણરૂપ છે. વર્ગમાં આવતાં આનંદશંકર શ્લોક વાંચીને મૂછમા હસ્યા. પછી કંઈ બોલ્યા સિવાય વર્ગનું કામ તેમણે પતાવ્યુ, છેલ્લે તેમણે પાટીઆ તરફ નજર નાખીને કહ્યું: "ગૃહસ્થો! આ શ્લોક સબંધમાં હુ એટલું જ કહીશ કે તમારે રાજકીય બાબતમાં બનતું કોલાહલથી દૂર રહેવુ જોઇએ. શાંતિથી તમારે રાજકારણનો બુદ્ધિપુર્વક અભ્યાસ કરવો જોઈએ." આવા વાયડા બોલ સાંભળીને અમે નિરાશ થયા. અમારાં દિલ સરકારની સામે ધૂંધવાઈ રહ્યાં.

પછી તો બંગાળમાં ઠામઠામ અંગ્રેજો અને તેમના અમલદારો પર ફટાફટ બોમ અને પિસ્તોલો ફૂટવા લાગી. સરકારે સેંકડો દેશભક્તોને ગિરફતાર કરીને કેટલાયને ફાંસીને લાકડે ચડાવ્યા. ઘણા વધારેને આંદામાનના કાળા પાણીએ ધકેલ્યા. પાલ, અરવિંદ વગેરે આગેવાનો જેલમાં પુરાયા. સરકારી દમનનો કોરડો દેશભરમાં વિંઝાઈ રહ્યો. ને વખતે અર-

---

are higher powers that rule the destiny of things and it may be the will of Providence that the Cause which I represent may prosper more by my suffering than by my remaining free."

વિંદની બુલંદ વાણી મારા કાનમાં ગૂંજી રહી: "દેશના ઈતિહાસમાં એવી કોઈ ઘડી આવે છે કે જ્યારે બીજી બધી પ્રવૃત્તિ – તે ગમે તેટલી સારી ને ઉદાત્ત હોય તો પણ–માતૃભૂમિની સેવાના સર્વોપરિ કાર્યને આધીન જ ગણવી જોઈએ. આપણા દેશમાં આવો સમય આજે આવ્યો છે. તમે અભ્યાસ કરો તો માતાની સેવા કાજે જ. તમે પૈસા કમાઓ તો તે માતાની સેવા માટે જ. જો તમે પરદેશ સંચરો તો પણ પાછા આવીને માતૃભૂમિની સેવામાં જ જીવન સમર્પણ કરો."

આ ગુરુ વાક્ય મારા દિલમાં એટલું ઊંડું વસી ગયું કે તે ફકરો મેં મારી નોંધપોથીમાં ઉતારી લીધો ને ફરીફરીને ગોખતો ગયો. હવે ધર્મસાધના ને સમાજસેવાની સાથે દેશની સ્વરાજસિદ્ધિનો મંત્ર પણ મારા ખમીરના તાણાવાણામાં વણાતો ગયો.

અમદાવાદમાં તે વખતે સ્વરાજ અને સ્વદેશીની પ્રવૃત્તિ બે એક વરસથી પૂર જોશમાં ચાલતી હતી. કૃપાશંકર પંડિત, દા૦ હરિપ્રસાદ ને તેમના ભાઈ પ્રાણલાલ, પ્રીતમરાય, મગનભાઈ ચતુરભાઈ ને પ્રો૦ સ્વામીનારાયણ જેવા જુવાનો તે વખતે અંબાલાલ સાકરલાલ ને જીવણલાલ બેરિસ્ટર જેવા આગેવાનોને ખાડીઆમાં વેદ સનાતન ધર્મ સભાના કાર્યક્રમ અંગે મળતા. બંગભંગની લડત દેશભરમાં જામતી ગઈ ત્યારે આ સર્વેએ ભેગા મળીને સ્વદેશી મિત્રમંડળની સ્થાપના કરી અને શહેરમાં સ્વરાજનું આંદોલન જમાવવા માંડ્યું. પછી તેમાં ગોવિંદ રાવ પાટીલ જેવા બીજા આગેવાન ને રામમોહનરાય જશવંતરાય, ડાહ્યાભાઈ લક્ષ્મણ ને શંકરરાય સૈયદ જેવા બંધુ સમાજના અને બીજા અનેક ઉત્સાહી જુવાનો જોડાયા.

તેમાં વેગ લાવવાને માટે "સ્વદેશ કીર્તન"ના નામથી પહેલી નાની પુસ્તિકા પ્રાણલાલ મજરાયે પ્રકટ કરી. પ્રો૦ ભર્વે તે વખતે સંગીતના વર્ગ ખાડીઆમાં ચલાવતા તેમણે અને બીજા ભાઈઓએ ગુજરાતી સ્વદેશ ગીતો જોશીલા સૂરથી સભામાં ગાવા માંડ્યાં. મિલમાં કામ શીખવા આવેલા કેટલાક બંગાળી ભાઈઓ વંદેમાતરમ્ ને બીજાં

બંગાળી ગીત સભામાં બુલંદ અવાજે ગાવા લાગ્યા, ત્યારથી સ્વદેશીની સભાઓમાં સેંકડો ને હજારો માણસોની મેદની જામવા માંડી. નવજુવાન ડા૦ ચંદુલાલ દેસાઈ તે વખતે માંદગીને લીધે કૉલેજ છોડીને અમદાવાદમાં રહેતા હતા. તે પણ આ આંદોલનમાં જોડાયા અને ગુજરાતીમાં પૂરતાં દેશાભિમાની ગીત ન હોવાથી તેમણે પ્રસંગ મુજબ વખતોવખત નવાં ગીત રચવા માંડ્યાં, તે તરત જાહેર સભાઓમાં ગવાઈને લોકપ્રિય થતાં ગયાં ને સ્વદેશ કીર્તનની વખતોવખત પ્રકટ થતી નવી આવૃત્તિઓમાં છપાતાં ગયાં.

આ બધી સભાઓનું પ્રમુખપદ અંબાલાલ સાકરલાલ અને જીવણલાલ બૅરિસ્ટર જેવા પ્રતિષ્ઠિત આગેવાનો લેતા ત્યારે રોજિંદું કામ કૃપાશંકર અને ડા૦ હરિપ્રસાદ સંભાળતા. અંબાલાલની સલાહથી આ ચળવળને વહેવારિક સ્વરૂપ આપવાને પહેલાં પગલાં કૃપાશંકરે લીધાં. તેમણે પૈસા-ફંડના સંચાલક અંતાજી કાળેને અમદાવાદમાં બોલાવીને તેમના તળેગામના કાચના કારખાનાનો માલ અત્રે વેચવાની ગોઠવણી કરી. તેમ જ બંગાળ કેમિકલ વર્કર્સની દેશી દવાઓ અને બીજો સ્વદેશી માલ વેચવાને સ્વદેશી સ્ટોર (ભંડાર) ઉઘાડવાની વ્યવસ્થા તેમણે કરી. એ ભંડાર સ્વરાજ ને સ્વદેશીની લડતના પ્રતીકરૂપ બન્યો. અંબાલાલ સાકરલાલ પોતે જ સ્વદેશી વ્રત ચુસ્તપણે પાળતા[1] ને સ્વદેશી ધર્મનો રોજબરોજ ઉપદેશ આપતા. કાળાન્તરથી ભંડાર પર લોકોની ભારે ઘરાકી વધતી જ ગઈ.

સન ૧૯૦૮માં બંગાળમાં બૉમ્બયુગ શરૂ થયો અને ટિળકને લાંબી સજા થઈ તેવામાં જ હિંદદેવીના ચિત્રની જે કલ્પના કૃપાશંકરે[2]

---

૧. તેમની ગેરહાજરીમાં તેમના દીવાનખાનાના કોચ પર ગફલતથી પરદેશી કાપડ ચોડાયેલું હતું. પાછા આવતાં તે કાપડ જોઈને તે રીસે ભરાયા ને તે કાપડ તેમણે જાતે જ ચીરી નાંખ્યું હતું.

૨. કૃપાશંકર મુખ્યત્વે કરીને આ બધી પ્રવૃત્તિમાં જ રચ્યાપચ્યા રહેતા તેમના મંડળ તરફથી એક પુસ્તકાલય પણ શરૂ થયું તે હાલ દાદાભાઈ

અને પ્રો૦ બર્વેએ સાથે મળીને કરેલી. તેમાં હિંદ મૈયાનો કેશકલાપ હિમાલયને સ્થાને વિખરાયેલો હતો, એક હાથ સિંધ સુધી પહોંચતો. અને બીજા બંગાળ સુધી લંબાયેલા હાથમાં ત્રિશૂળ હતું. ચિત્રની નીચે 'જનની જન્મભૂમિશ્ચ સ્વર્ગાદપિ ગરીયસી' એ શબ્દો લખેલા હતા. આ ચિત્ર કલાકાર મગનલાલે ચીતરીને તૈયાર કર્યા પછી રવિવર્મા પ્રેસમાં છપાઈને પ્રકટ થયું, ત્યારે તેની હજારો નકલ ચૌટે ને ચકલે – ગુજરાતમાં ને દેશભરમાં પ્રસરી. પછી અવનવા કલાકારોએ એમાં મનગમના

લાયબ્રેરીને નામે કાયમ રહી છે. અસલ આ લાયબ્રેરી સ્વદેશી મિત્રમંડળના નામથી જ ઓળખાતી. પરંતુ એક વાર કૃપાશંકર આનંદશંકર ધ્રુવ પાસે 'વસંત' પત્ર લાયબ્રેરીને ભેટ તરીકે મોકલવાનું કહેવા ગયા ત્યારે એ મંડળના જહાલ રંગને લીધે આનંદશંકરે જરા આનાકાની કરી અને કંઈક નવું નામ પાડવાની સૂચના કરી. તેથી એ લાયબ્રેરીનું 'દાદાભાઈ નવરોજી લાયબ્રેરી' એવું નામ પાડવામાં આવ્યું. હાલ તે પાનકોર નાકે આવેલી છે અને મ્યુનિ. કોર્પોરેશનના વહીવટ હેઠળ છે. વળી 'ઉદબોધન' માસિક પણ એ મંડળ તરફથી થોડાં વરસ સુધી પ્રગટ થતુ. આ પ્રકાશન ને સ્વદેશી કીર્તનને અંગે જ તેમને ઘેર જડતીઓ પણ થઈ. પણ તેની સાથે એક છૂપી કામગીરીમાં પણ તે રોકાયેલા હતા. સ્વદેશી ભંડાર ખુલ્લો મૂકવાનો પહેલો સમારંભ થયો તે જ દિવસે તેમને 'મુક્તિ કોન પથેર' – એ નામનું એક બંગાળી પુસ્તક ટપાલમાં મળ્યુ તેમાં બોંબ બનાવવાની રીતનું વિવરણ હતુ. તેનું ગુજરાતી ભાષાંતર આણંદના નરસિંહભાઈ પટેલે કર્યું, અને તે 'વનસ્પતિની દવાઓ' 'યદુકુળનો ઇતિહાસ' વગેરે પૂંઠાં નીચે મોહનલાલ કામેશ્વર પંડ્યાએ નવસારી પાસે એક જંગલમાં છાપખાનું રાખીને છપાવ્યુ. તેની નકલો મહેસાણામાં છૂપી રાખેલી ત્યાંથી કૃપાશંકર વખતોવખત રાતે અમદાવાદ લાવીને વહેલી સવારે લોકોનાં ઘરમાં ને દુકાનોમાં નાંખી આવતા. છેવટે આ પ્રવૃત્તિનો ભેદ પોલિસે શોધી કાઢયો ત્યારે તેમાં રોકાયેલા નરસિંહભાઈ પટેલ અને ખેડાના પૂંજાભાઈ પર કામ ચાલ્યુ હતું, પણ તેને અંગે કૃપાશંકરની ધરપકડ થઈ નહોતી.

અમારા ઘરમાં—કાલિકા હિંદ દેવીને જગદંબાની માફક સિંહના વાહન ઉપર બિરાજીને તેની છબી ચીતરી—ને તે છબીનાં દર્શન કરીને પ્રજા-જનો સ્વરાજની લડત પાર ઉતારવાને પ્રેરણા મેળવતા.

નડિયાદમાં નશ્વર સંસારથી વિરક્ત થઈને હું અધ્યાત્મ સાધનાનો ઉપાસક બન્યો હતો. તેમાં આત્મા વડે આત્મામાં સ્થિર ને શાંત થવાનો સંપૂર્ણ નિવૃત્તિવાદ હતો. બેસટે અંતરની સંપૂર્ણ અનાસક્તિ કાયમ રાખીને અમોઘ આત્મશક્તિથી સ્ત્રીઓ અને અછૂતોનાં, દલિત અને પીડિતોનાં દુઃખ ફેડવાની પરમાર્થી પ્રવૃત્તિ કરવાનો મંત્ર આપ્યો. હવે દેશભક્તોએ અને શહીદોએ ભારત માતાની ગુલામીની બેડીઓ તોડવાનો પરમ આદેશ આપ્યો. આમ સમાજસેવાનો અને સ્વદેશ મુક્તિનો ભેખ ધરવાનો આદર્શ અંતરમાં ઊગતો ગયો. હિન્દ સેવા એ જ પરમ પૂજ્ય આરાધ્ય દેવતા, સમગ્ર ભારતભૂમિ એ જ માતાનું વિશાળ મંદિર, તેનાં તેત્રીસ કરોડ સંતાનોની સેવા અને મુક્તિસંગ્રામ એ જ પરમ ધર્મ, તેને માટે જ નિરંતર ધ્યાન ને જપ કરવું—એ આદર્શ હવે સંપૂર્ણ લાગ્યો.

સિંહ પર સવારી કરતી ત્રિશૂલધારી હિન્દમાતાનું ચિત્ર ઠામ ઠામ દેખાતું. તે માતા જ અંતરમાં પ્રત્યક્ષ થઈને તેનાં કરોડો બાળને મુક્ત કરવાને પ્રેરતી. નકરા નિવૃત્તિમાર્ગી સંન્યાસી બનવાને બદલે શૂરા રાજકીય ને સેવાભાવી સૈનિક થવાની ભાવના હવે ઘણી જ વધારે મોહક ને પ્રેરક લાગતી.

જનની જણ તો ભક્ત જણ,
કાં દાતા કાં શૂર
નહિ તો રહેજે વાંઝણી
પણ મત ગુમાવીશ નૂર

—આ ગીત ઠામઠામ હું સાંભળતો. તેનો સાર ગ્રહણ કરીને શ્રદ્ધાળુ ઈશ્વરભક્ત તેમજ શૂરો દેશભક્ત થવાના મનસૂબા હું કરતો.

નડિયાદમાં મારા આદર્શોના ધ્યાનમાં વિક્ષેપ આવતા તેના કરતાં અમદાવાદના કૉલેજ જીવનમાં ઘણા વધારે આવતા. અહીં તો શિક્ષણ ખંડમાં જ આઝાદ સ્વભાવની યુવતીઓ આવીને બેસતી. તે રંગબેરંગી કપડાં અવનવી ઢબથી પહેરતી ને ઉઘાડા માથા પર વાળની ઓર ટાપટીપ કરતી તેથી તેમની જુવાની વધારે આકર્ષક લાગતી. વળી રત્નાવલિ ને કુમારસંભવ જેવાં સંસ્કૃત નાટકો અમે શીખતા તેમાં ઠામઠામ સ્ત્રીઓનાં અંગેઅંગનાં અને તેમની પ્રેમકલાઓનાં રસીલાં પણ અવિનયી અને બેશરમ વર્ણન આવતાં. તેની સમજૂત આપતાં અધ્યાપકો કુદરતી સંકોચથી નીચું જોઈને થોડુંક વિવરણ કરી સંતોષ માનતા. પુરાણા ગુરુઓ વિદ્યાર્થીઓને અષ્ટાંગ બ્રહ્મચર્ય પાળવાની સલાહ આપતા, છતાં આવાં નરાતર શ્રૃંગારિક પુસ્તકો શીખવતા એ અજુગતું લાગતું. વળી અમારા અધ્યાપકો આવા સાહિત્યનું શિક્ષણ આપતી વખતે મોહક યુવતીઓને અમારી સાથે કેમ બેસાડતા એ આસાથી સમજાતું નહિ. એકંદર આવા સાહિત્યના વાંચનથી દિલમાં અવનવો ક્ષોભ થતો.

કૉલેજમાંથી છાત્રાલયમાં જઈ ને વિવિધરંગી મિત્રો સાથે વાતચીતમાં હું પડતો ત્યારે કોઈ ને કોઈ રીતે તેમાં પ્રેમ કહાણીઓ ટપકી પડતી. ક્રિકેટનાં ખેલાડી મંડળોમાં તો બિભત્સ રસની છૂટથી લ્હાણી થતી. મારા જેવા કોઈ તેની સૂગ કે જિજ્ઞાસા બતાવતા તો ભોટરા તેની ઓર ટેકડી ઉડાવીને પોતાના વિશાળ અનુભવની વધુ વાનગીઓ પીરસતા. વાર્ષિક મેળાવડો થતો ત્યારે તેમાં તો પ્રેમનાં ગીતની ઝડીઓ વરસતી. "કહેજે રે વાદળી! વાત પ્યારીને"–એ ગીત એક વિદ્યાર્થી હરજીવનદાસ કોટક[1] એવા મધુર સ્વરે ફરી ફરીને ગાયેલું કે તે મારા મગજમાં ગુન્જ્યાં કરતું. નાટકશાળામાં જે જતા તે ત્યાંથી વળી બીજાં આવાં ગીત ને સંવાદનું નવું સાહિત્ય લઈ આવતા, નવી વાતો અને મશ્કરીઓનો મસાલો પૂરો પાડતા. એક નબળા મનનો વિદ્યાર્થી પ્રેમની પીડાથી લગભગ દીવાનો બનીને ગંભીર માંદગીમાં સપડાયો તે પરથી અમારા વાતાવરણ પર ઘેરો પ્રકાશ પડ્યો.

પહેલા વરસની આખરે પરીક્ષા આપવા હું મુંબઇ ગયો તેમાં પહેલે નંબરે પાસ થઈ ને મેં સારી શિષ્યવૃત્તિ મેળવી. બીજે વરસે પગ પર ગૂમડું નીકળવાથી દોઢેક મહિનો ઘેર રહ્યો ત્યારે નાગણુમામાએ આરતેલનાં પોતાં મૂકીને સાજો કર્યો. કામચલાઉ પ્રિન્સીપાલ આનંદશંકરે રજા મંજૂર કરીને પરીક્ષામાં બેસવા દીધો ને ફરી વાર મુંબઈમાં પરીક્ષા આપીને હું ટોચ નંબરે પસાર થયો.

પહેલી વાર હું મુંબઈ ગયો ત્યારે લાખો માણસોની વસ્તી, બે બાજુ ફુટપાથરી વાળી વિશાળ સડકો, આલિશાન મકાનો, ગૅસ ને વીજળીના દીવાની હારમાળા, ઘોડાથી રસ્તા પર ચાલતી અજનવી ટ્રામ, ચોપાટીથી કોલાબા સુધી વિસ્તરેલો દરિયો અને છેક ઊંચે મલબાર ન

---

૧. હરજીવનદાસ પછીના કાળમાં રાજકોટના દીવાન થયા હતા. તેમના કુટુંબીઓ હાલ કોટક એન્ડ કં.નામની વેપારી પેઢી મુંબઈ વગેરે અનેક શહેરોમાં ચલાવે છે.

હીલ પર બાંધેલાં આલા સાથે વાતો કરતાં મકાનો – આ બધું જોઈને હું સાનંદાશ્ચર્યમાં લીન થયો. કાળાઘોડા આગળ આજના મ્યુઝિયમના સ્થાન ઉપર બાંધેલા વિશાળ મંડપમાં પરીક્ષા આપવા જતાં કોટના રસ્તા ને મહાલયો, રસ્તા વચ્ચે ફૂટતો ફુવારો ને આંખને ચકરી આવે એટલું ઊંચું રાજબાઈ ટાવર જોઇને હું ચકિત થયો. રાતે ગેઈટી થિયેટરમાં નાટક જોવા જતાં બોરીબંદર ને મુંબઈ મ્યુનિસિપાલિટીના વિશાળ ચોગાનમાં ઊંચે ઝગારા મારતા ભૂરા દીવા જોઈને હું અંજાઈ ગયો.

એની જ ઊંડી છાપ ગેઈટી થિયેટરમાં જોયેલા ગુજરાતી નાટક મંડળીનાં નાટકોની મારા મગજ પર પડી. એ નાટકનો ભપકો જોતાં અમદાવાદનાં નાટક છેક શિખાઉ અને ગામડી લાગ્યાં. 'બેરિસ્ટર' ને બીજાં અનેક નાટકો બને વખત મુંબઈ જતાં જોયેલાં. તેમાં બાપુલાલના અભિનય પર અને તેથીયે વધારે જયશંકર (સુંદરી)ના અસલ સ્ત્રૈણ હાવભાવ ને મધુર ગીતો પર હું મોહિત થયેલો.

'કહેજો નને સભારતી વિષપાન એ કરતી હતી.'

'કોઈ દૂધ લ્યો દિલરંગી.'[1]

'માંજરી બચ્ચાંને બળતાં ઉગારી
દીધો બોધ ગજેન્દ્રને તારી.'

... .........

'સર્વાંગે સુંદર ભાભી જરી
પણ એક જ ખોડ ભરી.'

—આવાં આવાં કંઈક ગીત મનમાં ઊંડાં ઊતરીને ક્યાંયે સુધી મારા મગજમાં સળવળતાં રહ્યાં.

૧. આ ગીત મને બહુ જ પ્યારું લાગેલું, કારણ કે રબારીના વેશમાં દૂધ વેચતી સ્ત્રીને રંગભૂમિ પર નિહાળીને વરસો સુધી નડિયાદની મારી શેરીમાં દૂધ વેચવા આવતી કેટલીક કદાવર અને મોહક રબારણોની યાદ તાજી થયેલી.

પરીક્ષા પૂરી થયા પછી થોડા દિવસ મુંબઈમાં નિરાંતે રહેતાં ત્યાં વસતા નડિયાદના નાગર મંડળનો વિશેષ પરિચય થયો. બાળામાસીના અવસાન પછી બામા જ તેમનું ઘર ગિરગામમાં મોરારજી ગોકળદાસની ચાલમાં ત્રીજે માળ ચલાવતાં. ત્યાં દાદીની પ્રેમલ છાયા નીચે રહેવાની અને બહાર માસા ઝવેરભાઈ સાથે હરવા ફરવાની અને નાટકો જેવાની ખૂબ મજા પડી. એ જ માલિકની બીજી ચાલીઓમાં ચન્દ્રશંકર પંડયા, અંબાલાલ જાની વગેરે પિનાકીના જ સંસ્કારથી ઘડાયેલા જુવાનો રહેતા તેમણે પણ મને પ્રેમથી સત્કાર્યો. વળી પાસે આવેલા ચીના બાગમાં સસરા તનસુખરામ પણ ભાવિક સ્વાગત કરતા. તેમની જ ઘોડાગાડીમાં રોજ પરીક્ષા આપવા જતો. સન ૧૯૦૭માં, પહેલાં ગોવર્ધનરામ ને પછી થોડા માસમાં જ મનસુખરામ ગુજરી ગયેલા, તેથી તેમના દીવાનખાનામાં અનેક દેશી રાજ્યોના દીવાનોની હારમાળા જેવા ન મળી. છતાં તે ઘરનો રાજવૈભવ જેઈને અને તેની મહેમાનગતિ ચાખીને હું ઘણો હરખાયો.

ઈન્ટરની પરીક્ષા આપીને ૧૯૦૮ની આખરમાં કાકા પોપટલાલને મળવા હું સહેજ ભરૂચ ઊતર્યો. બી. એ. માં લેવાના ઐચ્છિક વિષય વિષે પૂછતાં મેં અંગ્રેજી સાહિત્ય પસંદ કરવાનો અને પછી હાઈસ્કૂલના શિક્ષક થવાનો મનસૂબો જણાવ્યો. પોપટલાલે નવા જમાનાને અનુરૂપ વિજ્ઞાન ભણવાનો મને આગ્રહ કર્યો. જવાબમાં હા ભણીને મેં ગુજરાત કૉલેજમાં વિજ્ઞાનના યથાર્થ અભ્યાસ માટે અપૂરતાં સાધનોની મુસીબત રજૂ કરી. તરત તેમણે કહ્યું : "તો જા મુંબઈ અને માસાને ત્યાં રહીને ભણ." આ સૂચના તરત મારે ગળે ઊતરી. મુંબઈમાં એલ્ફીન્સ્ટન કૉલેજ ઘણી દૂર અને ખર્ચાળ હોવાથી સાધન સંપન્ન ઝેવિયર કૉલેજમાં જ ભણવાનો મેં તરત નિશ્ચય કર્યો. વડીલોએ અને માસાએ સંમતિ આપી. તેથી ૧૯૦૯ના આરંભમાં અમદાવાદની ગુજરાત કૉલેજને તિલાંજલિ આપીને મુંબઈની નવી સૃષ્ટિમાં ભણવાને. મેં નવપ્રસ્થાન કર્યું.

# ખંડ ૩

## ૯. મુંબઈની તાલીમ

નડિયાદને મુકાબલે અમદાવાદ ઘણું મોટું ઉદ્યોગપ્રધાન શહેર, પણ બંને ખેતી ને હાથકારીગરીના માલનો વેપાર કરીને જ જામેલાં, એક જ બીબામાં ઢાળેલાં નગર ગણાય. ત્યારે મુંબઈ વધારે વસ્તીવાળું, વિસ્તૃત ને વળી તદ્દન નવી જ ભૂમિકા પર રચાયેલું શહેર. અહીં વિવિધ ઉદ્યોગ ને ધંધા માટે જુદાં જુદાં બજારો ને લત્તા ખરા. પણ દરિયામાં પથ્થર પૂરીને બનાવેલી નવી ધરતી પર નવા માળા અને ચાલીઓ બંધાયાં તેમાં વિવિધ ન્યાતના અને ધંધાદારી લોકોનો અનુપમ શંભુમેળો જામેલો. આ શહેરની વસાહત અંગ્રેજ રાજકર્તાઓના છત્ર નીચે રચાઈ, તેમણે કેટલાયે તળાવને પૂરીને વિશાળ ચોતરા બનાવ્યા; કેટલાયે નવા બાગબગીચા ખીલવ્યા; ધોબીતલાવ ને ક્રાફર્ડમાર્કેટથી પાલવા બંદર ને કોલાબા સુધીનો વિસ્તાર અંગ્રેજી ઢબે વસાવ્યો; તેમાં સરકારી મકાનો ને અંગ્રેજી બેંક ને પેઢીઓ, હોટલો ને બજારનાં ભવ્ય મકાનો બંધાવ્યાં; વિશાળ રાજમાર્ગ, ચોતરા ને ખુલ્લાં લીલાં મેદાન રચીને તેની રોનક ઝળકાવી.

સન ૧૯૦૯માં હું મુંબઈ રહેવા ગયો ત્યારે આ નવું શહેર ઓર નવા વાઘા સજતું હતું. ગિરગામના લત્તામાં મોરારજી ચાલમાં રહેતાં નવો જ સેન્ડહર્સ્ટરોડ ચોપાટીથી ગોળપીઠા સુધી બંધાતો દેખાતો. દરિયાને હજી વધારે પૂરીને કોલાબા ને મલબારહીલનાં બે પાંખાં જોડી

દેવાની ખર્ચાળ યોજનાઓ જોરશોરથી ચર્ચાતી. કોલસાના ગેસ પર વીજળી શક્તિનું આક્રમણ થતું હતું. વીજળીની બત્તીઓ સર્વોત્તમ વિસ્તારમાં હતી. ટ્રામગાડીઓ ઘોડાને બદલે વીજળીથી ચલાવવાના ભણકારા વાગતા હતા. નવા સેન્ડહર્સ્ટ રોડ પર નવાં તોતિંગ મકાનો બંધાતાં હતાં. અમારી પાડોશમાં જ શરૂ થયેલો નવો અમેરિકા–ઇન્ડીઆ સિનેમા નવા સિનેમા યુગની આગાહી આપતો હતો. નવી જૂની ઘોડાગાડીની જગ્યાએ નવી મોટરો સપાટાબંધ આવતી હતી ને ટેલિફોનની પણ શરૂઆત થતી હતી. આવો નવો યાંત્રિક યુગ મુંબઈમાં આવતો હતો ત્યારે હું એ શહેરમાં ભણવા ગયો.

ગિરગામના લત્તામાં નડિયાદના ઘણા સમા સંબંધીઓ દાયકાઓથી વસેલા. તેમાં મોરારજી ચાલને ત્રીજે માળે માસાનો વાસ બહુ જ સગવડવાળો હતો. તેની અગાશીમાં ઊભા રહેતાં મારી નજર દૂર સુદૂર ચોપાટી ને મલબારહીલ તરફ પહોંચતી તેથી ત્યાં મને બહુ જ ગમી ગયું. વખત જતાં ચોપાસની ગીચ વસ્તી અને ખુલ્લાં શાંત સ્થાનકોનો અભાવ મને સાલતો. પણ બુઢ્ઢાં બામાની છત્રછાયા નીચે મસીઆઈ ભાંડુઓ સાથે જાણે મારા જ કુટુંબમાં રહેવાનું પૂરેપૂરું ગોઠી ગયું.

મુંબઈ આવતાં પહેલું કામ ઝેવિયર કૉલેજમાં મારું નામ દાખલ કરવાનું હતું. ખ્રિસ્તી કેથલિક ધર્મના જર્મન પાદરીઓ[1] આ કૉલેજ ચલાવતા. તે પૈકી પ્રિન્સીપાલ ડ્રેકમેનને પહેલો મળ્યો. નખથી શિખ સુધી સફેદ ઝૂલતો ઝભ્ભો પહેરીને સફેદ દાઢી ઝુલાવતા તે આચાર્ય બહુ જ બુઢ્ઢા ને બહેરા હતા. છેક પાસે જઈને વાત કરતાં મને ઇન્ટરની

1. કેથલિક ધર્મનો દુનિયાભરમાં પ્રચાર કરવાને જે ઝેસ્યુઈટ પાદરીઓનો એક સંઘ મધ્યકાળમાં સ્થપાયેલો તેના સભ્યો જીવનભર ધર્મ-સેવાનું અને ન પરણવાનું વ્રત લેતા. આ પંથના વિદ્વાન સભ્યો ઝેવિયર કૉલેજના અધ્યાપક હતા.

પરીક્ષામાં ફીઝિક્સમાં મળેલા માર્ક તેમણે પૂછ્યા. મને સોમાંથી પાંસઠ મળેલા તેથી તે સંતોષ પામ્યા. મારું કુળનામ યાજ્ઞિક હોવાથી તેમણે જિજ્ઞાસાથી મારા દાદાનું નામ પૂછ્યું. મેં "ઝવેરીલાલ" કહ્યું એટલે, "પેલા નામાંકિત ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિકના તમે પૌત્ર છો ?" એમ તેમણે પૂછ્યું. તેનો ઉત્તર મેં નકારમાં આપ્યો. છતાં બી.એ.ના રસાયનશાસ્ત્રના વિભાગમાં મને તેમણે તરત દાખલ કર્યો.

એ કોલેજના બધા પ્રાધ્યાપક સાધુ જીવન ગાળતા ને ત્યાં કોઈ સ્ત્રી વિદ્યાર્થીનીને દાખલ નહોતા કરતા, તે મારી ધર્મવૃત્તિને ગમ્યું. વળી ફીઝિક્સનો વિષય જાડા ને બુઢા ફાધર હાન શીખવતા. તે જેટલા હોંશિયાર તેટલા જ રમૂજી હતા. મુશ્કેલ વિષયને બહુ જ સરલ ભાષામાં સમજાવવાની કલા તેમને હસ્તગત હતી. રસાયન શાસ્ત્રના અધ્યાપક જુવાન ફાધર સીર્પ એ વિષયમાં વિશારદ હતા, પણ અત્યંત ગંભીર અને જરા અતડા હતા. તેમની સાથેય મને તો ઠીક ફાવી ગયું. સંસ્કૃતનો વિષય એક જર્મન પાદરી શીખવતા તેથી ઘણી નવાઈ લાગી. અનુભવથી માલમ પડ્યું કે તેના ઉચ્ચાર ને વાંચનશૈલી ઘણી જ વિચિત્ર અને હાસ્યપ્રદ હતી. તો પણ વ્યાકરણ ને ભાષાનું તેમનું જ્ઞાન સંગીન હતું. કોલેજના પુસ્તકાલયનાં બધાં કમાડ સવારે અડધોએક કલાક ખુલ્લાં મુકવાનો રિવાજ હતો તેથી મેં તેનો લાભ લેવા માંડ્યો. બધી રીતે કોલેજ મને ગમી ગઈ ને મારો અભ્યાસ પૂર બહારમાં આગળ ધપતો ગયો.

અમારા વૈરાગી અધ્યાપકો કોલેજના પોતાના ઓરડામાં જ બહુ સાદાઈથી સૂતા, રહેતા, ને વિદ્યાર્થીઓને મળતા. તેમનું રસોડું અને ભોજનખંડ બાજુના મકાનમાં હતાં. ત્યાં સવારનો નાસ્તો લઈ કોલેજમાં સાડા નવને સુમારે તે આવી જતા. તેમના બપોરના જમણનો ઘંટ અઢી વાગે વાગતો. તેથી અમારી કોલેજ સાડાદશથી અઢી સુધી ચાલતી. અગિયાર-બાર વાગે શરૂ થતી બીજી કોલેજોને મુકાબલે આ વખત શરૂઆતમાં મને બહુ જ સાલતો. નવ વાગ્યાથી લુશલુશ જમીને

સાડા નવેક વાગે ઘેરથી નીકળવું, ગિરગામ બેક રોડથી ક્રૉફર્ડ થઈને કાલબાદેવી રોડનો આખો રસ્તો વીંધી ધોબીતલાવ આગળ કૉલેજ સુધી ગરમીમાં ને વરસાદમાં ચાલવું, દશ વાગ્યે પુસ્તકાલયના ખંડમાં જઈ ચોપડીઓ વાંચવી ને પસંદ કરવી, પછી અઢી વાગ્યા સુધી કૉલેજમાં ભણીને ખરા તાપમાં ઘેર જવું, આ બધું પહેલાં બહુ જ અગવડ ભરેલું લાગ્યું. પણ મુંબઈના હવા ને ટ્રામથી તેમ આ નવા સમય પત્રકથી હું સપાટાબંધ ટેવાઈ ગયો. પછી તો કૉલેજ છૂટ્યા પછી સાંજે છ–સાત વાગ્યા સુધી ખાલી નીરવ અભ્યાસખંડમાં વાંચવાની લહેજત હું ભોગવવા માંડી ત્યારે આ કાર્યક્રમ આશીર્વાદ સમાન લાગ્યો.

ઘરના મોટા દીવાનખાનામાં જ એક બાજુએ ટેબલખુરશી મૂકીને મારું અભ્યાસગૃહ મેં બનાવ્યું. ખુરશી પર બેસીને હું કંટાળતો ત્યારે વચમાં બાંધેલા હીંચકા પર બેસીને વાંચતો. અહીંયાં પણ રાતે અગિયાર કે બાર વાગ્યાથી સવારે પાંચ–છ સુધી સૂવાનો નિયમ ચાલુ કર્યો. તેથી કૉલેજમાં નિયત કરેલાં તેમજ બહારથી મળતાં પુસ્તકો હું સપાટાબંધ વાંચતો ગયો.

મુંબઈમાં મારા અભ્યાસનો મૂળ પાયો પાકો કર્યા પછી મેં નડિયાદના મિત્રો અને બીજી પ્રવૃત્તિઓ તરફ ધ્યાન આપવા માંડ્યું. સર્વે મિત્રોમાં ચન્દ્રશંકર પંડ્યા જ મારા વિકાસમાં સૌથી વધુ રસ લેતા. જોતજોતામાં અનેકવિધ વિષયની તેમની પ્રોત્સાહક વાતો અને ચર્ચાઓની મને અજબ મોહિની લાગી. તે જ મને એક રવિવારે ગુજરાતી યુવકોના એક મંડળમાં—'ગુર્જર સભામાં'—દોરી ગયા. તેમાં નૃસિંહદાસ વિભાકરે ફાંકડા અંગ્રેજીમાં લખી તૈયાર કરેલો આગલા વરસનો હેવાલ છટાદાર શૈલીમાં વાંચ્યો તેથી હું આશ્ચર્યચકિત થયો. પછી તો દર રવિવારે સવારમાં સભાનાં ભાષણો અને ચર્ચાઓ સાંભળવાનો હું પાકો રસિયો થયો. તેમાં નડિયાદના બંધુઓ ઉપરાંત ડા૦ કલ્યાણદાસ

ને નગીનદાસ સોલિસિટર, મનસુખલાલ માસ્તર ને વિભાકર, અતિ-સુખશંકર ત્રિવેદી ને મોહનલાલ દવે અને પછીના વખતમાં કનૈયાલાલ મુનશી ને શંકરલાલ બેંકર – વગેરે અનેક ભાઈઓ નિયમિત ત્યાં આવતા. ખાસ પ્રસંગે નરસિંહરાવ દીવેટીઆ ને કૃષ્ણલાલ ઝવેરી, ઉત્તમલાલ ત્રિવેદી ને જયસુખલાલ મહેતા,[1] મણિશંકર રત્નજી ભટ્ટ (કાન્ત)[2] ને મૂળજી દુર્લભજી વેદ વગેરે સાક્ષરો અને લેખકો પધારતા. આ બધા વખતોવખત વિવિધ વિષયો પર વિવિધ દૃષ્ટિથી વિદ્વત્તા-ભર્યાં અને વિચારપૂર્ણ ભાષણો અંગ્રેજી ને ગુજરાતીમાં આપતા, તેમાં અદ્ભુત જ્ઞાન અને વિચારોની જે સામગ્રી પીરસાતી તેથી મારું માનસ ત્વરિત ગતિથી પોષાતું અને ખીલતું ગયું.

આ સર્વેનાં અંગત ઓળખાણ થયાં કે તરત જ મુંબઈની સુધા-રક સંસ્કૃતિના ઉત્તમ આદર્શ રૂપે મેં મનસુખલાલ માસ્તરને પિછાન્યા. તેર વરસે પિતા ગુજરી ગયા પછી માસ્તર મુંબઈમાં ગોકળદાસ તેજ-પાલ બોર્ડિંગમાં રહીને અને કૉલેજ કાળમાં ખાનગી શિક્ષણ આપીને ૧૯૦૭માં બી. એ.ની પરીક્ષામાં પાસ થયેલા. તે જ સાલમાં ભક્તિ-માર્ગમાં પ્રાર્થનાસમાજ અને સમાજસેવામાં આર્યસમાજી, દા૦ ખાંડવાળાનાં જ્યેષ્ઠ પુત્રી તારાબહેન સાથે તે પરણ્યા હતા. ભલા ડાકટ-રની સરકારી નોકરીને અંગે વારંવાર તેમની બદલી થતી હોવા છતાં તેમણે તારાબહેનને મૅટ્રિક સુધી ભણાવીને તેમની ઈચ્છા મુજબ માસ્તર સાથે પરણાવેલાં. માસ્તર કોઈ સમાજ કે પંથમાં ભળ્યા નહોતા પણ

૧. જયસુખલાલ મહેતા હિન્દી વેપારી ચેમ્બરના કાયમી મંત્રી તરીકે દાયકાઓ સુધી કામ કરતા. ગુર્જર સભામાં તેમણે "Psychology of sex"– જાતીય સંબંધનું માનસ શાસ્ત્ર–વિષે ભાષણ કરેલું. તે પરથી અમે ઘણા મિત્રો હેવલૉક ઍલિસના શાસ્ત્રીય ગ્રંથથી પહેલી જ વાર પરિચિત થયા હતા.

૨. મણિશંકરને શિયાળામાં મગજની બીમારી થતી. એક દિવસ મુલતવી રહેલી સભામાં મંત્રીએ ચર્ચા ચાલુ રાખવાનું સૂચન કર્યું ત્યારે તેમણે કહ્યું 'ઈશ્વરને પૂછીને આ કાર્યક્રમ ઘડયો નથી. સભા બરખાસ્ત છે."

સાડા નવેક વાગે ઘેરથી નીકળવું, ગિરગામ બૅક રોડથી ભૂલેશ્વર થઈને કાલબાદેવી રોડનો આખો રસ્તો વીંધી ધોબીતલાવ આગળ કૉલેજ સુધી ગરમીમાં ને વરસાદમાં ચાલવું, દશ વાગે પુસ્તકાલયના ખંડમાં જઈ ચોપડીઓ વાંચવી ને પસંદ કરવી, પછી અઢી વાગ્યા સુધી કૉલેજમાં ભણીને ખરા તાપમાં ઘેર જવું, આ બધું પહેલાં બહુ જ અગવડ ભરેલું લાગ્યું. પણ મુંબઈના દાદરા ને ટ્રામથી તેમ આ નવા સમય પત્રકથી હું સપાટાબંધ ટેવાઇ ગયો. પછી તો કૉલેજ છૂટ્યા પછી સાંજે છ-સાત વાગ્યા સુધી ખાલી નીરવ અભ્યાસખંડમાં વાંચવાની લહેજત મેં ભોગવવા માંડી ત્યારે આ કાર્યક્રમ આશીર્વાદ સમાન લાગ્યો.

ઘરના મોટા દીવાનખાનામાં જ એક બાજુએ ટેબલખુરશી મૂકીને મારું અભ્યાસગૃહ મેં બનાવ્યું. ખુરશી પર બેસીને હું કંટાળતો ત્યારે વચમાં બાંધેલા હીંચકા પર બેસીને વાંચતો. અહીંયાં પણ રાતે અગિયાર કે બાર વાગ્યાથી સવારે પાંચ-છ સુધી સૂવાનો નિયમ ચાલુ કર્યો. તેથી કૉલેજમાં નિયત કરેલાં તેમજ બહારથી મળતાં પુસ્તકો ર સપાટાબંધ વાંચતો ગયો.

મુંબઈમાં મારા અભ્યાસનો મૂળ પાયો પાકો કર્યા પછી મેં નડિયાદના મિત્રો અને બીજી પ્રવૃત્તિઓ તરફ ધ્યાન આપવા માંડ્યું. સર્વે મિત્રોમાં ચન્દ્રશંકર પંડ્યા જ મારા વિકાસમાં સૌથી વધુ રસ લેતા. જોતજોતામાં અનેકવિધ વિષયની તેમની પ્રોત્સાહક વાતો અને ચર્ચાઓની મને અજબ મોહિની લાગી. તે જ મને એક રવિવારે ગુજરાતી યુવકોના એક મંડળમાં—'ગુર્જર સભામાં'—દોરી ગયા. તેમાં નૃસિંહદાસ વિભાકરે કાંઇક અંગ્રેજીમાં—લખી તૈયાર કરેલો આગલા વરસનો હેવાલ છટાદાર શૈલીમાં વાંચ્યો. તેથી હું આશ્ચર્યચકિત થયો. પછી તો દર રવિવારે સવારમાં સભાનાં ભાષણો અને ચર્ચાઓ સાંભળવાનો હું પાકો રસિયો થયો. તેમાં નડિયાદના બંધુઓ ઉપરાંત દા૰ કલ્યાણદાસ

ધીરજથી તે જવાબ આપતા. વળી દેશના મોટા મોટા રાજકીય અને સામાજિક અગ્રેસરોના જીવનકાર્ય અને સંદેશ વિષે ઘણી મહત્ત્વની માહિતી તે મને આપતા. વખતોવખત ઘણા સવાલોની છણાવટ થતાં મારા સામાન્ય જ્ઞાનમાં સંગીન વધારો થતો અને દરેક વિષય પર પદ્ધતિસર વિચાર કરવાની પ્રેરણા મળતી. અમે બન્ને ઘણા જ ચર્ચા-ઘેલા હતા તેથી તેમને સૂવામાં કે જમવામાં મોડું થતાં તેમનાં પત્ની વસંતબાને ઘણી અડચણ પડતી કે રીસ ચડતી. પણ પ્રિય પત્નીનો રોષ વહોરી લઈને પણ મારી શંકાઓનું સંપૂર્ણ સમાધાન કરવાને તે ઘણી જ ચીવટથી પરિશ્રમ ઉઠાવતા.

મારી માનસિક પ્રગતિ સંતોષકારક લાગતાં તેમણે મને લખવાને અને પછી ભાષણ કરવાને ચાનક આપવા માંડી. તેમના જ આગ્રહથી ‘સમાલોચક’ માસિક માટે અકબર વિષે એક અંગ્રેજી લેખનું ગુજરાતીમાં મેં ભાષાંતર કર્યું. પછી અમારી નડિયાદની સમાજ તરફથી ‘નાગરવિલાસ’ નામનું હસ્તલિખિત માસિક પ્રગટ થતું તેનું તંત્રીપદ તેમણે મને સોંપ્યું. તે પત્રમાં નિયમિત રીતે હું જે લેખ લખતો તેની ચર્ચા કરી તેના ગુણદોષ મને ધીરજથી તે સમજાવતા. આવી રોજિંદી ચર્ચાથી મારી લેખન પ્રવૃત્તિ અને લેખન શક્તિ વધતાં ગયાં.

મુંબઈના મારા પહેલા જ વરસમાં “બુદ્ધિ અને શ્રદ્ધા” વિષે એક વિસ્તૃત લેખ અંગ્રેજીમાં મેં રજામાં લખીને પ્રથમ તો નડિયાદના નાનકડા સમાજ આગળ તે વાંચ્યો. વિજ્ઞાનમાં અનુસરવામાં આવતો, ભૌતિક અનુભવના પાયા પર રચાયેલો બુદ્ધિમાર્ગ, અને ધર્મ માત્રમાં અમુક પયગંબરનાં કે ગ્રંથનાં વચનોને સ્વયંસિદ્ધ ગણીને તેના પાયા પર રચાયેલો શ્રદ્ધાનો માર્ગ — આ બે જ્ઞાનમાર્ગનું મેં વિવરણ આ લેખમાં કર્યું. દરેક માર્ગની તરફની અને વિરુદ્ધની દલીલો મેં રજૂ કરી અને તેનો વિચાર કરીને બુદ્ધિયુક્ત શ્રદ્ધાનો કંઈક વચલો માર્ગ લેવાનું ઉપસંહારમાં મેં જણાવ્યું.

મુંબઈમાં આવીને આ ભાષણ વાંચ્યા વિના મોઢેથી જ આપવાનો મેં નિર્ણય કર્યો. કેટલીયે વાર ઘરની ભીંત આગળ જુદા જુદા મુદ્દા પર અંગ્રેજીમાં હું બોલી ગયો. પછી કંઈક હિંમત આવતાં મારી કોલેજની ચર્ચાસભામાં મુખ્ય મુદ્દાનું ટિપ્પણ હાથમાં રાખીને મેં પહેલી વાર આ વિષય પર મોઢેથી સળંગ ભાષણ કર્યું. ભૂલચૂક વિના મનમાં ઘૂંટેલું બધું કડકડાટ હું બોલી તો ગયો. માત્ર નીચું જોઈ ને જ બધું બોલ્યો,[1] તે વિષે સભાના પ્રમુખે વાજબી રીતે ટકોર કરી. પછી તે જ ભાષણ મેં ગુર્જર સભામાં કર્યું ત્યારે વધારે આત્મશ્રદ્ધાથી બોલ્યો. પછી તો ગુજરાતીમાં લખવું ને બોલવું વધારે સહેલ થઈ પડયું. પણ આ લેખન અને ભાષણની કળા નડિયાદના સમાજની અને ગુર્જર સભાની શાળામાં હું શીખ્યો તે માટે મારે ચન્દ્રશંકરનો જ અંતઃકરણ પૂર્વક આભાર માનવો ઘટે છે.

"બુદ્ધિ અને શ્રદ્ધા" વિષે ભાષણ એ માત્ર એક નવી કલાનો પ્રયોગ જ નહોતો. મુંબઈમાં થતા મારા માનસિક વિકાસનું તે એક સીમાચિહ્ન હતું. નડિયાદમાં ને અમદાવાદમાં આત્મા અને પરમાત્માની મૂળ માન્યતાઓથી સભર ભરેલું મારું ધાર્મિક જીવન શ્રેયઃસાધક અધિકારી વર્ગના અને એની બેસંટના ઉપદેશ અનુસાર શ્રદ્ધાના પાયા પર જ રચાયું હતું. ઈન્ટરના વર્ગમાં સંસ્કૃતમાં ન્યાયશાસ્ત્ર અને અંગ્રેજીમાં (Logic) તર્કશાસ્ત્ર કંઈક શીખ્યો અને હવે તેના પ્રયોગ રસાયનશાસ્ત્રમાં હું કરવા લાગ્યો, તેથી અનુભવપ્રણિત બુદ્ધિમાર્ગ મારી નજર આગળ પ્રત્યક્ષ થયો. શ્રદ્ધાના સનાતન માર્ગના હરીફ રૂપ હવે આ બીજો માર્ગ

૧. કોલેજની ચર્ચા સભામાં પ્રો. કે. ટી. શાહે સરસ્વતીચંદ્ર વિષે ભાષણ આપેલુ ત્યારે મને નવાઈ લાગેલી. નડિયાદના નાગર સિવાય બીજા કોઈ તે મહાગ્રંથ વિષે શું સમજે? એવા અભિપ્રાયની શંકાનું નિવારણ પ્રો. શાહે છટાદાર ને વિદ્વત્તાપૂર્ણ ભાષણ કરીને કરેલું. આ સભામાં પણ નડિયાદવાસી તરીકે ચર્ચામાં હુ બોલ્યો, ત્યારે પણ નીચું જોઈને બોલ્યો તેની પ્રમુખે ટીકા કરી.

દેખાયો અને બન્નેની તુલના કરવાનો વિચાર મને સૂઝ્યો. અલબત્ત મારા લેખમાં શ્રદ્ધાના તેમજ બુદ્ધિના – બન્ને માર્ગનું મહત્ત્વ મેં પિછાન્યું હતું. શ્રદ્ધાના જૂના માર્ગને તિલાંજલિ આપવાનો ઇશારો સરખો તેમાં નહોતો. છતાં બુદ્ધિના – કે વિજ્ઞાનના જે નવા માર્ગે દુનિયાની ભૌતિક પ્રગતિ થઈ રહી હતી તેનો સાક્ષાત્કાર મુંબઈમાં થતાં તેનું મૂલ્ય હવે મારી નજરે જરૂર ઘણું વધી ગયું.

મુંબઈમાં અમદાવાદ જેવા કોઈ મંદિરે જવાતું નહિ, એકાદશીનો ઉપવાસ હું કરતો નહિ. ભક્તિ ને ધ્યાનના રાહ છેક વિસારે પડ્યા તેથી ધાર્મિક શ્રદ્ધાનું મૂલ્યાંકન નિઃશંક ઓછું થયું. પણ તે છેક ઓસરી ગયું નહિ. થિયોસોફિકલ સોસાયટી તરફથી સનાતન ધર્મ પરીક્ષા લેવાતી તેથી તેનાં નિયત થયેલાં પુસ્તકોનો અભ્યાસ કરીને હું એ પરીક્ષામાં બેઠો, ને તેમાં પાસ થઈને મેં ઈનામ પણ મેળવ્યાં. અમારી ચાલીના ને ચીના બાગના માલિક નરોત્તમ શેઠ બેસંટના ગુણપૂજક હતા. તેથી અમારા નાગર મંડળમાં તેમના વ્યક્તિત્વ અને કાર્યની તારીફ થતી. બેસંટ પોતે ભાષણ આપવા મુંબઈ આવે છે એમ જાણીને હું ઘણો પ્રોત્સાહિત થયો. પછી ગેઈટી થિયેટરમાં તેમનું ભાષણ સાંભળીને તેમના ધાર્મિક આદેશ કરતાં તેમના પ્રભાવશાળી વ્યક્તિત્વ અને અસાધારણ વક્તૃત્વકલા પર હું આફરીન થયો. વરસો સુધી હું તેમનું "થિયોસોફિસ્ટ" માસિક નિયમિત વાંચતો અને એ પ્રતાપી સાધ્વી દુનિયામાં પરિભ્રમણ કરતે કરતે જે નોંધ લખતાં તે વરસો સુધી વાંચવાનો રસિયો હતો. પણ તેમાં સિદ્ધાંતપૂજા કરતાં વ્યક્તિપૂજા વધુ હતી. તેમણે ઉપદેશેલા ધ્યાન – ચિંતનનો વિસારે પડેલો માર્ગ મેં ફરીથી ન અપનાવ્યો, પણ તેમના સામાજિક ને રાજકીય આદેશ તરફ હું વધારે ખેંચાયો.

તે અરસામાં જેલમાંથી છૂટીને અરવિંદ ઘોષે "કર્મયોગિન્" પત્ર પ્રગટ કરવા માંડેલું. ટિળકના કારાવાસ અને મિન્ટોના સુધારા પછી રાજકારણમાં જે ગજબ ઠંડી આવી હતી, તેને ઉડાવાને અરવિંદે વિરલ પ્રયાસ કર્યો. તેમના પત્રની ખાસ ખૂબી એ હતી કે ભૂતકાળના કૌરવો

જેવા આજના પરદેશી શાસકોની સામે કૃષ્ણ અને અર્જુનની વીરતાથી સંગ્રામ ખેલવાને તે પ્રજાને એલાન કરતા. તેમના લેખોમાં રાજકારણની સમીક્ષા ધાર્મિક દૃષ્ટિથી કરતા. ધાર્મિક શ્રદ્ધા અને આવેશથી રાજકીય મુક્તિ માટે લડવાને તે પ્રેરતા. આવા લેખો હું બહુ જ ઉત્સાહથી વાંચતો ને તેની છાપ મારા અંતરના ઊંડાણમાં પડતી.

આવા અનેક સંસ્કારોથી મારો માનસિક વિકાસ થઈ રહ્યો હતો. તેવામાં જ એક અણધાર્યા સંયોગથી મારું સુષુપ્ત હૃદય સફાળું જાગૃત થયું ને મારું આંતર્જીવન નવા રંગે રંગાયું.

મારા વાસની સામે જ એ જ માળ પર અમદાવાદના નાગર વિદ્વાન ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી રહેતા. તે અમારી સભામાં કોઈ વખત આવતા, તેમને ત્યાં આનંદશંકર ક્વચિત ઊતરતા, ને તેમને મળવા ચન્દ્રશંકરની સાથે હું ક્વચિત જતો. તેમનાં નિઃસંતાન પત્ની બામાને મળવા અમારા ઘરમાં આવતાં જતાં તેથી અમારા કુટુંબ વચ્ચે સારો ઘરોબો હતો. એક દિવસ તેમની અગાશીમાં એક રૂપાળી કુમારિકા ફરતી દેખાઈ તેથી જરા નવાઈ લાગી. થોડા જ દિવસમાં ઉત્તમલાલનાં એ ભાણેજ રમણબહેન[1] બામાને મળવા, છોકરાં સાથે રમવા, અમારા હીંચકા પર ઝૂલવા અને મારી સાથે પણ વાતો કરવા આવતાં ત્યારે તેના વિલક્ષણ સ્વભાવ વિષે કુદરતી જિજ્ઞાસા મારા દિલમાં જાગી. તરત જાણી લીધું કે તેર ચૌદ વરસે નિશાળેથી ઊઠી જઈ ને એ વિવાહિતા બહેન લગ્ન પહેલાં થોડા મહિના મુંબઈ મામાને ત્યાં મોજ કરવા આવ્યાં છે. પહેલાં તો મારા બુદ્ધિમય જીવનની ઊંચી અટારી પરથી તેમના પર મીઠી પણ કરુણામય નજર નાંખવાની મેં કોશીશ કરી પણ તેમના રોજિંદા આનંદ કલ્લોલથી અને મીઠી વાતોથી મારી કૃત્રિમ અવગણના

૧. તેમનું ખરું નામ માલવિકા, પણ ઘરમાં ને બહાર બધાં તેમને રમણ-રમણબહેન એ નામથી જ ઓળખતાં.

ને એફીકરાઈનાં પડળ સપાટાબંધ તૂટી ગયાં ને તેમની કાલીઘેલી વાતો મને ગમતી ગઈ.

તેમની દેહલતા પાતળી ને ઊંચી હતી. તેમનો ગૌર વર્ણ ભભકતો સોનેરી નહિ, પણ શીળો ગુલાબી હતો. હરણ જેવાં તેમનાં ચંચળ ને વિશાળ નયનમાંથી તોફાની તેજના અંબાર ફૂટતા. તેમનો સ્વભાવ મશ્કરો ને રમતીઆળ હતો. તે જ્યારે હસતાં ત્યારે તેમની આંખો, તેમના પાતળા હોઠ, ને સ્વચ્છ દંતકલિકા હસતાં લાગતાં. તેમના કરતાં વધારે સર્વાંગ સુંદર અને સુવિકસિત બીજી અનેક કન્યાઓ મેં દૂરથી જોયેલી. પણ સર્વેની કાળી કામણગારી આંખો શરમથી નમેલી જ રહેતી ને જરા વાત કરતાં તો લજ્જામણીના છોડની માફક તેમની બધી કળા સંકેલી લેતી. પણ રમણબહેનની આંખમાં કામણ કે મદનું, ખોટી શરમ કે કૃત્રિમ સ્ત્રીચરિત્રનું નામ જ નહિ. તેમનાં સાફ નિર્મળ નયન અમારા પર તે નિર્દોષ ભાવે ઢારતાં અને બધાની લાડકી બહેન બનીને તેમનાં દિલ જીતી લેતાં. વળી, બુઢાં બામા પર કે ગુણવંતબહેન પર, નાનાં બાળકો પર ને સમોવડી કન્યાઓ પર તે નિર્વ્યાજ નૈસર્ગિક વહાલ વરસાવતાં તે જોઈને હું તાજુબ થતો. ખરેખર, પરિણીત જીવનને ઉંબરે ઊભેલાં રમણબહેન મારા એકમાર્ગી શુષ્ક જીવનમાં દાખલ થયાં તેથી મારું હૃદય વધારે પ્રફુલ્લ અને આનંદી થતું ગયું અને તેમના માધુર્ય ને વાત્સલ્ય ભાવથી તે મારાં જીવનભરનાં ધર્મનાં બહેન બની ગયાં.

કોઈવાર તે ધીમે પગલે ડાહ્યાંડમરાં થઈને આવતાં તો કોઈવાર છૂટા ભીના વાળ ફરકાવતાં દોડતાં. કોઈ વાર છોકરાંને ભેગાં કરીને તેમની સાથે તે ઘાણી રમતો રમતાં તો કોઈ વાર તેમને હીંચકા પર બેસાડીને એકામ ગતિથી હીંચોળતાં. કોઈ વાર "સતનું ચિન ચિંતન રે કરવું"– એવું મનગમતું ગીત ખુલ્લા અવાજે તે લલકારતાં, તો કોઈ વાર મારી પાસેથી કંઈ ચોપડીઓ લઈ તે સમજવા માગતાં. કોઈ તેમના લગ્નની કે પેમલાપેમલીની વાત કરતું તો તેની જીભ અજબ રૂવાબથી તે બંધ કરી દેતાં. અનેક વિષયમાં તે મારી ઊલટ તપાસ કરતાં

તો કેટલીય વાર હું તેમની ચકાસણી કરતો. ક્વચિત તેમનું ભણતર બંધ થવાથી ગંભીર ને કંઈક ગમગીન થતાં ને પછી તરત કોઈ બાળકને વહાલ કરીને હસતે હસતે નાસી જતાં.

આવાં વિરલ રમણમહેને સ્ત્રીસમાજ સામે બંધ કરેલાં મારા હૃદયનાં દ્વાર ખોલી નાખ્યાં. સ્ત્રીહૃદય અને સ્ત્રીજીવન વિષે પ્રત્યક્ષ સંપર્કને અભાવે જે કુતૂહલવૃત્તિ હું દાખવતો તેને રોજિંદા વાર્તાવિનોદથી તેમણે ઓગાળી નાંખી. બધીયે કન્યાઓનાં ટૂંકાં મન ને સંસારી જીવ, કપડાં ઘરેણાંના શોખ અને લગ્નજીવનના કોડ વિષે જે પૂર્વગ્રહ મારા મગજમાં જામ્યા હતા તે તેમણે વાળીઝૂડીને સાફ કર્યા. તેમની વિવિધરંગી રોજિંદી વાતોએ મને સ્ત્રીમાનસનો ઉપાસક અને સ્ત્રી શક્તિનો પૂજક બનાવ્યો. સ્ત્રીઓના સંસ્કારથી અલિપ્ત રહેલાને સ્ત્રી હૃદયના નિર્દોષ કુટુંબી સ્નેહનો પહેલો પરચો આપ્યો. પિતૃપ્રેમથી અકાળે વંચિત થયેલા અને બીજા વડીલો વિષે બેદરકાર રહેલા કુમારને તેમણે નિઃસ્વાર્થ ભગિની પ્રેમનો સાક્ષાત્કાર કરાવ્યો. પછી વીજળીની માફક જેવાં તે એક દિવસ ઊતરી આવ્યાં હતાં તેવાં જ તે ઓચિંતાં અદૃશ્ય થઈ ગયાં.

બીજે વરસે બીજી એક નાની બહેન મારા જીવનમાં દાખલ થઈ. સન ૧૯૧૦માં મોટા કાકા હરિશંકર ગુજરી ગયા. દોઢેક માસમાં તેમનાં પત્ની શણગારલક્ષ્મી અવસાન પામ્યાં. તેમનો શોક પાળવાને અને ઉત્તરક્રિયા કરવાને તેમના પુત્રપુત્રીઓનું વિશાળ કુટુંબ મંડળ નડિયાદમાં ભેગું થયું. પછીથી રજામાં હું પણ ઘેર ગયો અને કાકાની ક્રિયામાં મદદ કરવાને તેમને ઘેર મેં જવા માંડ્યું. થોડી જ વારમાં કાકાનાં પુત્રી ચતુરલક્ષ્મીના સારાયે બાળગોપાળ સાથે હું સહેજમાં હળી ગયો. બધાને ઘણું ખરું આગલી ખડકીના હીંચકા પર જ ભેગાં કરીને મળતો, રમતો અને રમાડતો. નાના બાબુ ને બાળ ડોક્ટિસ સાથે અવનવાં ધિંગાણાં કરતો, નાની નવનીતને હસાવીને રમૂજ કરતો. માત્ર

ફોઇ અને તેમની મોટી દીકરી ઉમંગ સાથે હું ડહાપણની વાતો કરતો. ચૌદ વરસની ઉમંગનાં લગ્નમાં તો અગાઉ હું પેટલાદ ગયેલો. તેના સસરા શ્રેયઃસાધક અધિકારી વર્ગમાં ભળેલા તેથી તે પ્રસગે મહાકાળના તંત્રી છોટાલાલ માસ્તરને પણ પ્રત્યક્ષ મળીને હું બહુ ખુશી થયેલો. પણ હવે આ નવોઢા યુવતીને મળ્યો ત્યારે મને જાણે નવી જ દિલસોજ ને પ્રેમાળ બહેન મળ્યાનો આનંદ થયો.

ઉમંગનું ઘઉંવર્ણું ઊંચું શરીર, પાતળું અને સપ્રમાણ હતું. કુટુંબના સંસ્કાર અને શ્વશુરઘરની યાતનાને લીધે તેનાં ઊંડાં ગયેલાં વિશાળ નયન નમેલાં રહેતાં. માત્ર તે વાત કરતી કે હસતી ત્યારે તેની પ્રેમલ જ્યોત પરખાતી. જ્યાં હરેફરે કે કામ કરે ત્યાં ચોપાસ સ્નેહનો મધુરો રસ તે રેલાવતી. સાસરીઆંના ત્રાસને લીધે તેના કપાળ પર ચિંતાની કરચલીઓ પડવા માંડી હતી. પણ બધુંયે દુઃખ એ તપસ્વિની હસતે ચહેરે ધર્મભાવનાથી સહી લેતી અને સર્વત્ર તેના અંતરનો સૌમ્ય નિશ્ચલ પ્રકાશ પાથરતી.

આવી બહેન મારા સ્નેહભૂખ્યા અંતરમાં સહેજે વસી ગઈ. કાકાના ઘરમાં ફરતાં કે કામ કરતાં, વહેલી સવારે રસોઈ કરતાં કે જમણવારની ધમાલમાં હું તેને શોધીને તેનું અંતર પિછાનવા પ્રયાસ કરતો. આવી પ્રેમાળ ને મહેનતુ યુવતીને કોઈ સાસુ કે નણદ રંજાડે એ વિચારથી હું સળગી ઊઠતો. આવો ત્રાસ તે કેમ મૂંગે મોઢે સહન કરે છે એ જાણવા હું તલસતો. પણ ઉમંગ તો સાસરીઆંની વાતને રમતમાં હસી કાઢીને કંઈક ભણવા વાંચવાની જ વાત મારી સાથે છેડતી. હું કોઈક વાર તેને કંઈ ચોપડી વાંચવા આપતો તે વાંચીને તેની કંઈક ચર્ચા કરતી. તેનો ભણવા વાંચવાનો શોખ અકાળે રૂંધાઈ ગયો તેનું મને ઘણું દુઃખ થતું. પણ એ તો તેની શાણી ડાહીડમરી વાતોથી મારા આવેશને શાંત કરતી અને આ સંસારની યાતનાને તરી જઈને સચરાચર ભગવાનની પ્રાર્થના કરવાનો બોધ મને આપતી!

ઉમંગની સાથે આવી વાતો કરતાં અને તેનાં ભાંડુઓ સાથે ગેલ

કરતાં હું સારા કુટુંબનો પ્રેમી બન્યો. બધાંયનું લોહી મને સોનેરું અને મીઠું લાગ્યું—બધાનો સ્વભાવ બહુ સરળ ને પ્રેમાળ લાગ્યો—સારા કુટુંબ સાથે મારું દિલ પહેલી જ વાર એકતાર થયું. ક્રિયાકાંડ પૂરો થતાં ઉમંગ પહેલી જ સાસરે જવા ઊપડી ત્યારે સ્ટેશન પર તેને વિદાય આપવા હું ગયો. એને લઈને ગાડી ઊપડી ગઈ ત્યારે ખરા બપોરે મને અંધકાર વ્યાપેલો જણાયો. ઘડીભર મારું દિલ ઘેરા દુઃખ ને નિરાશામાં ડૂબી ગયું. વળી થોડા દિવસ તેનાં નાનાં ભાઈબહેનો સાથે ગમ્મત કરીને મેં દિલાસો મેળવ્યો. બધાંય પરવર્યાં ત્યારે પાછો સૂના સંસારમાં હું એકલવાયો રખડતો થઈ ગયો !

કૉલેજ અને ગુજરાતસભાની બહારની વિશાળ દુનિયાની પ્રવૃત્તિઓ જોવા જાણવાને હું તત્પર રહેતો. "સ્ટુડન્ટ્સ બ્રધર હુડ" (વિદ્યાર્થીમંડળ) તરફથી દર રવિવારે સવારે વર્ડ્ઝવર્થ શેલી વગેરે અંગ્રેજી કવિઓ ને સાહિત્ય વિષે સર નારાયણ ચંદાવરકર પ્રવચન કરતા તે સાંભળવા ઘણીવાર હું જતો. ચંદાવરકર વડી અદાલતના ન્યાયાધીશ પદેથી નિવૃત્ત થઈને ૧૯૦૧માં રાષ્ટ્રીય કોંગ્રેસના પ્રમુખ ચુંટાયા હતા. રાનડે અને તેલંગ જેવા અસલી સુધારકોનો વારસો શોભાવવાને ચંદાવરકર કંઈક કંઈક પ્રવૃત્તિ કરતા. રવિવારનાં તેમનાં પ્રવચનો રસીલાં, બોધદાયક અને મનનીય હતાં. એક વાર તેમને જોયા પછી ઘણી વાર સાંજે તેમને ને સમાજ સુધારાના બીજા અગ્રેતા નટરાજનને સાથે કાનડી ઢબના સફેદ ફેંટા પહેરીને દરીઆ કિનારે ફરતા જોઈને હું રાચતો. નટરાજન તેમનું સાપ્તાહિક ચલાવતા તે ઉપરાંત "ટાઈમ્સ ઓફ ઈન્ડીઆ" જેવાં પત્રોના લેખક તરીકે નામાંકિત હતા. કોંગ્રેસના ભૂતપૂર્વ પ્રમુખ હોવા છતાં ચંદાવરકર રાજકીય પ્રવૃત્તિમાં કંઈ જ ભાગ નહોતા લેતા તેથી હું નવાઈ પામતો.

વિલ્સન કૉલેજની એક સભામાં જઈને અસ્પર્શ્ય વર્ગ વિષે એક ભાષણ સાંભળતાં તે વર્ગની હાલાકી અને ઉન્નતિના સવાલ તરફ મારું ધ્યાન પહેલી જ વાર ખેંચાયું. ઢેડભંગી વગેરેને ન અડકાય એવું

વિધાન ધાર્મિક ગણી મેં માનેલું અને પાળેલું તેથી દેશભક્ત ગોખ
પ્રમુખપણા નીચે મનુ સૂબેદારે "અસ્પૃશ્ય વર્ગની ઉન્નતિ"
જુસ્સાદાર ભાષણ કર્યું ત્યારે મારા મગજમાં નવો પ્રકાશ પડ્યો. ગોખ
પ્રારંભમાં સૂબેદારને ધન્યવાદ આપીને તેમની કાચી વયને અ
આવેશને ક્ષમ્ય ગણ્યો. પછી તેમના ભાષણમાં તેમણે અસ્પૃ
ઉદ્ધારનો ત્રિવિધ કાર્યક્રમ રજૂ કર્યો:-(૧) તેમનાં બાળકોને કેળ
આપો (૨) લાયકાત વધતાં તેમને યોગ્ય નોકરી અને ધંધામાં રો
તેમની આર્થિક ઉન્નતિ સાધો અને (૩) આ બંને પ્રક્રિયાના પરિ
રૂપે તેમની સામાજિક સ્થિતિ સુધારો. દક્ષિણી પાઘડી ને લાંબા
પાટલૂનમાં સજ્જ થયેલા ગૌરવર્ણા ગોખલેએ વિદ્યાર્થીઓથી ચિ
ભરેલા સભાખંડમા આવા સ્પષ્ટ મુદ્દાનું જે વિશુદ્ધ અને પ્રોત્સ
ભાષણ કર્યું હતું તે આજ સુધીમાં સાંભળેલાં સેંકડો ભાષણોમાં સ
નોખું તરી આવે છે.

તે કાળમાં કાલબાદેવી રોડ પર હિન્દ કો-ઓપરેટીવ સ્ટોર
ઉદ્ઘાટન પ્રસંગે એક જંગી સભા થઈ તેમાં હિન્દના ઉત્કૃષ્ટ
સુરેન્દ્રનાથ બેનરજીની સિંહગર્જના સાંભળી. મોર્લી – મિન્ટો સુ
વિષે લંડનની પાર્લામેન્ટ આગળ કોંગ્રેસનો પક્ષ રજૂ કરવાને તે વિ
યત ગયેલા. ત્યાંથી પાછા આવતાં તે મુંબઈ ઊતર્યા ત્યારે એ ભંડા
સંચાલકોએ તેમને ઝડપી લીધા. તેમની બુલંદ વાણી સાંભળીને હું
આનંદોત્સાહથી પુલકિત થયો. પ્રચંડ રશિયાની પશ્ચિમી સત્તાને પૂ
નવચેતનવંતા જાપાને થોડાં વરસ પર (૧૯૦૫માં) હરાવેલું તેનો દા
આપીને તેમણે જણાવ્યું કે હવે પૂર્વમાં સ્વતંત્રતાના સોનેરી સ
ઉગ્યા છે, અને એશિયાના બીજા દેશોની માફક હિન્દુસ્તાન
પરદેશી શાસકોને હઠાવીને સ્વરાજ મેળવશે.

---

૧. આ પણ સ્વદેશી ભંડાર હતો. પહેલો સ્વદેશી ભંડાર સન ૧૯
ડિસેમ્બર માસમાં બોરીબંદરની સામે ઊઘડેલો – તેનું ઉદ્ઘાટન દાદાભ
કલકત્તાની [illegible]

તે કાળની એક સર્વોત્કૃષ્ટ સભા દક્ષિણ આફ્રિકાના હિન્દીઓની હાડમારી વિષે પોકાર કરવાને ટાઉનહૉલમાં મળી હતી. પૂરા વિલાયતી વેશમાં આવેલા આગાખાન, પારસી ફેંટા અને લાંબા કોટમાં સજ્જ થયેલા ને ભરાવદાર થેલીઓ અને ચશ્માંની આરપાર ચમકતી આંખોથી શોભતા ફિરોઝશાહ મહેતા, દેશસેવાને જીવન અર્પણ કરનાર ગોખલે, દીનશા વાચ્છા ને દા૦ ભાલચંદ્ર, દક્ષિણ આફ્રિકાથી ખાસ આવેલા પોલાક અને શહેરના અનેક અગ્રેસરો—સર્વેને એ સભામાં એકત્ર જોવાનો અનન્ય લાભ મને મળ્યો. આવે પ્રસંગે આવા વિશાળ સભામંડપમાં પણ સગવડ ભરેલી જગ્યા સહેજે નહોતી મળતી. તેથી છ વાગ્યાની સભા માટે ચન્દ્રશંકર વગેરે મિત્રો સાથે હું બે–ત્રણ વાગે ખુરશી રોકીને બેઠો, તેથી પ્રસિદ્ધ વક્તાઓને નજીકથી નીરખવાને અને તેમનો શબ્દેશબ્દ સાંભળવાને હું ભાગ્યશાળી થયો.

આ સભા કંઈક વિવાદગ્રસ્ત વાતાવરણમાં મળી હતી. શહેરના અગ્રેસરોએ હિન્દની પ્રજાસમસ્તને સ્પર્શતા આ સવાલ પર સભા મેળવવા શેરીફને વિનંતિ કરેલી તેને તેણે રાજકીય ચર્ચાનો વિષય ગણીને નકારેલી. તેથી બરાબર છ વાગે ખીસાની ઘડીઆળ જોઈને ફિરોઝશાહ ઊભા થયા, ત્યારે તેમણે પહેલું જ વચન સુણાવ્યું: "હું મુંબઈનો શેરીફ નથી." આ ટકોર સાંભળીને સારી યે સભાએ તેમને તાળીઓના અવાજથી નવાજ્યા. પછી તેમણે સભાનો હેતુ સમજાવીને આગાખાનને પ્રમુખસ્થાન લેવા વિનંતિ કરી. પાંચ–સાત મિનિટના ટૂંકા ભાષણમાં આખા સવાલ ને પ્રસંગનો નિચોડ સચોટ ભાષામાં આપીને ફિરોઝશાહે સર્વેને મુગ્ધ કર્યા.

પછી જે ભાષણ થયાં તેમાં મહત્ત્વનાં બે હતાં: એક તો પોલાકનું અને બીજું ગોખલેનું. પોલાકને ગાંધીજીએ ખાસ મોકલેલા તેથી તેમણે આફ્રિકાના હિન્દીઓની સ્થિતિ વિષે સ્વાનુભવપૂર્ણ, વિગતવાર અને કડીબદ્ધ બોધદાયક વ્યાખ્યાન કર્યું. ગોખલેએ એક રાજપુરુષ તરીકે હિન્દીઓના હક ને માગણીઓના મુદ્દા એક પ્રાધ્યાપકની શૈલીથી તાર-

વાને તે વિષે હિન્દી સરકારની ગુન્હાઈત બેદરકારીની સખત ઝાટકણી કાઢી. ગાંધીજીને ભવ્ય અંજલિ આપતાં તેમણે કહ્યું: "મી. ગાંધીમાં એવું કંઈ સત્ત્વ છે કે જેમાંથી વીરો અને શહીદો સર્જાય છે."[૧] આ શબ્દો વરસો સુધી મારા મગજમાં રમી રહ્યા ને તેના પાયા પર મારા દિલમાં ગાંધી-ભક્તિનો પૂંજ પછીથી રચાયો.

બી.એ.ના અભ્યાસ દરમ્યાન અર્થશાસ્ત્રના વિષયમાં અમે જોન સ્ટુઅર્ટ મીલ, કાર્લ માર્ક્સ, કોમ્ટ વગેરે અર્થશાસ્ત્રીઓના સિદ્ધાંતોનો અભ્યાસ કરતા. આ સર્વેમાં મને મીલની વિચારસરણી ને ઉદાત્ત ભાવનાઓ બહુ ગમી ગયાં તેથી તેના તર્કશાસ્ત્ર અને અર્થશાસ્ત્રના મૂળગ્રંથો ખાસ મેળવીને તેનાં પાનાં હું ઉથલાવી ગયેલો. તેને વિષે ચર્ચા થતાં કોઈ મિત્રોએ તેની "આત્મકથા"[૧] "સ્વતંત્રતા"[૨] અને "સ્ત્રીઓની પરાધીનતા"[૩] વિષેનાં પુસ્તકો વાંચવાની ખાસ ભલામણ કરેલી. તેના પિતા જેમ્સ મીલે ઈસ્ટ ઈન્ડીઆ કંપનીની નોકરી કરતે કરતે "ભારતમાં અંગ્રેજી રાજ્યનો ઇતિહાસ" લખીને તેમાં અંગ્રેજી રાજનીતિની કડક સમીક્ષા કરેલી ને તેનો પુત્ર જોન મીલ કંપની સરકારની નોકરી કરતો હતો તે દરમ્યાન ૧૮૫૭નો બળવો થયેલો – આ બધું જાણવાથી તેનું બધું સાહિત્ય વાંચવાની ઉત્કંઠા જાગેલી. વળી, તેની વિચારધારાને જ અનુસરીને બ્રેડલો અને બેસંટ આગલા કાળમાં નાસ્તિકવાદી ને ઉદ્દામ સમાજવાદી બનેલાં તેથી તેનાં ટૂંકાં પ્રચારલક્ષી ને પ્રેરક પુસ્તકો વાંચવાને હું તલપાપડ થયેલો.

સન ૧૯૧૦ની આખરે બી. એ. ની પરીક્ષાની તૈયારી કરવાને નડિઆદ હું વાંચવા ગયો ત્યારે મીલનાં એ અભીષ્ટ પુસ્તકો મને મળ્યાં.

૧. 'Mr. Gandhi is made of the stuff of which heroes and martyrs are made.'
૨. Autobiography.
૩. Liberty.
૪. Subjection of Women.

તેથી આખો દિવસ પરીક્ષા માટે પાઠ્ય પુસ્તકો વાંચતો અને મોડી રાતે ઉજાગરો કરીને પણ મીલનાં પુસ્તકો હું અદમ્ય રસથી વાંચતો. તેની આત્મકથાની મારા મગજ પર ઘણી જ ઊંડી અસર થઇ. દરેક વિષયનો શાસ્ત્રીય ભૌતિક દૃષ્ટિથી તર્કશુદ્ધ વિચાર કરવાની તેમજ જૂની સામાજિક રૂઢિઓની સામે લડત ચલાવવાની પ્રેરણા મને એ પુસ્તકોમાંથી મળી.

આગળ બેસન્ટની આત્મકથા વાંચેલી. તેના ધાર્મિક લેખોના કરતાં તેના પૂર્વાશ્રમના લડાયક જીવનસંગ્રામ માટે હવે મને ઘણું વધારે માન થયું. તેના ગુરુ મીલનાં જ પુસ્તકો વાંચતાં નવી વિચારસરણી વધારે મજબૂત થઈ. તેથી ધર્મ અને શ્રદ્ધાનું પલ્લું એકંદરે ઘટયું; સ્વતંત્ર બુદ્ધિવાદનું અને વૈજ્ઞાનિક સમાજશાસ્ત્રનું પલ્લું વધારે ભારે થયું. પણ હજી મીલ – બ્રેડલોનો ભૌતિક બુદ્ધિવાદ મારા મગજમાં બીજ દશામાં જ હતો. તેથી શ્રદ્ધાળુ વિચાર ને રૂઢિગત આચાર ચાલુ રહ્યાં. ચન્દ્રશંકરે હંમેશાં બંને પરસ્પર વિરોધી લાગતા વિચારોનો સમન્વય કરવાની ટેવ પાડી હતી તે હજી કાયમ રહી. પણ જૂના વિચારપૂંજમાં નવી ભાવનાનું બીજ પડયું ને ઊગવા લાગ્યું. તેનો વિકાસ થતાં—માનસિક મંથન ને જીવનસંગ્રામ જામવાની ઘડીઓ ગણાવા લાગી.

## ૧૦. આત્મમંથન

બી. એ. ની પરીક્ષામાં મારી કૉલેજમાં પહેલા નંબરે હું પાસ થયો. નિયમ મુજબ માસિક રૂપિયા પચાસની "દક્ષિણા ફેલોશિપ" મને મળી. આગળ ભણવાની શરતે જ આ શિષ્યવૃત્તિ મળતી, તેથી મેં રસાયનશાસ્ત્રનો ચાલુ વિષય લઈને એમ. એ. નો અભ્યાસ કરવાનું નક્કી કર્યું. "ફેલો" તરીકે બી. એ. ના વિદ્યાર્થીઓને પ્રયોગશાળામાં દર અઠવાડિએ બેએક કલાક હું માર્ગદર્શન આપતો અને બાકીનો વખત મારો અભ્યાસ કરતો.

સાથે સાથે કાકા સાકરલાલની ખાસ સલાહથી વકીલ થવાને સારુ એલએલ. બી.ના વર્ગમાં સાંજે દોઢ–બે કલાક જવા માંડ્યું. એ વર્ગ એલ્ફીન્સ્ટન કૉલેજમાં ચાલતો. તેના ભવ્ય મકાનમાં રોજ કાયદાનાં ભાષણો સાંભળવાની અને પછી બૅંડ સ્ટેન્ડથી ચોપાટી સુધી દરિયા કિનારે મિત્રમંડળ સાથે હરવા ફરવાની બહુ મજા પડતી. કાયદાના અધ્યાપકો પૈકી બે બહુ જ ગમ્યા: એક બૅરિસ્ટર મુલ્લાં અને બીજા બૅરિસ્ટર જયકર. પૂરા પારસી લેબાસમાં સજ્જ થયેલા મુલ્લાં જન્મસિદ્ધ શિક્ષકની શૈલીથી પોતાના વિષયના બધા મુદ્દા સફાઈથી રજૂ કરતા; ઉપરાંત તેની છાપેલી નકલો દર વ્યાખ્યાન કરતાં પહેલાં વિદ્યાર્થીઓમાં મફત વહેંચતા. જયકર પૂરા અંગ્રેજી ટાઈ–કૉલર સજીને *હિન્દુઓના કાયદા વિષે અને તેના આધાર રૂપ સ્મૃતિઓ વિષે* અત્યંત વિદ્વત્તાપૂર્ણ વ્યાખ્યાનો પ્રેરક ને મીઠી જબાનમાં આપતા. વરસની

આખરે હું પહેલી એલએલ બી.ની અને ૧૯૧૨ની આખરે છેલ્લી પરીક્ષામાં સહેલાઈથી પાસ થયો. કાયદાનો અભ્યાસ કંઈ એકાગ્રપણે કર્યો નહિ તેથી તેની પરીક્ષામાં કંઈ ખાસ નામના મળી નહિ.

સન ૧૯૧૧થી કોલેજ તરફથી સારું વેતન મળતું ગયું. હજી મામાને ત્યાં જ રહેતો હોવાથી ઘર ચલાવવાની જવાબદારી માથે પડી નહોતી. પૈસાની કંઈ છૂટ થતાં મેં પહેલી જ વાર ચસમની કોરનાં ઝીણા ધોતીઆંનો અને કંઈક કિંમતી ગરમ કાપડનો શોખ કર્યો. દોરીવાળાં બૂટ અને સારી બેંગલોરી ટોપી પણ મેં પહેરવા માંડયાં. કોઇ વાર મિત્રો સાથે સિનેમા જોવા જતો. કોલેજ સુધી હજી હું ચાલતો જ જતો. સાંજે લૉ (કાયદાના) ક્લાસમાં જવાને ઘણી વાર હું ટ્રામમાં બેસતો, પણ પાછો ઘેર આવતાં દરિયાની સહેલ કરી ટ્રામના પૈસા બચાવતો. રાતે બાર વાગ્યા સુધી અભ્યાસની ને બહારની ચોપડીઓ હું વાંચ્યે જતો. એકંદર મારું જીવન ખરચાળ રહ્યું તો પણ નડિયાદની સાદાઈમાં મુંબઈગરા મોજશોખનાં કંઈક તત્ત્વો ભળતાં ગયાં.

સન ૧૯૧૧માં મારે નવી ને સર્વોત્કૃષ્ટ દોસ્તી મુંબઇના ગર્ભશ્રીમંત નવજુવાન શંકરલાલ બેંકર સાથે બંધાઈ. શંકરલાલ સાહિત્યનો ઐચ્છિક વિષય લઇને વિલ્સન કોલેજમાંથી બી. એ. પાસ થયેલા, પછી વિજ્ઞાન લઇ એમ. એ. પાસ થવા સારુ અમારી કોલેજમાં તે ભણતા. મેં પણ ફેલો થઈ તે જ વિષયનો અભ્યાસ ચાલુ રાખેલો, એટલે અમે પ્રયોગશાળામાં સ્વાભાવિક રીતે મળતા થયા. અગાઉ ગુર્જર સભામાં કવચિત મળતાં થયેલી ઓળખાણ હવે પાકી થઈ. થોડા જ વખતમાં વિશેષે ધાર્મિક ને સામાજિક વિષયની ચર્ચાઓ ખૂબ આવેશથી અમે કરવા માંડી. આવી વાતો કોલેજમાં પૂરી ન થતી તેથી અમે દરિયા કિનારે સાથે ફરવા જતા અને રવિવારે સવારે ગુર્જર સભામાં મળતા. હું તેમને ચર્ચામાં ભાગ લેવા અને ભાષણ આપવા બહુ સમજાવતો. પણ તે સૂચનાનો તે આગ્રહપૂર્વક ઇન્કાર કરતા. ઘણું ખરું સભાઈ

શરૂ થયા પછી તે ચૂપચાપ આવીને બેસી જતા અને મિત્રોના હડા-ગ્રહમાંથી છટકી જતા.

શંકરલાલે મુંબઈના ધાર્મિક અને સમાજ સુધારાના આંદોલન પર સરસ પ્રકાશ પાડ્યો. આગલા કાળમાં લોકમાનસમાંથી મૂર્તિપૂજાનું ભૂત કાઢવા માટે દર રવિવારે સાંજે પ્રાર્થના સમાજમાં લાલજીની મૂર્તિને દોરાથી લટકાવીને તેના પર ફટકા મારવામાં આવતા. આવા ઝનૂની પ્રચારના જમાનામાં ઊછરતાં, તે મૂર્તિપૂજાના ચુસ્ત વિરોધી થયેલા. તેમના પિતા ચોપાટી પર સારો બંગલો, થોડાં ઘર ને સારી મૂડી મૂકીને ગુજરી ગયેલા. તેમનાં માતુશ્રી અને કુટુંબીઓ જૂના સામાજિક રૂઢિ રિવાજમાં મગ્ન હતાં. પણ તે તો જૂની રૂઢિના કટ્ટર વિરોધી હતા અને પોતાના સિદ્ધાંતોને જીવનમાં આચરવાનો આગ્રહ રાખતા. તેમણે સંસ્કૃતને બદલે ફારસીનો અભ્યાસ કરેલો. સરસ્વતીચન્દ્રની દોઢડાહલી અને સંશયાત્મક મનોદશાની ટીકા ને મશ્કરી કરતા. પણ મણિલાલના 'ગુલાબસિંહ' પુસ્તક પર તે આફરીન હતા. તેમાં રમાના પત્રો તો તે ફરી ફરીને કવચિત મારી આગળ પણ વાંચી ફીદા થતા. નવા અંગ્રેજી કવિઓ શેલી ને કિટસના તે ગુણાનુરાગી હતા અને મીલ ને સ્પેન્સર જેવા બુદ્ધિવાદી લેખકોનાં પુસ્તકો શોખથી વાંચતા.

મીલનાં થોડાં પુસ્તકો મેં તાજેતરમાં ભાવપૂર્વક વાંચેલાં હોવાથી અને બીજાં તેમની પાસેથી લઈ વાંચતો હોવાથી અમારો પાટો એકદમ બેસી ગયો. ઉદ્દામ વિચાર ને અનુભવોની રસધાર હું તેમની પાસેથી પીતાં થાકતો જ નહિ. મારા રોજના સંસર્ગથી સળંગ વિચાર કરવાની, લખવાની અને ભાષણ આપવાની મારી શક્તિ પર તેમને શ્રદ્ધા બેઠી. ગુર્જર સભાના મિત્રમંડળમાં ચન્દ્રશંકર વગેરે મિત્રો ગોવર્ધનરામની જૂનવાણી વિચારસરણીના તેમને લાગતા. માત્ર માસ્તરનું સુધારાવાદી માનસ તેમને ગમતું. પણ તે પાકી વયના પરણેલા કુટુંબી ગૃહસ્થ હતા, તેથી મારા જેવા ઉદ્દામ વિચારના જુવાન સાથે તેમની સરસ જોડી જામી ગઈ.

મારા શ્રદ્ધાળુ માનસમાં મીલે નવા વિચારનાં બીજ રોપ્યાં હતાં, તે શંકરલાલની રોજિંદી દોસ્તીથી ને પ્રોત્સાહક ઉત્તેજનથી સપાટાબંધ ખીલવા માંડ્યાં. જૂના વેદાંતીઓને અનુસરીને મૂર્તિપૂજા કે જ્ઞાતિધર્મને, જૂના વિધિવિધાન ને રૂઢિઓને, તેના અંતર્ગત ગુણ માટે નહિ પણ પ્રાકૃત – સમાજના આચારવિચારને સ્થિર અને શુદ્ધ રાખવા માટે હું યોગ્ય ને જરૂરી ગણતો. હવે નવા જ્ઞાન ને વિચારણાને પરિણામે મને જણાયું કે આ વિધિ – રૂઢિઓ ધર્મના સિદ્ધાંતોનાં કલ્યાણકારક પ્રતીક રૂપ નથી રહ્યાં પણ સમાજના માનસને ભૂતકાલીન, પ્રત્યાઘાતી, અને વહેમી બનાવનાં અને સમાજમાં ભયંકર પાખંડ અને દુષ્ટાચાર પોષનાં. તેથી તેની સામે વિચાર અને આચારથી કદર જેહાદ ચલાવવાની દરેક પ્રામાણિક ને બુદ્ધિશાળી માણસની ફરજ મને સમજાઈ. ગોસાંઈજીના મંદિરના ભ્રષ્ટાચાર, માત્ર કોઈ વ્યક્તિના દુર્ગુણના જ નહિ પણ અંધશ્રદ્ધાના સામ્રાજ્યના સીધા પરિણામ રૂપ જણાયા. હવે જીવનના સર્વે ક્ષેત્રમાં બુદ્ધિહીન અંધશ્રદ્ધાની સામે લડત ચલાવવાની સર્વે વિચારવંત માણસની ફરજ સમજાઈ.

આવા વિચારો કરતાં અમે કંઈ નર્યા જડવાદી બન્યા નહોતા. તે જ વખતે અમે એમર્સન ને શેલીના[1] ગ્રંથો વાંચતા, તેમાં આલેખેલા આધ્યાત્મિક અને ગગનવિહારી વિશુદ્ધ ભાવો પર અમે વારી જતા. આ જગતના સ્રષ્ટા તરીકે સાકાર સગુણ ઈશ્વરનું અસ્તિત્વ અમે તર્કશુદ્ધ નહોતા ગણતા. છતાં પ્રત્યેક જીવાત્મામાં, અનંત પ્રેમ ને શક્તિનો અનુભવ કરવાની શક્યતા અમે પિછાનતા. માત્ર બાહ્ય જગતમાં અને ભૌતિક સૃષ્ટિમાં બધા નિર્ણય ભૌતિક, વાસ્તવિક, વૈજ્ઞાનિક, અને સામાજિક દૃષ્ટિથી જ કરવાનો અમે આગ્રહ રાખતા. સામાજિક નીતિ અનીતિનો વિચાર કોઈ પયગંબર કે ગ્રંથને આધારે નહિ પણ સમાજમાં વસતાં

---

1. શેલીનું Ode to Intellectual Beauty તેમને બહુ જ પસંદ હતું. તેની કેટલીક કડી તે મારી આગળ બહુ જ ભાવપૂર્વક વાંચતા. આ કાળમાં આ પુસ્તકોની મને તેમણે ભેટ કરેલી.

સ્ત્રીપુરુષોના વાસ્તવિક સુખને અનુલક્ષીને જ કરવો જોઇએ—સત્ય, શાંતિ, પ્રામાણિકતા વગેરે બધો સદાચાર સમગ્ર સમાજના હિતની દૃષ્ટિથી જ પાળવો જોઈએ—બાળલગ્ન કે ફરજિયાત વૈધવ્યની રૂઢિઓ સ્પષ્ટ રીતે સ્ત્રી સમાજના હિતને ઘાતક છે તેથી કોઈ સ્મૃતિકાર કે ધર્માચાર્યને નામે તે એક ઘડી પણ ટકાવવાં ન જોઈએ—સમગ્ર સમાજના હિત કે સ્વતંત્રતાને નુકસાન ન પહોંચે તેટલી સ્વતંત્રતા દરેક માણસ ભોગવે ને જ્યાં જુદા જુદા માણસ કે વર્ગનાં હિત પરસ્પર-વિરોધી હોય ત્યાં મોટામાં મોટી સંખ્યાનું વધુમાં વધુ હિત[1] સધાય તે રીતે જ સામાજિક, આર્થિક ને રાજકીય નીતિનિયમો ઘડવા જોઇએ—એવા સિદ્ધાંત અમે અપનાવ્યા હતા—વેદ કે સ્મૃતિથી સ્થાપિત સિદ્ધાંતોને આધારે નહિ પણ સાક્ષાત અનુભવને આધારે સાચું જ્ઞાન તારવો—આધ્યાત્મિક વિષયમાં આંતરિક અનુભવ મુજબ અને બાહ્યજીવનમાં વૈજ્ઞાનિક દૃષ્ટિથી આચરો—ભૂતકાલીન દેવદેવતા અને ગુરુ-ગ્રંથો પરથી નજર ઉઠાવી સામે સાક્ષાત જીવતા કરોડો માણસો પર મીટ માંડો—તેમનાં સાચાં સુખ ને સમૃદ્ધિની દૃષ્ટિથી જ વિચાર ને આચાર કરો—એ આદેશ અમે આપવા લાગ્યા.

દુનિયાને સુધારવા ઇચ્છનારે પોતે જાતે જ સુધરવાનું હોય છે. મારી બોલચાલમાં કે વિચાર-ચર્ચામાં જૂના ધાર્મિક સંસ્કાર વ્યક્ત થતાં જ શંકરલાલ ખડખડાટ હસીને કે મીઠો કટાક્ષ કરીને મને સુધારતા. પણ મારે માટે વિચાર કરતાં આચાર બદલવા વધારે મુશ્કેલ હતા. નડિયાદના આચારવિચારને વરેલા નાગર યુવાનને નવો પંથ કાપતાં કેટલાયે જૂનાં બંધનોને તોડવાં પડે અને કેટલાંય સગાં સહોદરનો વિરોધ વહોરવો પડે. છતાં મારી નવી વિચારસરણી દૃઢ થતાં હું કેટલાંક પગલાં

૧. "Greatest good of the greatest number." – આ સિદ્ધાંત મુજબ બધા સામાજિક અને આર્થિક સવાલોનું નિરાકરણ બેન્થામ ને મીલ જેવા બુદ્ધિવાદીઓ કરતા. તેમના કાળ પછી દુનિયામાં આ સિદ્ધાંત સર્વમાન્ય થયો છે.

નિશ્ચયપૂર્વક લેતો ગયો.

મુંબઈમાં નાગરોએ પારકા પાણીની તો છૂટ મૂકી હતી, પણ હોટેલોમાં ચા પીવાનો રિવાજ નહોતો. અચાનક અમદાવાદના પર્જન્યરાય મેઢ અમારી કૉલેજમાં ભણીને વિલાયત જવાના હતા, તે પ્રસંગે તેમને વિદાયમાન આપવાને અમારા જ વર્ગમાં ચા પાણીનો મેળાવડો ગોઠવાયો. વિદ્યાર્થીઓ તરફથી મેં સર્વેની શુભેચ્છા દર્શાવી, ને તેમણે અનુરૂપ જવાબ વાળ્યો. તે વખતે ઈરાનીની ચા પીરસાઈ તે મેં શોખથી પીધી બીજે જ દિવસે અમારી નાગર ચાલીઓમાં આ વાત ફેલાઈ. જેણે પૂછ્યું તેને મેં રોકડું પરખાવ્યું. ત્યારથી ઈરાનીની દુકાનોની મહેમાનગતિ હું ચાખતો થયો.

પારકું પાણી પીધા પછી જમણનોયે બાધ ક્યાં સુધી ટકે! કૉલેજની હોસ્ટેલમાં એક મિત્ર ચીમનરામ આચાર્યને ત્યાં ચા પીવા અને તેમનાં મધુર ગીત સાંભળવા તો હું ઘણી વાર જતો. હવે દક્ષિણી વિદ્યાર્થી મિત્રે મને જમવા બોલાવ્યો. પહેલાં તો ઘણી વાર ચોખ્ખી ના પાડેલી. પણ હવે તો જૂનાં બંધનો તોડવાને હું તલસતો હતો તેથી આ તક તરત મેં ઝડપી લીધી. પાછા મુંબઈના નાગરવાડામાં આ વાત ઊડી—પાછું લોકોએ પૂછ્યું તેમને ખરી વાત કહી દીધી. પછી તો શંકરલાલને ચોપાટીને બંગલે મેં જવા માંડ્યું અને નિરાંતે ભોજન લઈને મોડી રાત સુધી ચર્ચાઓ કરવા માંડી.

આગળ વધતાં ઘરમાં જ ધર્ષણ થવાનો પ્રસંગ આવ્યો. રજામાં નડિયાદ હતો ત્યારે એક દિવસ મેં ગાયત્રી-સંધ્યા બંધ કરવાનો પાકો નિર્ણય કર્યો. ન્હાઈને પાટલે બેઠા પછી સંધ્યા માટે મૂકેલો પાણીનો પ્યાલો ને તરભાણું મેં બાજુએ મૂકાને મણિભા પાસે જમણની થાળી માગી. શ્રદ્ધાળુ મણિભાને મારા આવા વર્તનથી બહુ જ રીસ ચઢી એ વેણ તે ગુસ્સામાં બોલ્યા, પણ બીજું શું કહે કે કરે! બિચારા કડવો કોળીઓ ગળી ગયા પણ હઠાગ્રહી આસ્તિક મટીને હું છેક

નાસ્તિક થયો તેથી અમારી વચ્ચે અંતર વધી ગયું, અમારા સંબંધમાં કાયમની ઠંડી આવી ગઈ.

રૂઢિનાં બંધન તોડવાને એ જ વરસમાં મેં એક નવું પગલું લીધું તેથી મારા કુટુંબમાં ને સારી ન્યાતમાં ભારે ઉલ્કાપાત મચી ગયો. વડીલોએ મારો વિવાહ ત્રિપાઠી કુટુંબની કન્યા સાથે કરેલો તે મેં ફરજ સમજીને માન્ય રાખેલો. પણ થોડાં વરસમાં તો મારા હૃદય ને બુદ્ધિ પર કંઈક નવા સંસ્કાર પડી ગયા. હું સ્ત્રી જાતિ તરફ બહુમાન ધરાવતો—કેટલીક સ્ત્રીઓને હુ માતા અને ભગિની તરીકે પૂજતો. પણ કુમુદ તરફ કંઈ જ ભાવ મારા દિલમાં જાગ્યો નહોતો. તેને દાસી ગણીને પરણવા હુ ચાહતો નહોતો. તેમ મારા વિચાર કે ભાવ સમજીને તે મારી સહચારિણી થઈ શકે એમ મને લાગ્યું નહિ. આવા સંયોગોમાં અમારા લગ્નથી અમે બન્ને દુઃખી જ થઈશું, એમ મહિનાઓની વિચારણા પછી મને ચોક્કસ લાગ્યું. છેવટે અનેક શાણા મિત્રોની સલાહ લઈને મેં તેના પિતા તનસુખરામને એક પત્ર લખીને આ સંબંધમાંથી બનેને છૂટા કરવાની વિનંતિ કરી. એ નિર્બળ શરીરની ને નરમ સ્વભાવની, સુશીલ ને રૂપવતી કન્યાનો કઈ જ દોષ મારા દિલમાં વસેલો નહિ– મેં સચવેલો પણ નહિ માત્ર સરકાર સ્વભાવ ને માનસના ગંભીર અંતરને જ દોષ દઈને આ વિવાહ – સબધ સમજપૂર્વક ફોક કરવા મેં તેના વડીલને આગ્રહ કરી.

કોઈ પણ સમજુ સમાજમા આવી નાની વયમાં જોડકાં જોડાય નહિ – ને ભૂલથી જોડાયાં હોય તો બન્ને પક્ષની પરસ્પર સમજથી તે સહેલાઈથી રદ થાય. પણ અમારી ન્યાતમાં વિવાહ તોડાય જ નહિ. એ રિવાજ બને પક્ષના વડીલોનાં અંતરમાં ઊંડો વસેલો. વળી ત્રિપાઠી કુટુંબ શ્રીમંત ને પ્રતિષ્ઠિત હતું, તેથી તેની આબરૂ પર મારા કાગળથી ડાઘ પડેલો જણાયો. ગમે તેમ હોય, મારી જાણ મુજબ મારો કાગળ જે દિવસે તનસુખરામને ઘેર પહોંચ્યો તે દિવસે રાંધ્યાં ધાન એમ ને એમ રહ્યાં. સર્વેને ભારે આઘાત લાગ્યો ને શોક પળાયો.

બીજી પાસ મારા શાણા કાગળની ખબર મણિબાને ને સાકરલાલને પડી, ત્યારે તે તો ગુસ્સાથી લાલપીળાં થઈ ગયાં. થોડા જ વખતમાં કાકાનો હુકમ મળતાં હું મણિબાની સાથે વસાઈ ગામે તેમને મળવા ગયો. આખી રાત તેમણે મને સમજાવ્યો, ધમકાવ્યો, મારું ઝાટકું કાઢ્યું. મારા ભણતર અને મુંબઈના મિત્રો વગેરે બધા પર તેમણે પિસ્તાળ પાડી. જવાબમાં મેં મારો મુદ્દો અનેક વાર નમ્રપણે જુદી જુદી રીતે રજૂ કર્યો. પણ તેમણે તે ધ્યાનમાં જ ન લીધો તો પછી તેમના મગજમાં તે કેમ ઊતરે ? છેવટે મારો કાગળ પાછો ખેંચી લેવાનું અને એ કન્યા સાથે લગ્ન કરવાનું મારી પાસે કબૂલ કરાવવામાં આવ્યું ત્યારે જ મારો પીછો છોડવામાં આવ્યો. વડીલોના ફરમાન મુજબ તરત જ મેં નવો કાગળ તનસુખરામને લખી મોકલ્યો.

આટલેથી આ પ્રકરણ પત્યું નહિ. સામા પક્ષે વાંધો લીધો કે બીજો કાગળ વડીલોના અત્યાગ્રહને વશ થઈને મેં મારી મરજી વિરુદ્ધ લખ્યો છે તેથી તેની કંઈ જ કિંમત નથી. પછી હું સાંતાક્રુઝ રહેતો હતો ત્યાં વયોવૃદ્ધ દાદા મને ખાસ સમજાવવા આવ્યા. મારી ખરી રાજીખુશીથી લગ્ન કરવામાં સંમતિ દર્શાવવા તે મને આગ્રહ કરવા લાગ્યા. આ તો મારે માટે હદ થઈ, મારા ઘરમાં કંકાસ થયો. મણિબાની આંખો આંસુથી છલકાઈ. પાડોશીઓ વિસામણમાં પડ્યા હું ધર્મસંકટમાં ભીંસાયો. છતાં તરત તો મેં નમતું ન આપ્યું.

પણ દાદા ગયા પછી મણિબાના કલ્પાંતની અવધિ આવી. તેમણે જ આ વિવાહ ગોઠવેલો તેથી તે મારી સામે ખૂબ અકળાયાં. તેમણે છેવટનું શસ્ત્ર ઉગામ્યું. એક દિવસ સવારે ઘર છોડી જવા તે તૈયાર થયાં. "ક્યાં જાઓ છો ?" એમ મેં પૂછ્યું તેના જવાબમાં તેમણે કહ્યું : "ફાવે ત્યાં, તારે મન તો હું મરી જ ગઈ છું!" આથી મને ફાળ પડી. મણિબા કૂવોહવાડો પૂરે એ વિચારથી હું છેક જ ગભરાઈ ગયો હું નમી પડ્યો. તેમની મરજી મુજબ કાગળ લખવાનું અને હસતે

ચહેરે લગ્ન કરવાનું મેં કબૂલ કર્યું. ત્રીજો કાગળ તનસુખરામને મળ્યો ત્યારે જ તેમને સંતોષ થયો.

આ દુઃખદાયક ચર્ચા દરમ્યાન મારા કુંટુંબની પરિસ્થિતિ બદલાઈ ગઈ. સન ૧૯૧_ ની આખરે નડિયાદમાં ભણીને રમણભાઈ મેટ્રિકની પરીક્ષામાં પાસ થયા. હવે તેમને પણ કોલેજમાં ભણાવવાને માટે મણિબાએ મુંબઈ આવીને અમારી બન્નેની સાથે રહેવાનું ઠરાવ્યું. ઉતાવળમાં શોધ કરતાં ગિરગામ રોડ પર મેજેસ્ટિક સિનેમાની બાજુ પર બે ઓરડીનો એક વાસ મેં ભાડે રાખ્યો. ત્રણ વરસે માસાનું ઘર છોડીને કુટુંબ સાથે નાની કોટડીમાં હું રહેવા ગયો.

જે ક્ષણે ઘર ચલાવવાનો બોજો મારે માથે પડયો, તે જ વખતે મેં એક અવિચારી પગલું ભર્યું. ઓચિંતું મને સૂઝયું કે વિજ્ઞાનના વધુ અભ્યાસમાં મને રસ નથી તેથી તત્ત્વજ્ઞાનનો વિષય લઈને એમ. એ. નો અભ્યાસ મારે કરવો. જેવો વિચાર કર્યો તેવો જ મારી કોલેજના વડાને મે લખી જણાવ્યો. પછી ખબર પડી કે જો મેં વિજ્ઞાનનો અભ્યાસ નામનો પણ ચાલુ રાખ્યો હોત તો બીજે વરસે પણ ફેલો તરીકે મારી એ જ શિષ્યવૃત્તિ ચાલુ રહેત. પણ મારો કાગળ મળતાં જ કોલેજના દફતરમાંથી મારુ નામ કાઢી નાંખવામાં આવ્યું પછી બહુ જ પસ્તાઈને વિજ્ઞાનનો અભ્યાસ ચાલુ રાખવાની માગણી મેં કરી પણ તે વ્યર્થ નીવડી.

આ સંયોગોમાં કાયદાના બીજા વરસના અભ્યાસ દરમ્યાન મારે કંઈક કમાવાની ફરજ પડી છાપાંની જાહેરખબરો જોઇને મેં ઠામઠામ દોડવા માંડયું. માંડવી ને ભાત બજારમાં કંઇક ઘરના દાદરા ચઢી ઊતરીને કંઈક શેઠ–શેઠાણીને ખાનગી શિક્ષકની નોકરી માટે હું મળી આવ્યો. કડવા મીઠા, ઠંડી બેફીકરાઈના કે વિવેક આવકારના કંઈક કંઈક બોલ મેં સાંભળ્યા. છેવટે કંઈ પત્તો ન લાગ્યો.

એક દિવસ 'મુંબઈ સમાચાર' પત્રમાં ભાષાંતર કરનાર ને હેવાલ

અમદાવાદમાં તે વખતે છમનભાઈ બી. એ. ના વર્ગમાં અભ્યાસ કરતા. પરીક્ષામાં પાસ થઈ તેમને સત્તેડે મુંબઈ રહી એલએલ.બી.નો અભ્યાસ કરવો હતો. તે માટે તેમણે સારું ઘર રાખવામાં મારી મદદ માગી. રમણુબહેન સાથે એ મુંબઈ આવશે એ જાણીને હું બહુ જ ખુશી થયો. એ પ્રેમલ યુગલ નજીક રહેવાના વિચારથી હું બહુ પ્રોત્સાહિત થઈને પાછો રવાના થયો.

બીજી વખત વડોદરાની સાહિત્ય પરિષદનો હેવાલ લેવા મને મોકલવામાં આવ્યો. અગાઉ ગુજરાત કૉલેજની ક્રિકેટની ટુકડી આનંદશંકરની આગેવાની નીચે વડોદરે મેચ રમવા ગયેલી ત્યારે હું સાથે જોવા ગયેલો. આ વખતે બધા પ્રતિનિધિઓની સાથે ગાયકવાડ સરકારનો મહેમાન બન્યો. કવિ ને નાટ્યકાર રણછોડભાઈ ઉદયરામના પ્રમુખપણા નીચે પરિષદ કૉલેજના વિશાળ હૉલમાં મળી. મહારાજા સયાજીરાવે પરિષદનું ઉદ્ઘાટન કર્યું. દીવાન મનુભાઈ,નરસિંહરાવ, બળવંતરાય ઠાકોર, રમણભાઈ નીલકંઠ, કેશવલાલ ધ્રુવ વગેરે ઘણા સાક્ષરો પરિષદમાં હાજર હતા. ત્યાં ડા૦ સુમન્ત ને શારદાબહેનને દૂરથી પહેલી જ વાર જોયાં, તેથી હું ઘણો ખુશી થયો. બંને ભર જુવાનીમાં અત્યંત સુંદર લાગ્યાં. દાક્તર તો આમતેમ ફરતા હતા ત્યારે કોઈએ ઓળખાવેલા. શારદાબહેન વ્યાસપીઠ પર જ બેઠેલાં તેથી તેમને વધારે સારી રીતે જોયેલાં. દાક્તરનું પ્રતાપી ઉદાત્ત ખમીર તે વખતે બરાબર પારખેલું નહિ. પણ શારદાબહેનની ઉત્સાહી મંગલમૂર્તિનો ત્યારથી જ હું ગુણપૂજક બન્યો. માત્ર તેમના પ્રત્યક્ષ મિલનનો લાભ તે વખતે મને ન મળ્યો તેનો અસતોષ રહી ગયો.

આ કાળમાં ગુર્જર સભામાં અને અમારા મિત્રમંડળમાં બીજો એક સિતારો ચમક્યો — કનૈયાલાલ મુનશી. તે વખતે તે એડવોકેટની પરીક્ષા માટે વાંચવામાં એકામ હતા. અમારી પાસે નવી મોરારજી ચાલમાં જ તે રહેતા. અમારી સભાની ખબર પડતાં તે એક રવિવારે



'ષડ્રિપુ' : ગુર્જરસભાના જુવાન અગ્રણીઓ
વિભાકર મણિયાર ઇન્દુલાલ માસ્તર મુનશી ચન્દ્રશંકર

આખા. ટૂંકા અને પાતળા શરીરમાં ચમકતી તેજસ્વી આંખો, ટૂંકી પાટલીદાર પાઘડી, વિશાળ કપાળ ઉપર ધસી આવતા વાળનું એક લટીઉં — આ બધું જોઈને સ્વાભિમાની અને બુદ્ધિશાળી વ્યક્તિત્વની છાપ તરત પડી. પણ જ્યારે ચર્ચા દરમ્યાન ધીમેથી ટેબલ પાસે ઊભા રહીને તેમણે જરાયે હાથ હલાવ્યા વિના કે આંખો ચમકાવ્યા સિવાય ધીમા સ્વરે ચમકદાર અંગ્રેજી ભાષાનો ધોધ વરસાવ્યો ત્યારે હું સ્તબ્ધ થઈ ગયો. તેમનામાં માસ્તરનું કુદરતી ગૌરવ કે પ્રેરક ઉત્સાહ નહોતાં. વિજાપુરકરના સ્વરના આરોહ અવરોહ કે જોરદાર હાવભાવ નહોતા. ચંદાવરકરની બન્ને પક્ષની સમતોલ વિચાર કરવાની દૃષ્ટિ નહોતી. પણ તેમની તીક્ષ્ણ ધારવાળી બુદ્ધિ, તેમની દલીલોની અસરકારક રજૂઆત, તેમની ભાષાનો પ્રાસાદિક પ્રવાહ અને નિશ્ચયાત્મક વ્યક્તિત્વ — આ નવાં તત્ત્વોની પહેલે જ સપાટે સર્વના ઉપર ઊંડી છાપ પડી. નિકટ સંપર્કમાં આવતાં તેમની અને શંકરલાલ વચ્ચે કેટલુંક સામ્ય જણાયું. નડિયાદીઓની સાક્ષરી ઢબની જૂની વિચારસરણી અને આડંબરી લેખનશૈલી પર બન્ને નવા મિત્રો સખત કટાક્ષ કરીને કે મુક્ત હાસ્ય વેરીને અમને ઘડીભર મૂગા કરી દેતા. પણ શંકરલાલ કટ્ટર સુધારાવાદી હતા ત્યારે મુનશી એકંદર સરદાર પક્ષમાં હતા. આર્ય સમાજના પક્ષપાતી બનીને મુનશી વેદ — ગીતાનાં અને પ્રાચીન આર્યોનાં ગુણગાન કરતા. પણ ઉત્તમ સમાજીઓની માનવસેવાની ઉત્કટ ભાવના તે થોડી જ દાખવતા. એકંદર પાવરધી બુદ્ધિના અવતાર રૂપ તે લાગ્યા. પણ તેમની બુદ્ધિ ને નિશ્ચયબળના પ્રમાણમાં તેમના દિલની ગતિ અજ્ઞાત જ રહી.

પ્રાર્થના સમાજની પ્રવૃત્તિમાં ફેરફાર થઈ ગયા. દર રવિવારના પ્રવચનકાર ચંદાવરકર ઘરડે ઘડપણ ઇન્દોર રાજ્યનું દીવાનપદું સ્વીકારીને રવાના થયા. તેમની વિદાય પ્રસંગે જાહેર સભામાં નવી પદવીના સ્વીકારની બધી જવાબદારી તેમનાં પત્ની પર ઢોળીને તેમણે સર્વેને હસાવેલા. પણ તેમના તરફ મારું માન તો હવે ઘટી ગયું. તે દિવસથી

જૂના માજી ન્યાયાધીશ અને માજી કૉંગ્રેસ પ્રમુખનો મુંબઈના જાહેર જીવનમાંથી અસ્ત થયો.

તે કાળ દરમ્યાન અર્થશાસ્ત્રની ઊંચી પદવી લઈને વિલાયતથી બે ગુજરાતી યુવાનો પાછા ફર્યા. બન્નેએ પ્રાર્થના સમાજમાં પહેલાં ભાષણ આપ્યાં. પ્રો૦ કે. ટી શાહ અને મનુ સૂબેદારે પોતાની વિદ્વત્તા અને પ્રતિભાનો પરચો મુંબઈની વિદ્યાર્થી આલમને આપ્યો. બન્નેએ ભરપૂર આંકડા ને હકીકતો ટાંકીને અને બીજા દેશો સાથે સરખામણી કરીને હિંદની નિકૃષ્ટ આર્થિક હાલતનું ઘેરું ચિત્ર દોર્યું. પણ પ્રો૦ શાહના હુંફાળા દિલનો રણકો તેમના ભાષણમાં વાગતો ત્યારે સૂબેદારના બોલમાં તેમની તેજસ્વી બુદ્ધિ શક્તિ જ પરખાતી. અસ્પૃશ્યોની અવદશા વિશે અગાઉ બોલતાં જે આવેશ તેમણે દાખવેલો તે હવે ઓસરી ગયેલો લાગ્યો. થોડા જ વખતમાં પ્રો૦ શાહે કૉલેજના વર્ગોમાં, વર્તમાનપત્રોમાં અને માહિતીપૂર્ણ પુસ્તકો દ્વારા પોતાની વિભૂતિનો લાભ દેશને આપવા માંડયો. ત્યારે સૂબેદાર દાયકાઓ સુધી મોટા વેપારમાં નિમગ્ન રહેવાથી જાહેર જીવનમાંથી અદૃશ્ય થઈ ગયા.

પ્રાર્થના સમાજની પાસે આવેલા માધવદાસ રઘુનાથદાસ[1] હૉલમાં સંસાર સુધારા મંડળની સભાઓ ભરાતી. શંકરલાલની પ્રેરણાથી એક દિવસ ત્યાં મર્હુમ તેલંગના પુત્રનું ભાષણ સાંભળવા હું ગયો. જૂના સુધારવાદી ભાજેકર પ્રમુખસ્થાને હતા. સભાનું શીતળ વાતાવરણ જોતાં

૧. આ ગૃહસ્થે સન ૧૮૭૧માં ૪૧ વરસની વયે વિધુર થતાં રાસ્ત ગોફતાર પત્રમાં વિધવા સાથે વિવાહ કરવાની જાહેરખબર પ્રકટ કરી. તેમની ઓળખીતી જુવાન વિધવા ધનકોર તેમને પરણવા તૈયાર થઈ. સુધારકોએ આ પહેલો વિધવાવિવાહ યોજીને મોટી નામના મેળવી. માધવદાસે જીવનભર વિધવાવિવાહનો પ્રચાર કરવાને પુષ્કળ પ્રયત્ન કરેલો અને તેમણે ગિરગામ પરના પોતાના બંગલાનું નામ 'વિધવાવિવાહ હૉલ' રાખેલું. અનેક વિધવાઓનાં લગ્નના મૂંગા સાક્ષી બનીને આ હૉલે પોતાનું નામ સાર્થક કર્યું છે.—જુઓ નવલરામ ત્રિવેદી કૃત સમાજ સુધારાનું રેખાદર્શન, પાન ७४–७८.

જ સુધારાનો જૂનો જુસ્સો શમી ગયેલો લાગ્યો. તેલંગનું ભાષણ ટાઢું હીમ જેવું લાગ્યું. ભાષણ ચાલતું હતું ત્યારથી જ શંકરલાલે મને ચર્ચામાં ઝુકાવવા અને સુધારા માટે જોરદાર દલીલ કરવા પાનો ચઢાવવા માંડયો. બધું જોતાં ને સાંભળતાં મને કંઈ પ્રેરણા થતી નહોતી. છતાં શંકરલાલ છૂટ્યા અને ભાંડેકરે જ્યારે શિષ્ટાચાર મુજબ ચર્ચા ખુલ્લી મૂકી ત્યારે હું એકદમ ઊભો થયો અને દશેક મિનિટ સુધી ધ્રૂજતા અવાજે અને આવેશમય વાણીમાં સુધારાને સફળ બનાવવાને વધારે સક્રિય અને જોશીલાં પગલાં ભરવાનો મેં આગ્રહ કર્યો.

જાહેર પ્રજા આગળ ભાષણ કરવાની શરૂઆત પણ આ અરસામાં જ મેં કરી. ચન્દ્રશંકરની સાથે 'સર્વન્ટસ ઓફ ઈન્ડીઆ સોસાયટી'ના –હિંદ સેવક સમાજના કાંદાવાડીના જૂના મકાનમાં હું કોઈક વાર જતો. હોળીના દિવસમા બોલાતા અપશબ્દો બંધ કરવાની જૂના સમાજ સુધારકોની નેમ હતી. તે પાર પાડવાને સન ૧૯૧૧ની હોળીને પ્રસંગે એ સમાજના આગેવાન ડૉ કે. દેવધર અને એન. એમ. જોશીએ સુધારકો, આર્યસમાજીઓ અને બીજા સાથીઓના સહકારથી 'હોળિકા સંમેલન કમિટી "ની રચના કરી. બીજા મિત્રોની સાથે હું તેમાં જોડાયો. હોળીના દિવસોમાં ભૂલેશ્વર અને કુંભાર ટુકડામા લત્તામાં વ્યાસપીઠ રચાયાં અને રાતે વિવિધ વક્તાઓનાં ભાષણ ગોઠવાયાં. સ્વામી નિત્યાનંદ અને પરશુભાઈ શર્મા, ચંદ્રશંકર ને માસ્તર વગેરે મિત્રોની સાથે હું પણ દશ વીશ મિનિટ ત્રેણ વાર બોલી ગયો. કોઈ લોકો બેસે, કોઈ ચાલતા થાય અને બીજા આવીને ઊભા રહે—આવી ખુલ્લી જાહેર સભામાં બોલવાનો મારો આ પહેલો જ અનુભવ હતો. શ્રોતાઓ સાથે મારો તાલ બેઠો નહિ. પણ પ્રસગને અનુરૂપ કડીબદ્ધ ભાષણ પહેલી જ વાર કરીને મેં સંતોષ માન્યો.

આ કામસર હિન્દ સેવક સમાજના કાર્યાલયમાં જતાં આવતાં તેના પ્રણેતાઓના ઊંડા સંસ્કાર મારા અંતરમાં પડતા ગયા. તે સર્વે બી.એ. જેવી ઊંચી પરીક્ષા પાસ થયેલા અને પછી કમાણી કરવાનો

લોભ છોડીને તેમણે દેશસેવાનું જીવનવ્રત લીધેલું. સમાજ રૂા. ૪૦–૫૦ને જે દરમાયો આપે તેના પર જ તેમને કુટુંબનો નિર્વાહ કરવાનો રહેતો. બહારથી બીજી કંઈ કમાણી કરવાની બંદી હતી. રાજકીય સંન્યાસીઓની જે કલ્પના મેં અમદાવાદમાં રચી હતી તે આ દેશસેવકોમાં મૂર્તિમંત થયેલી જોઈ. હું પણ બી.એ. પાસ થયો હતો ને વૈરાગી હતો. તો મારે આ સમાજમાં કેમ ન જોડાવું?—આ સવાલ હું મારી જાતને પૂછવા લાગ્યો.

સન ૧૯૧૧ની આખરમાં પહેલી વાર હું શંકરલાલની સાથે માસ્તરને ઘેર ગયો. તે વખતે હાજીભાઈ લાલજીભાઈની કંપનીમાં દોઢસો રૂપિયાના પગારે માસ્તર નોકરી કરતા ને દાદીશેઠ અગિયારી લેનમાં જેદા નારણના માળામાં રહેતા. એ માળાને ભોંયતળીએ ધોળે દિવસે પણ અંધારું જ રહેતું. અમે જેમ તેમ સીડી શોધીને ઉપર ચઢયા. બીજે માળે વચલી રવેશની બન્ને બાજુએ માસ્તરની એક એક ઓરડી હતી. તારાબહેન ઘણે મહિને પિતા દા૦ ખાંડવાળાને ઘેરથી બાળ ચન્દ્રકાન્તને લઈને તરતનાં જ આવેલાં. આવા શુભ પ્રસંગે તેમનાં દર્શન કરવા ને તેમનું સ્વાગત ચાખવા અમે બન્ને સ્નેહભૂખ્યા જુવાનો ગયેલા. મિત્રો આવે ત્યારે પડદા પાછળ ભરાઈ જવાને બદલે કુદરતી માનવતાથી સર્વેનું સ્વાગત કરવાની ટેવ ડાકટરની પુત્રીઓને પડેલી હતી. તેથી તારાબહેન અનેરા સમાન ભાવથી મિત્રો સાથે હળતાં મળતાં-તેથી જ અમે માસ્તરની ગેરહાજરીમાં તારાબહેનને મળવા ગયા.

સ્ત્રીઓના શિક્ષણ અને સમાનતાનો પહેલો સાક્ષાત્કાર મને તારાબહેને કરાવ્યો. મુંબઈની બોર્ડિંગમાં ભણેલા માસ્તર અને પ્રાર્થના સમાજી પિતાને ઘેર ઊછરેલાં તારાબહેને ધર્મમંદિરમાં કે ઘરના દેરાસરમાં દેવદેવીઓની દર્શન – પૂજા કરેલી નહિ – કોઈ ન્યાતજાતના ધર્મવિધિમાં કે રૂઢિરિવાજમાં તે ભળેલાં નહિ. જે ભૂતકાલીન ધાર્મિક સંસ્કારોથી મારું જીવન આરંભથી જ રંગાયેલું હતું તેનાથી અન્ને અલિપ્ત અને અસ્પર્શ્ય રહ્યાં હતાં. તેથી દાક્તરના ઘરમાં તારાબહેન

છોકરાઓની માફક ભણ્યાં – છોકરાઓની સાથે પૂરી સ્વતંત્રતાના અને સમાનતાના વાતાવરણમાં ઊછર્યાં. પુરુષવર્ગની માફક તે જાહેર સભામાં ને મેળાવડામાં જતાં. કોઈ વડીલોના શાસનથી નહિ પણ સ્વયંભૂ પ્રેરણાથી જ માસ્તર સાથે તે પરણ્યાં ઘરરખુ ગૃહિણીને છાજે એવી વ્યવહારકુશળતાથી તે ઘર ચલાવતાં, પોતાનાં નાનાં ભાંડુઓને માતૃભાવથી ઉછેરતાં ને જાહેર પ્રવૃત્તિમાં બનતો ભાગ લેતાં. 'અન્યોન્ય કેરી ન્યૂનતા પૂરે અનુગુણ દંપતી" – એ ભાવના આ જોડીમાં મને પ્રત્યક્ષ થતી લાગી ને તેથી હું તેના પર અંતરના ઉમળકાથી વારી ગયો.

અમે ઘેર પહોંચ્યા ત્યારે તારાબ્હેન રસોડામાં બેસીને અમારા સ્વાગતની તૈયારી કરતાં હતાં. અમને જોતાં જ તેમણે બેઉ બેઉ જ વિશાળ આંખો ચગાવીને મીઠું સ્મિત કરીને અમને આવકાર્યા. તેમને નમન કરીને અમે પાસે હીંચકા પર બેઠા. તારાબ્હેનનુ શરીર જરા નબળું પડ્યું હતુ, પણ તેમના વદનની મીઠાશ, ખટમીઠી બોલીની મોહિની, મજાકમશ્કરીની લહેજત અને હૂફાળો સ્નેહભાવ – એવાં ને એવાં જ હતાં. કલાકેક અમે કુટુંબની ને બહારની કંઈ કંઈ વાતો કરી, નાસ્તો કર્યો અને ખૂબ હસીને વિનોદ કર્યો. તદ્દન સાદી ઓરડી ને સાદો ઉપહાર. નહિ સ્પ્રીંગવાળા સોફા કે ટેબલ – નહિ કંઈ ફૂલ કે શણગાર. થોડાં અઠવાડીઆં પર માતૃત્વને પામેલાં તારાબ્હેનના માતૃપ્રેમ પર અમે બન્ને જુવાનો મુગ્ધ થઈને અને અમારા દિલનો કેટલોય ભાર હળવો કરીને આનંદથી પ્રફુલ્લ વદને ઘેર ગયા.

બીજે વરસે શંકરલાલ આગળ ભણવાને બેંગલોર ને પછી ઇંગ્લૅન્ડ ગયા. પછી માસ્તર દંપતી સાંટાક્રુઝમાં મારા જ બંગલામાં ચંદ્રશંકરની જગ્યાએ રહેવા આવ્યાં. માસ્તરને તો જોયા ત્યારથી એક માર્ગદર્શક મિત્ર તરીકે અપનાવ્યા જ હતા. હવે તારાબ્હેન પાડોશી થયાં ત્યારથી સગાં બ્હેન બની ગયાં અને તેમનાં ભાઈબ્હેનો સારાં કુટુંબી બન્યાં. બેંતાલીશ વરસ પછી પણ એ મીઠા સંબંધ કાયમ છે એ જોઈને હું રાચું છું

## ૧૧. દેશસેવાનું જીવનવ્રત

કાયદાની પરીક્ષા પસાર કરીને સન ૧૯૧૩ના આરંભમાં મુંબઈમાં જ વકીલાત કરવાનું મેં નક્કી કર્યું. તેથી સાન્ટાક્રુઝ છોડીને મુંબઈમાં રહેવાની મને જરૂર લાગી. છમનભાઈ માટે પણ ઓરડી શોધવાની જ હતી. સદ્‌ભાગ્યે ગિરગામ ટ્રામ જંક્શનની પાસે, સરીઆમ રસ્તા પર છતાં સહેજ ભીતરમાં, પહેલે અને ત્રીજે માળે બે વાસ મળી ગયા તે મેં તરત રાખી લીધા. છમનભાઈ દંપતી તરફ સવિશેષ ભાવને લીધે તેમને વધારે હવા અજવાળાવાળી ઉપરની ઓરડી મેં આપી ને નીચેની મેં રાખી. સાંટાક્રુઝથી સામાન લાવીને મણિબા અને રમણભાઈ સાથે હું ત્યાં પહેલો રહેવા ગયો. પછી રમણબહેન અને તેમના પતિનું સ્વાગત કરીને તેમને ઘર માંડવામાં મદદ કરી.

એલએલ. બી.ની ડીગ્રી મળે ત્યાર પછી જ રીતસર વકીલાત શરૂ થઈ શકે. મારા પિત્રાઈ કાકા ભાનુશંકર યાજ્ઞિક તે વખતે મઝગામની પોલિસ કોરટમાં દુભાષિયાના હોદ્દા પર હતા, તેમની સલાહથી મેં થોડો થોડો વખત તે કોરટનું કામ જોવામાં ગાળવા માંડ્યો. બીજી પાસ છમનભાઈને કાયદાના વર્ગમાં છેક સાંજે જ બે કલાક જવાનું હતું, તેથી દિવસનો થોડો ઘણો વખત તેમને સજોડે મુંબઈ શહેરનાં જાણીનાં સ્થાનકો ને બગીચા દેખાડવામાં ને તેમની સાથે પાલવા બંદરથી ચોપાટી સુધી ફરવામાં હું ગાળતો. સાંજે રમણબહેન એકલાં હોય ત્યારે

તેમની સાથે કોઈ વાર ફરવા જતો ને દરિયા કિનારે છમનભાઈને મળીને સાથે અમે ઘેર આવતાં. રાતે કોઈ વાર તેમની સાથે નાટક–સિનેમા જોવા જતો તો કોઈવાર તેમને ઘેર સ્નેહની તાપણીએ તાપવા બેસતો. આવા રોજિંદા સમાગમથી તેમનું નિર્બંધ સહજીવન જોઈને અને તેમનો ભરપૂર મિત્રભાવ ભોગવીને હું ખૂબ જ પ્રફુલ્લ રહેતો.

હવે રમણબહેનનાં કંઈ નવાં રૂપગુણ મારા દિલમાં વસવા લાગ્યાં. પહેલાં મસ્તાન કુમારિકા તરીકે તે મોજીલાં અને મનસ્વી શિષ્ય હતાં. વચગાળામાં શ્વશુરગૃહની નવોઢા ગૃહિણી તરીકે મારાં વહાલસોયાં ભગિની બન્યાં. હવે મુંબઈમાં તેમનું સ્ત્રીત્વ વિકસતાં તેમનામાં સુંદર માતૃભાવનાં દર્શન મને થવા લાગ્યાં. કેવી આસાનીથી અને આનંદથી તે રસોઈ અને ઘરકામ આટોપતાં, તેમનું ઘર કેવું સ્વચ્છ અને સુઘડ રાખતાં, અતિથીઓનો કેવો ભાવિક સત્કાર કરતાં, કંઈક અડચણોને પ્રસંગે મારાં માતાજી અને કુટુંબની કેવી આનંદોત્સાહથી સેવા કરતાં, ને તેમના પતિની બધીયે સેવા કેવા હુંફાળા પ્રેમથી કરતાં – આ બધું જોતાં હું રસના ઘૂટડા પીતો. છતાં અનુકૂળ પ્રસંગે બહાર ફરવામાં અને બધું જોવા જાણવામાં અને અલકમલકની વાતો કરવામાં તે કેવી મોજ માણતાં અને બીજા સાથીઓને કેવો આનંદ આપતાં! તેમના મનોહર વદન પર માતૃહૃદયના કોમળ ભાવ વિલસતા જોઈને હું રાચતો – ભાવિ માતાને મારું હૃદય નમ્રભાવથી નમતું અને તેમના પ્રેમાળ હૃદયમાં નાનકડું સ્થાન મેળવીને હું ભાગ્યશાળી બનતો.

આવા નિત્ય જીવનની ઘટમાળ સ્થિર થતાં કંઈક બુદ્ધિયુક્ત દૃષ્ટિથી રમણબહેનની જીવનલીલા હું નીરખવા લાગ્યો. તેમની ઊભરાતી જીવનશક્તિ માટે મને માન થતું, તેની સાથે તેમના વિકાસની અચૂક મર્યાદાનું પણ મને ભાન થતું. પૂરું ગુજરાતી પણ તે ભણી શકેલાં નહિ તેથી બહુ વાંચવાનો શોખ ખીલેલો નહિ. હાઈસ્કૂલે તો તે ગયેલાં જ નહિ તેથી તેમની બુદ્ધિ કુદરતી રીતે અણવિકસિત રહેલી. અમદાવાદમાં કોઈ સભા કે મેળાવડામાં તેમને જવાની ટેવ નહિ તે મુંબઈમાં શી રીતે

પડે ! પડોશમાં એવી કોઈ બાઈ નહિ કે જે તેમને બહારની પ્રવૃત્તિમાં ખેંચી જાય. સાંજે તો ઘણુંખરું મામા ઉત્તમલાલને ઘેર જ જઈને તે સેવા ને ગમ્મત કરતાં. પછીના વરસમાં અમે બન્નેએ ઘર બદલ્યાં ત્યારે દૈનિક સંબંધ ઓછો થતાં તેમને વિષે મારી માન્યતા વધારે સ્પષ્ટ ને દૃઢ થઈ. તેથી એક અજાણ બહેનના પત્રના રૂપમાં "સુંદરી-સુબોધ" માસિકમાં લેખ પ્રગટ કરીને મેં મારા દિલની વરાળ કાઢી. તરત જ છમનભાઈની હાજરીમાં એ લેખ મેં તેમને સ્હાઈને વંચાવ્યો ત્યારે તેનો મર્મ તે સહેજે સમજી ગયાં. ત્યારે પણ તેમનું ઘર મારા દિલનો વિસામો હતું. સન ૧૯૧૪ની આખરે છમનભાઈએ મુંબઈ છોડયુ ત્યાર પછી જ તે દંપતીના મીઠા સંબંધની ખોટ મને સાલતી રહી.

સન ૧૯૧૩ના ફેબ્રુઆરી માસમાં મુંબઈ યુનિવર્સિટીનો પદવીદાનનો સમારંભ થયો કે તરત એલએલ. બી.ની છાપેલી ડીગ્રી મને મળી ગઈ. મુંબઈમાં વકીલાત કરવા સારુ હાઈકોર્ટની સનદ પણ મેળવવી પડે, ને તે માટે જે પાંચસો રૂપિયા મારે ભરવા પડે તે મારી પાસે નહોતા. સદ્ભાગ્યે નનસુખરામે ઘણી જ ઉદારતા દાખવીને એ રકમ આપી તેથી હાઈકોરટની સનદ હું મેળવી શક્યો. વળી વકીલના ધંધાને અનુરૂપ કપડાં પહેરવાં જોઈએ, તેથી હવે પાટલૂન ને લાંબો કાળો કોટ તૈયાર કર્યા. માથે ટોપી ન ચાલે તેથી ભારે અમદાવાદી પાઘડી[1] મેં ક્રમને પહેરવાનું શરૂ કર્યું. આવા નવા લેબાસમાં સજ્જ થઈને જાણે નવી શિક્ષણ સંસ્થામાં ભણવા ના ઉમળકાથી રોજ ટ્રામમાં બેસીને હું મઝગામની પોલિસ કોરટનાં પગથિયાં ગણવા લાગ્યો.

એ મકાનના દરવાજામાં દાખલ થતાં ચોગાનમાં સાધારણ કે કંગાલ કપડાં પહેરેલા માણસોનાં નાનાં નાનાં ટોળાં દેખાતાં. હું સીધો વકીલોની સુખસગવડવાળી ઓરડીમાં જઈને બેસતો, ને ચોપદારનો

1. આ પાઘડીને સુરતી ને મુંબઈગરા મિત્રો ખડખડ્યું કહેતા, પણ નડિઆદના સંસ્કારને વશ થઈને મેં આ બારેસલ પાઘડી કચેરીમાં પહેરવા માંડી.

પોકાર સાંભળતાં ભાનુશંકરની ચોથા મેજિસ્ટ્રેટની કોરટમાં હાજર થતો. બપોરની રજા પડતી ત્યારે હું તેમની સાથે ઘરનો નાસ્તો આરોગતો, વકીલોની ઓરડીમાં ચા પીતો, પછીથી ભારે કેસની સુનાવણી જે કોરટમાં હોય તેમાં થોડી વાર બેસતો, અને સાંજે કોરટના સાંભળેલા કિસ્સા પર વિચાર કરતો ઘેર જતો. આખો દિવસ બને તેટલો રોફ મારીને ફરતો અને વાતો કરતો, પણ કોઈ અસીલ મારા તરફ ખેંચાતો નહિ, ને ખીસામાં ફદીઉં પડતું નહિ.

તપાસ કરતાં માલમ પડયું કે અહીં તો કારકુનના સ્વાંગમાં ફરતા કજીઆ દલાલને રોકવાથી જ કેસ મળે. મેલાં કપડાંવાળો એક જુવાનીઓ સહેજમાં મળી ગયો. તેણે દર કેસ પર ચાળીશ ટકાની ને માસિક વીસેક રૂપિયાના પગારની માગણી કરી તે મેં કવશે સ્વીકારી. કાયદા મુજબ તો આવા માણસને દલાલી આપવી એ ગુનો ગણાય. પણ બધા જ વકીલો કાયદાનો ભંગ કરીને જ કાયદાના રક્ષકનો ધધો કરતા હોય ત્યાં મારાથી બીજું શું થાય?

આ ધોરણે પહેલાં તો મને મારામારીના કેસ મળ્યા. ગરીબ લોકોની ગંદી ચાલીઓમાં કંઈક દિલાસો મેળવવાને કોઈ લોકો સાંજ પડે દારૂ પીએ અને પછી નિશામાં ગાંડા થઈને લડે, મારામારી કરે અને સામસામી ફરિયાદો માંડે. આવા કેસમાં ફરિયાદી કે આરોપી મને પાંચ રૂપિયા આપે તેમાંથી બે રૂપિયા મારા કારકુનને આપીને હું કામ ચલાવતો. કેસની સુનાવણી શરૂ થતાં એની વાત નીકળે – બન્ને કહે કે મને સામાએ માર્યો અને હું નિર્દોષ છું. કોઈને સખ્ત વાગ્યું હોય તો સામાને કંઈક સજા થાય, બાકી નાનાં ચાઠાં કે સોળ ખરાં કે ખોટાં બન્ને દેખાડે. ન્યાયાધીશ ઘણુંખરું બન્નેના કેસ ખોટા ગણી કાઢી નાંખતા – કવચિત કોઈને કંઈક હળવી સજા કરતા.

નવાઈની વાત એ હતી કે મેજિસ્ટ્રેટ, વકીલો અને અસીલો બધા જ મરાઠી જાણતા હોવા છતાં અમે બધા અંગ્રેજીમાં સવાલ પૂછતા ને

કેસ ચલાવતા. મેજિસ્ટ્રેટ ચુકાદો અંગ્રેજીમાં આપતા ને બધા બોલ કે લખાણના તરજુમા અંગ્રેજીમાંથી મરાઠીમાં ને મરાઠીમાંથી અંગ્રેજીમાં થતા. પણ અહીંયાં વકીલોના વેશ અને બધી બોલચાલ કૃત્રિમ, મેજિસ્ટ્રેટના વિલાયતી ભપકાદાર ઠોળદમામ કૃત્રિમ, કજીઆ દલાલો પેટ ભરવાને કેસ ઊભા કરે તે કૃત્રિમ, અસીલોની વાતો અને વકીલોની દલીલો મોટે ભાગે કૃત્રિમ – બધું જ કૃત્રિમ હોય ત્યાં ભાષા પણ કૃત્રિમ હોય તેમાં શી નવાઈ?

મને થોડો વખત બધું નવું નવું લાગ્યું ત્યાં સુધી કંઈક મજા પડી. પણ થોડા વખતમાં બધાય બનાવટી નાટકની પાછળ મુંબઈની અંધારી કોટડીઓમાં ખદબદતા ગરીબ કામદારો અને ગરીબોની કારમી કંગાલિયત, દારૂની લત, જુગાર ને આંકફરકના અખાડા, સ્ત્રીઓનાં લીલામ અને અધોગતિ – આ હૃદયભેદક ઘટનાઓ દેખાવા લાગી. કોઈ વખત ભયંકર ઘરફોડ ચોરી કે ખૂનના, વ્યભિચાર ને સ્ત્રી હરણના કિસ્સા વિગતવાર હું સાંભળતો ત્યારે મારું કાળજું વલોવાઈ જતું. સમાજશિક્ષણની શાળા તરીકે આ કોરટ થોડા મહિના ગમી – દુઃખેસુખે વરસ તો ત્યાં પૂરું કર્યું. પણ પૈસાની પૂરી પ્રાપ્તિ ન થઈ – તે થવાનો કંઈ સંભવ ન દેખાયો, તેથી આ કોરટ છોડીને બોરીબંદર પાસે આવેલી બીજી ફોજદારી અદાલતમાં નસીબ અજમાવવાનો મેં વિચાર કર્યો.

તેવામાં જ વળી મોરારજીની જે ચાલમાં મુનશી રહેતા હતા તેમાં તેમના જ માળ પર સારા હવા ઉજાસવાળી બે ઓરડી મળી ગઈ તેમાં હું રહેવા ગયો. બાજુ પર ત્રણ ઓરડીઓમાં રહીને મુનશી હાઈકોરટમાં વકીલાત કરતા. વળી તે જ માળ પર રણજીતરામ મહેતા રહેતા તે સર પ્રભાશંકર પટ્ટણીના રહસ્યમંત્રીનું કામ કરતા. ઉત્તમલાલ પણ સાંટાક્રુઝ છોડીને આ મકાનમાં પહેલે માળ રહેતા. બીજી ચાલીઓમાં મામા, ચન્દ્રશંકર વગેરે સંબંધીઓ તો રહેતા જ હતા. આમ ફરી વાર અંતરમના વિદ્વાનો અને લેખકોના નિત્ય સમાગમમાં રહેવાનું મને ગમી ગયું.

નવું ઘર રાખ્યું, તેમ વકીલાત રીનસર કરવાને માટે એક ઓફિસ રાખવાની પણ જરૂર જણાઈ. કંઈક ખબર પડતાં જુવાન વકીલ બાલ ગંગાધર ખેરનો[1] તેમની પ્રિન્સેસ સ્ટ્રીટની ઓફિસે મળ્યો અને ભાડુ નક્કી કરીને તેમની સાથે ભાગીદારીમાં મેં તેમની ઓફિસ રાખી. ખેર તે વખતે સોલિસિટરની પરીક્ષા માટે વાંચતા અને હાઈકોર્ટના અંધ ન્યાયધીશ બીમનને ઘેર વાંચવાનું કામ પણ કરતા. તેથી ઓફિસમાં તે થોડું જ બેસતા. ક્વચિત નોટીસો લખતા અને કોર્ટમાં ક્વચિત કંઈક કામે જતા. આમ સ્મોલ કોઝ કોર્ટ ને કોર્ટની ફોજદારી અદાલત પાસે સરસ ઓફિસ મેળવવાને હુ ભાગ્યશાળી થયો.

કિલ્લાની અદાલતનું ચોગાન પ્રમાણમાં સાંકડું લાગ્યું, ત્યારે ન્યાયાધીશની અદાલતો મઝગામ કરતાં મોટી હતી. અહીં ખરી મજા તો મોટા ફોજદારી વકીલોને મળવાની પડી. કાનૂગા અને બાલુભાઈ, નરીમાન ને વીકાજી–એ બધા ભારે કેસ લઈ સરસ કમાણી કરતા ને બહુ જ રૂઆબદાર કપડાં ને ચકચકતાં બૂટ પહેરીને અસીલો પર છાપ પાડતા. કાનૂગા અને બાલુભાઈ લાંબો કોટ અને દેશી પાઘડી પહેરતા ત્યારે નરીમાન ને વીકાજી નખથી શીખ સુધી કોલર–ટાઈ–હેટ પહેરીને છોટા સાહેબ બની જતા. અદાલતમાં બેસતો ત્યારે સ્ત્રી હરણના કે વિશ્વાસઘાતના કેસમાં તેમની ઊલટતપાસ અને દલીલો કરવાની હુશિયારી પર હુ ફીદા થતો. પણ અહીંઆંયે મુંબઈના નિકૃષ્ટ અને પતિત જીવનનો જ પરચો મળ્યો. સફેદ ડાકુઓ, વેશ્યાઓ અને હરામખોરોની ગીરદી વચ્ચે ફરતાં હું ગૂંગળાતો.

ઊજળાં ઈસ્ત્રીબંધ કપડાંમાં સજ્જ થયેલા કચ્છીઆ દલાલોએ, પોતે ગુંડા કે ગુંડાગીરીના ભોમીઆ હોવાથી આ અદાલતમાં સહેજે સામ્રાજ્ય જમાવ્યું હતુ. તે જ મુંબઈના ગુન્હાઈત વર્ગનો પરિચય સાધીને અસીલોને હાથ કરતા–વકીલોને કેસ સોંપતા અને આરોપ

---

૧. સન ૧૯૩૭માં તે મુંબઈ ઈલાકાના પતપ્રધાન થયા ત્યાર પછી બાલા સાહેબ ખેર કહેવાયા.

પુરવાર કરવાની કે ઉડાવવાની યોજના સમજાવતા–ખોટા સાક્ષીઓ ઊભા કરતા અને ખરાને ફેડતા–પોલિસ દાદાઓનું મનરંજન કરીને કેસના માળખાને ધડમૂળથી ફાવે તેમ મચડતા–જામીન ન મળી શકે એવા કેસમાં જામીન અપાવતા ને કોઈને ખોટી રીતે પુરાવીને બદનામ કરતા–વકીલોને મોટા બનાવતા કે ભૂખે મારતા–નિર્દોષ આબરૂદાર માણસોને ભયંકર ગુનામાં સપડાવીને પૈસા પડાવવાની તરકીબ કરતા–દીવાની દાવાને ફોજદારી સ્વરૂપ આપી પૈસા જલદી અંચકી લેવાની યુક્તિ કરતા. બધી વાતે પૂરા આ કહેવાતા ગુમાસ્તા–દેવોને જો રીઝવો તો જ કેસ મળે–નહિ તો વા ને પાણી!

મને કોઈ ગુમાસ્તા મળ્યા; પણ તે મારા જેવા જ કાચા શીખાઉ હોવાથી મારું ટટ્ટુ ચાલ્યું નહિ. ફોજદારી અદાલતમાં મણીઆર કે છત્રપતિ જેવા વકીલોને મળતાં તેમની દોસ્તી થઈ ત્યારે તેમની સૂચનાથી સ્મોલ કૉઝ કોર્ટમાં હું ઘસડાતો ગયો. ત્યાં તો વળી જુદો જ ખેલ! નાનાં લેણાંનાં કામ ત્યાં ચાલતાં–મોટે ભાગે નાના ખાતાનાં, પ્રોમિસરી નોટનાં કે પરચુરણ દેવાનાં. તે અદાલતમાં અનેક ન્યાયાધીશ બેસતા–તેમાં તે વખતે કૃષ્ણલાલ ઝવેરી પણ હતા. દરેક અદાલતમાં ગજબની ગીરદી જામે ને કોલાહલનો તો પાર નહિ. તેમાં વાદી કંઈ ચોપડો બતાવે કે તરત પ્રતિવાદીને પુછાય–એક બે સાક્ષી આવ્યા ન આવ્યા, વકીલ કંઈ બોલ્યા ન બોલ્યા–તરત ન્યાયાધીશ ટૂંક ચુકાદો આપી દે–અને અસીલ તે સમજે તે પહેલાં બીજો કેસ ચલાવવા માંડે–મારા ઠંડા મગજને આ કામગીરી અત્યંત ઝડપી લાગી, ને મારો પારો અસીલો કે ન્યાયાધીશો સાથે ન ચડ્યો. મોટે ભાગે નોટીસ લખી બે-ત્રણ રૂપિયા મેળવીને કે નજીવા દીવાની ને ફોજદારી કેસમાં અહીંતહીં દોડાદોડ કરીને હું જેમતેમ મારું ગાડું ગબડાવતો.

મુનશીના સંપર્કથી અને અપીલનું કંઈક કામ મળવાથી ૧૯૧૪ના વરસમાં મેં હાઈકોર્ટમાં જવા માંડ્યું. દરીઆ કિનારે આવેલા

એ ભવ્ય મહાલયમાં ફરતાં મને ઘણો આનંદ થયો. ત્યાં વકીલોનો ખંડ પણ ઘણો વિશાળ હતો. જે વકીલ નવરા હોય તે આરામ-ખુરશીઓમાં બેસી વાંચતા, ઊંઘતા કે તડાકા મારતા. ત્યાં લલ્લુભાઈ શાહ ને ગોવિંદલાલ ઠાકોર જેવા મોટા ધારાશાસ્ત્રીઓને પહેલી વાર મળતાં મેં ગૌરવ અનુભવ્યું. ચંદ્રશંકર ત્યાં વકીલાત કરતા તેથી તેમણે દરેક અદાલતમાં ફરીને મને ન્યાયધીશોની અને મોટા વકીલબેરિસ્ટરોની ઓળખાણ કરી આપી. અપીલ કોરટના વકીલો ઘણાખરા લાંબા કોટ ને પાઘડી પહેરતા, ત્યારે બેરિસ્ટરો ને કોઈક વકીલો પૂરાં વિલાયતી કપડાં પહેરતા બધાય ન્યાયાધીશો ને બેરિસ્ટરોને ગળે સફેદ અક્કડ કાંઠલો પહેરતાં જોઈને હું નવાઈ પામતો. અહીં સેતલવડ અને ઝીણા, ભુલાભાઈ અને કાંગા જેવા બેરિસ્ટરોને અદાલતમાં અજબ કુનેહ અને વિદ્વત્તાથી દલીલો કરતા જોઈ ઘણી વાર હું છક થતો. તેમને મહિને દશવીસ હજાર રૂપિયા મળતા એ જાણીને વધારે ચકિત થતો. આ કોર્ટમાં શ્રીમંત અસીલો, વકીલો અને ન્યાયાધીશોની સોનેરી દુનિયામાં ફરતાં, રાજા ભોજના દરબારના ગાંગા તેલી જેવો હું લાગતો.

મૂળથી પૈસા અને મિલકતની કિંમત હું સમજેલો જ નહિ. તે મારા અભ્યાસ કે પુસ્તકમાં આંખે ચઢેલી નહિ – દિલમાં કદી વસેલી નહિ તેથી મૂડીદારો માટે વકીલાત કરીને નાણાં કમાવાનો કસબ હું શીખ્યો નહિ. ઊલટું જગત નશ્વર છે માટે તેની રિદ્ધિસિદ્ધિની જરાયે કામના રાખ્યા વિના માત્ર પરમાત્માનું જ ચિંતન કરવાનો આદેશ મને નાનપણથી ધર્મગ્રંથોમાંથી અને સત્સંગીઓ પાસેથી મળેલો. તાજેતરમાં હું બુદ્ધિવાદી ને વાસ્તવવાદી થયો ત્યારે બહુજનસમાજનું જ કલ્યાણ સાધવાની નેમ સર્વોપરી ગણીને તેને માટે જ ત્યાગ અને પ્રવૃત્તિ કરવાનું વિચારતો. દાદાભાઈ, ટિળક, લાજપતરાય અને અરવિંદે દેશભક્તિની વેદી પર સર્વસ્વનું બલિદાન આપવાની પ્રેરણા આપેલી. વિચાર – વાણી – આચારની વચ્ચે એકવાક્યતા રાખવાનું સર્વે અગ્રેસરો ને આચાર્યોએ શીખવેલું. આવી રીતે ઘડાયેલા માનસ પર મૂડીવાદી વકીલાતનો રંગ ન જ બેઠો.

સંસારી લોકોની તકરારમાં સત્યનું શોધન કરવામાં ને ન્યાય મેળવવામાં મદદ કરી આજીવિકા મેળવવા હું કોરટમાં ગયેલો. પણ અહ તો ભારે ખરચ કરી પૈસાવાળા જ દાખલ થઈ શકે – તેમને બીજ શ્રીમંતો કે કુટુંબીઓ સાથે તકરાર પડે ત્યારે તેમને દસ્લો અપાવવાને પોતાનું બુદ્ધિબળ ને વ્યક્તિત્વ વાપરે તે જ ખૂબ કમાય. ઝટપટ નાણાં રળવા માગતા હોય તે જ આવા કામમાં પૂરી મગજમારી કરીને અસીલોનો ને પોતાનો લાભ સાધે. પણ ધનપ્રાપ્તિનું ધ્યેય જેણે સ્વપ્ને પણ અપનાવ્યું ન હોય એવા માણસનો આવા તંત્રમાં જરાયે ગજ શી રીતે વાગે?

આમ સર્વોપરી અદાલતમાં વિહરતાં મારો જીવનમાર્ગ છેક જ કુંઠિત થયેલો લાગ્યો. કાં તો જીવનનાં ધ્યેય ને દિશા મારે તદ્દન પલટાવવાં જોઈએ કે તેમાં થોડા ટકા છૂટ મૂકવી જોઈએ અથવા તો મારે બીજો જ માર્ગ ગ્રહણ કરવો જોઈએ. આટલાં વરસ ભણીને જે ધંધા માટે હું તૈયાર થયો અને કુટુંબના નિર્વાહ માટે જે અપનાવ્યો તે છોડવાનું સહેલું નહોતું. તેથી નિર્ણય કરતાં દોઢેક વરસ નીકળી ગયું. તે દરમ્યાન જેવી તેવી વકીલાત – કે તેનાં ફાંફાં ચાલુ રાખ્યાં અને તેની બહાર વિકાસના બીજા માર્ગ ખોળવા લાગ્યો.

મુનશી જેવા તીવ્ર બુદ્ધિના અને પ્રવૃત્તિશીલ મિત્રના દૈનિક સંપર્કથી મને ઘણો લાભ થયો. તે વખતે તેમનું ધ્યાન હાઈકોરટમાં સફળતા અને પ્રતિષ્ઠા મેળવવા પર જ એકાગ્ર થયેલું હતું. તે માટે રાતદિવસ તે જ્હેમત ઉઠાવતા, શરીર અને મગજને ખૂબ કસતા; આ ધ્યેય પાર કર્યા પછી જ બીજું બધું કરવાનું તે વિચારતા. રોજિંદા જીવનમાં તે ઘણા મશ્કરા તેમજ ગંભીર હતા. કંઈ વિચાર કે વહેમ તેમને જૂઠો કે જૂનવાણી લાગતો તેને મર્મદાયક કટાક્ષથી કે ખડખડાટ હસીને કાપી નાંખતા. જો કોઈ પાખંડી કે હરામખોર તેમને હાથ ચઢી જાય તો તેને ઊંધે અસ્ત્રે બોડી નાખતા. બાકી, તેમને માફક આવતી

પ્રચારની ને સેવાની પ્રવૃત્તિ તે બહુ ગંભીરપણે કરતા. તેમની ન્યાતના સુધારાનું પત્ર તે ચલાવતા ને સાથે સાથે 'વેરની વસૂલાત' – પહેલી નવલકથા તે લખતા; તેમના માસિકમાં મને પણ કંઈક લખવાને જોતરતા ને તેમની નવલકથાનાં એક એક પ્રકરણ તૈયાર થતાં તેમ મારી ને રણજીતરામની આગળ સાંજે તે વાંચી જતા.

મુનશીની નિશ્ચયાત્મક વૃત્તિની મારા પર ઊંડી છાપ પડી. તે વેવલી ભક્તિમાં કે આકાશીઆ જ્ઞાનમાં માનતા નહિ. કર્મમાર્ગને જ તે વરેલા હતા; योगः कर्मसु कौशलम् ।– એ જ તેમનું સૂત્ર હતું. તેમણે આંકેલા જીવનમાર્ગે નિશ્ચયપૂર્વક તે પ્રયાણ કરતા. બહારના અંતરાયો તેમ જ અંતરના વિક્ષેપની સામે તે સખ્તાઈથી સંગ્રામ ખેલતા. કંઈ ક્રોધ કે રાગદ્વેષથી તેમનું મન ચલિત થતું ત્યારે ગીતાના ઉપયુક્ત શ્લોકો મોટેથી બોલીને પોતાના સ્વભાવ પર અંકુશ મેળવતા. રોજ ને રોજ ધારેલાં કામ નિયમિત રીતે પાર પાડવાની તેમની અજબ શક્તિ મારા ઠંડા મગજને બહુ જ બોધદાયક અને પ્રેરક નીવડી.

અમારી વચ્ચે વિચાર ને વૃત્તિના ભેદ પણ સ્પષ્ટ હતા. સીઝર ને નેપોલીઅન, દયાનંદ સરસ્વતી ને અરવિંદ ઘોષ જેવા લોકોત્તર મહાપુરુષોના તે પરમ પૂજક હતા, ત્યારે હું સામાન્ય જનતાને વરેલો હતો. તે ડૂમા જેવા ચમત્કારિક પ્રસંગપ્રચૂર નવલકથાના રસિયા હતા ત્યારે મને માનસિક વિકાસની વેલ્સની કથાઓ વધારે ગમતી. વેદ–ઉપનિષદમાં અને પરશુરામ – ભૃગુઋષિ વગેરે મહાજનોમાં ઝળહળતી આર્ય સંસ્કૃતિના તે ઉપાસક હતા. ત્યારે હું અર્વાચીન ભૌતિકવાદનો અને વર્તમાન પ્રજાની સેવાનો અનુરાગી બન્યો હતો. સંસાર સુધારાનું ને તેના અગ્રેસરોનું તે ઘણું ઓછું મૂલ્ય આંકતા – ચાલુ જ્ઞાતિનાં મંડળો મારફત ધીરી પ્રગતિ સાધવામાં વધારે માનતા. વળી, માસ્તર કે ચન્દ્રશંકર જેવા મિત્રોના જેટલું તેમના અંતરને હું પિછાની શકતો નહિ. તેમના હૃદયના ભાવ પર જે અંધારપછેડો પડેલો લાગતો તે ધીમે ધીમે તેમની નવલકથાઓમાં જ ખૂલતો ગયો. અલબત્ત કુટુંબીઓ પ્રત્યે

પોતાનો ધર્મ તે અણિશુદ્ધ પાળતા, પણ તેમાં માત્ર તેમની શુદ્ધ માતૃભક્તિ જ સ્પષ્ટ પારખી શકતો.

બીજા પાડોશી રણજીતરામ પણ મુનશીને કે તેમને ઘેર મને વારંવાર મળતા, ત્યારે અમે અનેકવિધ વિષયની ચર્ચા કરતા. તે મારાથી દશ વરસે મોટા હતા પણ વડીલપણાનો જરાયે ડોળ રાખ્યા વિના તે સમાનભાવથી મને પહેલેથી જ સત્કારતા. તેમનાં વિશાળ નયનમાં ઊભરાતો નિઃસ્વાર્થ સ્નેહભાવ મને આકર્ષતો અને પ્રોત્સાહન આપતો. કેટલાયે વિષયમાં હું ઘણા આવેશથી સખ્ત વેણ ઉચ્ચારતો, પણ તેથી જરાયે ચિડાયા કે ગભરાયા વિના તે એક સાત્ત્વિક શિક્ષકની અદાથી તેમની સર્વગ્રાહી દૃષ્ટિ અને સૌમ્ય વિચારો મારી આગળ રજૂ કરતા. મારી યોજના કે વિચારશ્રેણીમાં જે કંઈ સારું લાગે તેને તે ઉમળકાથી વધાવી લેતા અને કંઈ ઊણપ લાગે તે બહુ જ શાંતિથી સૂચવતા. તે ઘણા જ નમ્ર અને શાણા હતા, પણ જરીયે નરમ કે નબળા નહોતા. પોતાના ઉદાત્ત અને વિશાળ અભિપ્રાય કે વિચારસરણી માટે તે સખ્ત આગ્રહ રાખતા અને હું ગમે તેટલી સામી દલીલો કરતો તો પણ તે મીઠાશભરી દૃઢતાથી પોતાના મુદ્દા મારા મનમાં ઠસાવવાને પ્રયત્ન કરતા.

છેક શરૂઆતમાં તેમની મહત્તા હું પૂરી પિછાનતો નહિ. તેમને એક સાહિત્યરસિક લેખક ને વિવેચક તરીકે જ ઓળખતો. ગુજરાત સાહિત્ય સભા અને ગુજરાતી સાહિત્ય પરિષદના એક સંસ્થાપક તરીકે તેમને મેં પછીથી ઓળખ્યા. ગુજરાતી પ્રજા અને સાહિત્ય માટે તેમનો વિરલ સેવાભાવી પ્રેમ મેં ધીમે ધીમે જ પારખ્યો. દેશ અને વિશ્વના ઉત્તમ જ્ઞાન અને સાહિત્યને યોગ્યરૂપે ગુજરાતી સાહિત્યમાં ઉતારવાને તે તલસતા. ગુજરાતનાં બાળકો ને સ્ત્રીઓ, વિદ્યાર્થીઓ અને જ્ઞાતિજનો, કલાકારો અને વેપારીઓ વગેરે સર્વે માટે વિવિધ પ્રકારનું સાહિત્ય રચવાને કે તેમનું કલ્યાણ કરવાને જે કંઈ પ્રવૃત્તિ ગુજરાતના ખૂણેખૂણામાં થતી તેની તે નોંધ લેતા અને તે સર્વેને આગળ ધપાવવાને સૂચનો કરતા. સાહિત્યના સંશોધન અને જ્ઞાનના પ્રચાર માટે તે નિરંતર

નવી યોજનાઓ ઘડતા. ઊગતા ગુજરાતી લેખકો માટે હરતાફરતા એક જ્ઞાનકોશ જેવા તે હતા. તેમને મળતાં હંમેશાં દરેક વિષયના મારા જ્ઞાનના સિમાડા વિસ્તરતા – રોજ કંઈ નવું સૂચન કે યોજના મેળવીને હું કૃતાર્થ થતો.

સન ૧૯૧૪ માં મારું આવું મિત્રમંડળ જામતું હતું તેવામાં રણછોડદાસ લોટવાળાએ જૂનું 'અખબાર – ઈ – સોદાગર' પત્ર ખરીદીને તેને 'હિન્દુસ્થાન'ના નવા નામથી એક રાષ્ટ્રીય દૈનિક પત્ર તરીકે ચલાવવા માંડ્યું. તેના તંત્રી રતનલાલની સૂચનાને માન આપીને મુનશી અને મારતરની સાથે મેં પણ વારાફરતી તે પત્ર માટે અગ્રલેખો લખવાનું શરૂ કર્યું. ગુજરાતી દૈનિક પત્રમાં લખવાની પહેલી જ તક મને મળી તે મેં ખરા દિલથી વધાવી લીધી.

અમે 'હિન્દુસ્થાન'માં લખતા હતા તેવામાં જ – સન ૧૯૧૪ની આખરમાં – ગાંધીજી દક્ષિણ આફ્રિકાની લડતમાં યશકલગી મેળવીને મુંબઈ બંદરે ઊતર્યા. તે વખતે પહેલું યુરોપીય – અથવા વિશ્વયુદ્ધ – ઑગસ્ટમાં શરૂ થઈ ગયું હતું. તે યુદ્ધમાં સહાય કરવાને ગાંધીજીએ લંડનમાં જ સ્વયંસેવક દળની રચના કરેલી તે સાંભળીને મને નવાઈ થયેલી. પણ અમે તો તેમને દક્ષિણ આફ્રિકાના હિન્દીઓના અભૂતપૂર્વ લડાયક નેતા તરીકે અને સત્યાગ્રહના અમોઘ શસ્ત્રના પ્રયોજક તરીકે પૂજતા. તેથી 'હિન્દુસ્થાન'માં અગ્રલેખ લખતાં મેં ગાંધીજીને વતનમાં પધારતાં ઉત્સાહપૂર્વક વધાવી લીધા, તેમની આફ્રિકાની લડત માટે ભાવભરી અંજલિ આપી અને એવી આશા દર્શાવી કે તેમની અમોઘ શક્તિથી અને તેમના નવા શસ્ત્રના પ્રયોગથી હિન્દના મુક્તિસંગ્રામને તે આગળ ધપાવશે.

ગાંધીજી બીજા કોંગ્રેસી આગેવાનોના વિલાયતી લેબાસને તજીને ધોતીઉં, અંડી, કાઠિયાવાડી ફેંટો ને ચંપલ પહેરતા તેથી તેમના તરફ મારું માન ઘણું વધી ગયું. જહાંગીર પિટીટ ને તેમનાં પત્ની જાઈજીએ

ગાંધીજીના માનમાં પાર્ટી આપી ત્યારે નમ્રતા અને સૌજન્યની તેમની સાદી મૂર્તિ છાપામાં ઊપસી આવેલી, અને માત્ર ફલાહાર લેવાનો તેમનો આગ્રહ પંકાયેલો. આથી તેમનાં પ્રત્યક્ષ દર્શન કરવાને હું બહુ જ તલસતો. તે માટે અણધારી તક મને ઓચિંતી સાંપડી. તેમના માનમાં સાંટાક્રુઝમાં વીલર–વીલાના જાણીતા મકાનમાં મેળાવડો થવાનો હતો તેનું આમંત્રણ મળતાં હું ત્યાં પહોંચી ગયો.

સમારંભમાં હું જરા મોડો પહોંચ્યો. તેમના માનમાં કંઈક ભાષણ ચાલતું હતું તે વખતે હું દાખલ થયો ગાંધીજીની સૌમ્ય મૂર્તિ જોઈને હું મોહિત થયો. તેમનામાં મેં ગુજરાતના–ને દેશના–નવા અરવિંદ ઘોષ જોયા. તેમનું ભાષણ ઝીલવાને હું આતુર બન્યો.

માનપત્ર વંચાયા પછી ગાંધીજી જવાબ આપવા ઊભા થયા. આરંભમાં તેમણે વિનયપૂર્વક સર્વેનો આભાર માન્યો. માનપત્રમાં તેમનાં કરેલાં વખાણને માટે પોતાની અયોગ્યતા દર્શાવીને ભવિષ્યમાં તેને લાયક થવાની શક્તિ પ્રભુ આપે તે માટે તેમણે પ્રાર્થના કરી. એવાં જ બીજાં ઔપચારિક વચનો વિનયપૂર્વક બોલીને તે બેસી ગયા. હું તો તેમનો નવો પેગામ સાંભળવા આવ્યો હતો. દક્ષિણ આફ્રિકાની લડતનો કંઈ સાર–અંગ્રેજી સલ્તનતને કંઈક પડકાર–નવા સ્વાતંત્ર્ય સંગ્રામની કંઈક રૂપરેખા–અરવિંદના જેવી કંઈક પ્રોત્સાહક વીર વાણી–આવું બધું સાંભળવાની મેં આશા રાખેલી તેથી હું સદંતર નિરાશ થયો. મારા દિલને એટલો બધો આઘાત પહોંચ્યો કે મારાથી સભા પૂરી થતાં સુધી બેસી શકાયું નહિ. હું તરત જ સભા છોડીને ચાલ્યો. રસ્તે માસ્તરના ઘર તરફ લગભગ દોડતો ગયો ત્યારે જે મળ્યા તેની આગળ મારી ઘોર નિરાશા હું દર્શાવતો ગયો.

પછી મને ખબર પડી કે તેમના માનીતા ગુરુ ગોખલેની સૂચના મુજબ તેમણે રાજકીય વિષય પર હાલ કંઈ જ ન બોલવાની અને વરસેક દેશભરમાં ફરીને સમગ્ર પરિસ્થિતિ નિહાળ્યા પછી ગોખલે સાથે

મસલત કરીને કંઈક કરવાની પ્રતિજ્ઞા લીધી હતી, ત્યાર પછી મારું દિલ કંઈક શાંત થયું ને વળી ભવિષ્યમાં તેમને સાંભળવાને આતુર બન્યો.

થોડા જ દિવસ પછી ગુર્જર સભા તરફથી ગાંધીજીના માનમાં સન્માન સમારંભ ગોઠવાયો. સભાના મંત્રી તરીકે મુનશીએ અંગ્રેજીમાં છટાદાર ભાષણ કરીને ગાંધીજીને "અર્વાચીન ગુજરાતના શ્રેષ્ઠ પુત્ર" તરીકે બીરદાવ્યા. ઝીણાએ પ્રમુખસ્થાનેથી કહ્યું કે દક્ષિણ આફ્રિકાના હિન્દીઓની સફળ લડત ચલાવવાને ગાંધીજીનો આભાર માનીએ છીએ, પણ હજી તેમના ઘણાયે અણઉકલ્યા સવાલોનો ફેંસલો કરવાને લડત આદરવા તેમણે અને આપણે તૈયાર રહેવું પડશે. પછી ગાંધીજીએ ઊભા થઈ ને "ભાઈઓ અને બહેનો" શબ્દો ઉચ્ચારી ગુજરાતીમાં જ ભાષણ શરૂ કર્યું. તેમાં આમજનતાને જાગૃત કરવાને ગુજરાતમાં ગુજરાતી અને દેશભરમાં હિન્દુસ્તાની ભાષા અપનાવવાનો તેમણે ખાસ આગ્રહ કર્યો. આથી અંગ્રેજીના શોખીન મુનશી જરા અકડાઈ ગયા. પણ મને તો ગુજરાતી ભાષાનો પ્રયોગ બહુ જ ગમ્યો. અહીંઆં પણ તેમણે આફ્રિકાના કે દેશના કોઈ સવાલને છેડયો નહિ. પણ તેમના મૌનનું રહસ્ય હું સમજેલો તેથી નિરાશા થવાને બદલે તેમની ગુજરાતી બોલી ઉપર હું આફરીન થયો. તેમનો સાદો પોશાક ને લીલાંસૂકાં ફળનો આહાર જોઈને અમારા કોઈ સુધરેલા ભાઈઓનાં નાકનાં ટેરવાં જરા ઊંચાં થયાં. તેમાં પણ મને લોકસંપર્ક માટે આ રહેણીકરણી ઘણી અનુકૂળ લાગવાથી હું ખુશી થયો.

ગાંધીજીએ દેશની સેવામાં સમગ્ર જીવન ને મિલ્કત અર્પણ કર્યાં હતાં, તેની મારા દિલ પર ગંભીર અસર થઈ. ધાર્મિક તપ ને ત્યાગની મૂર્તિરૂપ અને આદર્શ દેશસેવકના અવતારરૂપ તે મને લાગ્યા. જે હિન્દ સેવક સમાજનો વરસોથી હું અનુરાગી બન્યો હતો તેમાં જ જોડાવાનો તેમણે નિર્ણય કર્યો હતો—જો કે તેમના વિશિષ્ટ વ્યક્તિત્વને લીધે તેમને પ્રથમ તો ઉમેદવાર સભ્ય તરીકે સ્વીકાર્યા હતા. તે જ વરસમાં બે ગુજરાતીઓ અમૃતલાલ ઠક્કર અને કરસનદાસ ચીતળીઆ તે સમાજમાં

દાખલ થયા ત્યારે તેમના માનના મેળાવડામાં હું ખાસ હાજર રહ્યો હતો. હવે ગાંધીજી જેવા નરવીર ને મહાપુરુષે તેમાં ઝુકાવ્યું ત્યારે મારે તેમાં કેમ ન જોડાવું ? આ સવાલ મારા અંતરમાં ફરીથી અમળાવા લાગ્યો.

સન ૧૯૧૫ના ફેબ્રુઆરીની ૧૯મી તારીખે લાંબી માંદગી ભોગવીને ગોખલે અવસાન પામ્યા. તેમની ભવ્ય સ્મશાનયાત્રા પૂનામાં નીકળી, તેમની ચિતા સમક્ષ ભવ્ય અંજલિઓ અપાઈ, ગાંધીજી પણ તે વખતે શાંતિનિકેતનથી પૂને દોડી ગયા—આ બધા બનાવોના વિગતવાર હેવાલો છાપામાં પ્રગટ થતા ગયા, તે બહુ જ આતુરપણે હું વાંચતો ગયો. તેમના જેવો દેશનો મોટો થાંભલો પડચો તેથી હું ગળગળો થઈ ગયો. ચન્દ્રશંકર જેવા મિત્રો સાથે હું હિન્દ સેવક સમાજની ઓફિસે શોક પ્રદર્શિત કરવા ગયો. ગોખલેના અવસાનથી જાણે મારી અંગત જવાબદારી ઘણી જ વધી પડેલી મને લાગી. એ સમાજના જૂના આગેવાનોને અને ખાસ કરીને ઠક્કરબાપા અને ચીનજીઆને નવા કુટુંબીઓ ગણીને હું વધારે મળતો હતો.

એવામાં મારા મનોમંથનને કારણે મારી વકીલાત લગભગ અટકી પડી. હાઈકોરટના કામકાજની ને બેરિસ્ટરોનાં ભાષણોની મોહિની ઊડી ગઈ. હવે વકીલોના ખંડમાં ઊંઘવામાં ને ગપ્પાં મારવામાં મારું જીવન એળે જતું લાગ્યું. તેથી કંઈ સંગીન પુસ્તકો વાંચવા માટે કોરટમાં આવેલી પિટીટ લાઈબ્રેરીમાં મેં જવા માંડયું. સ્વરાજની લડતમાં માર્ગદર્શન મેળવવા માટે દેશદેશના મુક્તિસંગ્રામો પર મેં મારું ચિત્ત એકાગ્ર કર્યું. નેપોલીઅનની ગુલામી સામે જર્મન પ્રજાએ આદરેલા સંગ્રામ વિષે ત્રણચાર ભાગનો એક મોટો ગ્રંથ ત્યાં બેસીને હું વાંચતો ગયો તેમ આવા સંગ્રામ ખેલવાનો મારો આવેશ વધતો ગયો. પછી મેઝીની અને ગેરીબાલ્ડીએ ઓસ્ટ્રીઆના શાસન સામે જગાવેલી ઈટાલીની લડતનાં પુસ્તકો પણ મેં વાંચ્યાં. હંગરીએ પણ કોસ્યુથની સરદારી નીચે ઓસ્ટ્રીઆના જુલમની સામે જગાવેલા નિષ્ફળ બંડનું બ્યાન

પણ મેં વાંચ્યું. આ બધું વાંચતો અને વિચારતો ગયો તેમ આપણા દેશનો કોયડો મારી આંખ આગળ પ્રત્યક્ષ થયો. બીજા દેશની મુક્તિ માટે આવા મહારથીઓએ આવા જંગ આદર્યા, ત્યારે હિન્દની આઝાદી માટે કંઈ કેમ ન કરીએ? બીજા ગમે તે કરે પણ હું કેમ ન કરું?

આ સવાલ દિલમાં ઘોળાવા લાગ્યો ત્યારે કેટલાક જૂના સંસ્કારો મદદ રૂપ નીવડ્યા. દેશસેવા માટે જીવન સમર્પણ કરવાનો અરવિંદનો આદેશ મનમાં તાજો થયો. રાજકીય ને સામાજિક મુક્તિ માટે ત્યાગ ને સમર્પણનો આદર્શ મારા સમગ્ર માનસિક અને આધ્યાત્મિક પ્રગતિના સારરૂપ લાગ્યો. ઘણા સહૃદય દેશપ્રેમીઓ પૈસા ને સુખસમૃદ્ધિની તૃષ્ણાને લીધે આવો સ્પષ્ટ રાષ્ટ્રધર્મ પાળતાં રોકાતા. પણ છેલ્લા બે વરસના અનુભવથી મને સાફ દેખાયું કે ધનપ્રાપ્તિને મારા અંતરમાં કે જીવનમાં કંઈ સ્થાન જ નહોતું, અને તેથી વકીલાતમાં મને રસ નહોતો, તો પછી શા માટે દેશસેવામાં જીવન સમર્પણ ન કરું?

પ્રેમજીવનની કે કુટુંબજીવનની કામના કેટલાય બુદ્ધિશાળી દેશભક્તોને દેખીતી ફરજ બજાવતાં રોકતી. મારા જીવનમાંથી તે કામના પણ અકાળે નષ્ટ થઈ હતી. આગલી સાલમાં મારું લગ્ન એક ફરજ ગણીને મેં કર્યું હતું. છતાં વિવાહિત કન્યા માટે પ્રેમની કંઈ સ્ફુરણા થઈ નહોતી. તારાબહેનના અને રમણબહેનના દંપતીજીવનનો હું સાક્ષી અને પ્રેમી બન્યો હતો, પણ મારે ઘેર તો એવા પ્રેમની તાપણી તપતી નહોતી – તપવાની નહોતી હું એકલો ને અટૂલો સંસારમાં રખડતો હતો. તો આવું ધનહીન અને પ્રેમહીન જીવન વ્યતીત કરવાને બદલે દેશની આઝાદીની લડતમાં શા માટે હું ન ઝુકાવું?

આવા વિચારો મારા અંતરમાં ઘૂંટાતા હતા, તેવામાં શંકરલાલ વિલાયતથી પાછા આવ્યા. તરત જ અમારી જુગતી જોડી પાછી જામી ગઈ. શંકરલાલ એના એ નહોતા રહ્યા. હવે લાંબો કોટ ને રંગલેરી ટોપી કોરે મૂકીને પૂરા વિલાયતની વેશમાં તે સજ્જ થયા

હતા. તેમણે મોટી મોટરગાડી પણ વસાવી હતી. કલાના અને કવિતાના તે વધુ રસિયા થયા હતા. કિટ્સ ને શેલીના પ્રેમી હવે વીનસના જેવી ઓક ઢબની મૂર્તિઓના આશક બન્યા હતા. આનંદી અને મોજીલા જીવનના તે શોખીન થયા હતા તેમ છતાં પહેલાંની જેમ સુધારવાદી ક્રાંતિવાદી ને ભાવનાશાળી દેશભક્ત પણ તે રહ્યા હતા. તેથી મુંબઈ આવતાં જ મને તેમને ઘેર લઈ જઈ પરદેશના પ્રવાસની અખૂટ વાતો તેમણે કરી અને પહેલાંની માફક કંઈક સક્રિય કામ કરવાને મને તેમણે પ્રોત્સાહન આપ્યું.

હું પણ વકીલાતથી ધરાઈને કંઈ નવું કરવા ચાહતો હતો. તેથી કંઈ નવા કાર્યની યોજના ઘડવામાં હું પૂરા જિગરથી ભળ્યો. ઘણી ચર્ચાઓ કર્યા પછી 'મોડર્નરીવ્યૂ' જેવું સર્વદેશીય રાષ્ટ્રીય માસિક પ્રગટ કરવાની સૂચના તેમણે કરી ને તે માટે જે ખરચ થાય તે આપવાની ખુશી બતાવી આ વાત મેં તરત જ ઝડપી લીધી. આ યોજના મારા રોજિંદા સાથીઓ આગળ મેં રજૂ કરી. ત્યાં સુધીમાં મુનશી તો સમર્થ ને ભાવનાશીલ લેખક તરીકે મશહૂર થયા હતા. વળી ગુજરાતમાં તે નવા આદર્શનો પ્રચાર કરવા ચાહતા હતા. તેથી તેમણે નવું માસિક ચલાવવામાં પૂરો સહકાર આપવાનું કબૂલ કર્યું. રણજીતરામ સાથે મેં વાત કરી ત્યારે ગુજરાતી પ્રજાની સર્વદેશીય જાગૃતિ સાધવાની દૃષ્ટિથી તેમણે બહુ જ ઉમળકાથી તે અપનાવી લીધી. પછી તે વિષે તેમણે ભારોભાર સૂચનાઓ મારા પર વરસાવવા માંડી જોતજોતામાં અમારી ત્રણેની વચ્ચે મૈત્રી અને સહકાર જમાવવામાં આ માસિક અણમોલ સાધન બની ગયું.

પછી અમે નવા માસિકનું નામ પાડવા બેઠા. ઇટાલીના કવિ દાન્તેના 'નોવા વીવા'[૧] નવું જીવન – એ સૂત્રશબ્દ પર શંકરલાલ મોહિત હતા. આ શબ્દો ગુજરાતીમાં ઊતરતાં 'નવજીવન' શબ્દ અમે સહેલાઇથી ઘડી કાઢયો. બીજા મિત્રોને અમારા નવપ્રસ્થાન માટે

---

૧. Nova Viva

આ નામ ઘણું સુયોગ્ય લાગ્યું. વડીલ મિત્ર ઉત્તમલાલે ખુશ થઈને અમને આ શબ્દની ખાસ ખૂબી જણાવી કે બન્ને બાજુથી તે એક સરખો જ વંચાય છે!

આ નવું માસિક પ્રગટ કરવાનું અમે વિચારતા હતા તેવામાં જ મણિબા ગંભીર માંદગીમાં સપડાયાં. પિતાજીના મરણથી તેમના કોમળ હૃદયને જે ઘા લાગ્યો હતો તે કદી રૂઝાયો નહિ. તેમનું દિલ સોરાતું ગયું તેમ તેમનું શરીર ઘસાતુ ગયું. મારા લગ્નની ચર્ચાથી તે છેક જ પછડાઈ ગયેલાં. જીવલેણ ક્ષયના રોગથી ધીમે ધીમે તેમનું શરીર ગળતું જતું હતું. ઉનાળામાં તે નડિયાદ ગયાં ત્યાં બામાએ અને સર્વે કુટુંબીઓએ ખડે પગે તેમની સારવાર કરી. છેવટે મે માસમાં તે અવસાન પામ્યાં. છેલ્લા વખતમાં વિચાર અને સ્વભાવથી હું તેમનાથી ઘણો અળગો થઈ ગયો હતો. ઘણી વાર તેમની સાથે તકરારો થતી. મારું લગ્ન તેમણે પરાણે કરાવ્યું તેનો રોષ મારા દિલમાં શમ્યો નહોતો. છતાં તે ગયાં ત્યારે પ્રેમાળ માતાના શબ પર મારા દુખિયારા દિલમાંથી બે આંસુ સરી પડ્યાં

મણિબાના અવસાન પછી હું થોડા દિવસ નડિયાદમાં રહ્યો તેવામાં મુનશીનો એક કાગળ આવ્યો. તેમણે મણિબાના અવસાન નિમિત્તે દિલાસો પાઠવીને મારી પરિસ્થિતિની કડક સમીક્ષા કરી. છેવટે તેમણે મને સાફ જણાવ્યું કે આવી રીતે ધ્યાનહીન વકીલાત કરવાનો કંઈ અર્થ જ નથી – કાં તો મારે પૂરા એકાગ્ર ચિત્તે વકીલાત કરવાનો નિશ્ચય કરવો જોઇએ, અથવા તો આર્યસમાજમાં કે હિન્દ સેવક સમાજમાં જોડાઇને દેશસેવામાં એકાગ્ર થવું જોઈએ. આ સોનેરી શિખામણ મારા દિલમાં સોંસરી ઊતરી ગઈ. મણિબા ગયાં એટલે નડિયાદના રૂઢિગત જીવનને સાંધનાર છેલ્લો તંતુ તૂટી ગયો. હવે નીરસ અને નિરર્થક વકીલાતને તિલાંજલિ આપીને નવું માસિક પ્રગટ કરવા અને દેશસેવામાં જીવન અર્પણ કરવા હું તત્પર થયો.

કંઈક અપીલનું કામ મળતાં મે માસમાં હું મુંબઈ ગયો. શંકરલાલ અને મુનશીને મળીને તરત જ "નવજીવન" માસિક જુલાઈ માસથી પ્રગટ કરવાનું મેં નક્કી કર્યું. તે નિર્ણયની જાહેરાત કરી મિત્રોનો સહકાર માગવાને એક ટૂંકું કાર્ડ મુનશીની અને મારી સહીથી અમે છપાવ્યું અને સર્વે ગુજરાતીઓને તે મોકલી આપ્યું. થોડા અઠવાડિયાંમાં માલૂમ પડ્યું કે "સત્ય" માસિકનો નિકાલ કરવા તેના તંત્રી મોતીલાલ દલાલ તૈયાર છે, તેથી શંકરલાલે અને મેં તેમને મળીને તે પત્રના હક્ક ખરીદી લીધા. જૂના ગ્રાહકોનો સંપર્ક કાયમ રાખવાને માટે અમે માસિકનું નામ "નવજીવન અને સત્ય" પાડ્યું. તે માસિક પ્રગટ કરવાને સરકારી પરવાનગી મળતાં અણધાર્યો વિલંબ થવાથી આ માસિકનો પહેલો અંક જુલાઈ માસમાં જરા મોડેથી પ્રગટ થયો.

(૧ - ૧)

નવજીવનની જાહેરાત અને તેના પહેલા અંકના પ્રકાશન વચ્ચે બે મહિના વહી ગયા તે દરમ્યાન બે મહત્ત્વની પરિષદો મળી ગઈ. પ્રથમ તો મે માસની આખરે પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદ નરસિંહરાવ દીવેટિયાના પ્રમુખપણા નીચે સુરતમાં મળી. પરિષદ માટે મેં "રાષ્ટ્રીય સાહિત્ય" વિષે નિબંધ લખી મોકલ્યો તે સ્વીકારાયો ને તે ટૂંકમાં વાંચવાની તક મને મળી. તાજેતરમાં રાષ્ટ્રીય સંગ્રામના ગ્રંથો વાંચ્યા અને વિચાર્યા હતા, તેની અસર નીચે આ વિષય પસંદ કરીને મેં તેનું નિરૂપણ કર્યું. "ઓગણીસમી સદી એ રાષ્ટ્રીયત્વનો યુગ હતો અને રાજ્યમાં તેમ જ સાહિત્યમાં રાષ્ટ્રીય દૃષ્ટિ એ અર્વાચીન જગતનો મહામંત્ર છે" – એમ જણાવીને આ લેખમાં ગુજરાતી સાહિત્યની સખત ટીકા કરી : "ગુજરાતી સાહિત્યનું કયું દિગ્દર્શન આપણી પાસે છે કે જે વાંચતાં ગુજરાત અને ગુજરાતીઓને માટે અભિમાન ઉત્પન્ન થાય? અને આમ અવલોકનમાં રાષ્ટ્રીય દૃષ્ટિનો પ્રયોગ કરવામાં નથી આવ્યો તો દેશાભિમાની હૃદયના ઊકળતા ઊભરા સાહિત્યમાં દૃષ્ટિગોચર ક્યાંથી જ થાય? ગુજરાતના જે બે યશસ્વી લેખકોનું (ગોવર્ધનરામ

અને મણિલાલ) આપણે સ્મરણ કરીએ છીએ તેમના સમયમાં પણ બંકિમચંદ્ર જેવા લેખકોની કલમમાંથી દેશાભિમાનનો જે જુસ્સો વહેતો હતો, તે તેમના ચિંતનશીલ મગજને સ્પર્શ કરવા અસમર્થ નીવડ્યો અને પરિણામે તેમનાં આકર્ષક અને સુંદર લખાણોમાં પણ રાષ્ટ્રીય ચેતનનો પાસ જોઈએ એવો લાગતો નથી...પરંતુ જે મહાનકાર્ય ગુજરાતના પાછલા લેખકોએ નથી કર્યું તે ગુજરાતનું નવું લેખકમંડળ હાથ ધરશે."[1]

એ પરિષદના સમગ્ર કાર્યનું અવલોકન કરી મેં નવા માસિકમાં લખ્યું: "પરિષદ હજી પ્રાચીન – મધ્યકાળના અવશેષ જેવી કેમ લાગે છે? ને...નવા જમાનાના જે ભાવનાતરંગો જગતમાં અને કેટલેક અંશે દેશમાં ફરી વળ્યા છે, તેના ચમત્કારિક સ્પર્શથી પરિષદનું નિર્જીવ હાડપિંજર કેમ સજીવન થયું નથી? સાહિત્યમાં પણ વિચારોની નહિ પણ ભાષા અને વ્યાકરણની ચર્ચા કરવામાં આવે...કમિટીઓ હવેના સાહિત્યની સુધારણા માટે નહિ પણ પાછલા સાહિત્યની શોધખોળ માટે નિમાય...એ સ્થિતિ દયાજનક છે." સાથે એકએ યશસ્વી કાર્યની નોંધ મેં લીધી: "યુવાનો નવા યુગના અવતારરૂપ છે અને તેમની પહેલાંના કરતાં વધારે સહાય માગી તેમને પરિષદ સાથે જોડવાનું માન સુરતની છેલ્લી બેઠકને ઘટે છે."[2]

જૂન માસમાં મુંબઈ પ્રાંતિક રાજકીય પરિષદ પૂનામાં મળી. તે વખતે હિન્દ સેવક સમાજમાં જોડાવાનો વિચાર મારા મગજમાં ઘૂમતો હતો. તેથી પૂને જવામાં મારો ખાસ આશય તે સમાજની મધ્યસ્થ સંસ્થાને જોવાનો અને તેના અગ્રગણ્ય સભાસદોને મળવાનો હતો. વળી ગાંધીજી પણ ત્યાં જવાના હતા તેથી તેમનો પણ અંગત સંપર્ક સાધવાને હું આતુર હતો. વિશેષમાં પૂનામાં ગોખલેના મવાળ પક્ષની

---

૧ "નવજીવન અને સત્ય" પુ. ૧, અં. ૨, પાન ૫૩, ૫૯-૬૦
૨ "નવજીવન અને સત્ય" પુ. ૧, અં. ૧, પાન ૪૪

સામે ટિળકનો જે જહાલ પક્ષ કામ કરતો હતો તેની નીતિરીતિથી વાકેફ થવા હું ઇચ્છતો હતો.

પૂનામાં સમાજના મકાનમાં ગાંધીજી સાથે રહેતાં મને તેમના નવા અનુભવ થયા. જે ઓરડીમાં તેમને ઉતારવામાં આવ્યા હતા તેમાંથી બધાં ટેબલ ને ખુરશી બાજુએ ખસેડીને તેમણે એક શેતરંજી પર બેઠક જમાવી. ખોરાકમાં માત્ર ફળાહાર જ તે લેતા — દૂધ કે ખાંડનું સેવન કરતા નહિ. વિશેષે તો ટિળકના પક્ષ સાથે સમાધાન કરી તેમને કૉંગ્રેસમાં મેળવવાને તેમણે બનતી વાટાઘાટો ચલાવી પણ તે અફળ નીવડી. રાજકીય પરિષદમાં ગોખલેને અંજલિ આપવાના ઠરાવ પર જ તે બોલ્યા. તેમણે "શાંત ગંભીર સ્વરે રાજકીય હિલચાલમાં ધાર્મિક જુસ્સો પ્રવર્તાવવાની સભાજનોને પ્રેરણા કરી. તેમણે જણાવ્યું કે આપણા ઠરાવોથી સરકારને અરજ કરવા આવ્યા છીએ અને કરીશું, પણ તે સાથે એ ઠરાવોના સંબંધમાં આપણે જે કરવાનું છે તે જો આગ્રહપૂર્વક કરીશું તો જ પ્રજાને લાભ થશે."[1] આવા શબ્દોમાં ભાવિની સત્યાગ્રહની લડતના ભણકારા મને સંભળાયા અને હું તેમની સાથે સમાજમાં જોડાવાને ઉત્સુક બન્યો.

તે જ સફર દરમ્યાન સમાજના પ્રમુખ શ્રીનિવાસ શાસ્ત્રીને મળીને હું બહુ જ પ્રોત્સાહી બન્યો. શાસ્ત્રીજી અસલ મદ્રાસની હાઈસ્કૂલના શિક્ષક હતા. અંગ્રેજી ભાષા પર તેમનું પ્રભુત્વ અસાધારણ હતું. ગમે તે વિષય પર ભાષણ કરતાં તેમના ગંભીર વિચારોથી, ભાષાના પ્રસાદથી અને રૂપેરી જેવા અવાજથી તે શ્રોતાઓને મુગ્ધ કરતા. દેખાવમાં તે ઘણા ઊંચા ને ભારે શરીરના હતા. તેમની ખરી ખૂબી તેમની ઝીણી આંખોના તેજસ્વી ચમકારામાં અને તેમના મુક્ત હાસ્યમાં સમાયેલી હતી. સમાજમાં જોડાવા વિષે મેં તેમની સાથે વાત કરી, તે તેમણે બહુ જ વાત્સલ્યભાવથી સાંભળી ને મને તે દિશામાં ઘણું ઉત્તેજન

1. "નવજીવન અને સત્ય" પુ. ૧, અં. ૨; પાન ૯૫.

આપ્યું. સાથે તેમણે સમાજનાં શિસ્ત અને નિયમોની સમજણ આપીને પૂરો વિચાર કરી નિર્ણય કરવાની સલાહ આપી.

પૂનેથી મુંબઇ આવીને તરત નવા માસિકનો પહેલો અંક પ્રગટ કરવામાં ગુંથાયો. અમારા લેખકમંડળમાંથી જ ઠરાવેલા વિષય પર લેખો મેળવવાની અમારી નેમ હતી, તે મુજબ મારા લેખ ને તંત્રીનોંધ લખી બધા લેખ એકત્ર કરી છાપખાનામાં મોકલ્યા – તેનાં પ્રૂફ સુધાર્યાં – અંક તૈયાર થતાં તે વાળીને પૂઠામાં લપેટયા – તેના પર શિરનામાં લખ્યાં – ટપાલ ઓફિસમાંથી ટિકીટો લઈ તેના પર ચોડી – અને પછી કોથળામાં અંક ભરીને ડાકખાનામાં પહોંચાડ્યાં. આ બધાં કામ દર મહિને કરવાના વિચારથી કવચિત કંટાળતો, પણ આ કામ હાથ ધરીને મેં નવો જીવનમાર્ગ શરૂ કર્યો છે એવી પ્રતીતિથી હું હસતે ચહેરે જ રાતનો દિવસ કરીને બધું કાર્ય પાર પાડતો.

પહેલો અંક પૂરો થતાં અંતિમ નિર્ણય કરવાની ઘડી આવી પહોંચી. નાનપણથી આટઆટલો વૈરાગ્ય કેળવ્યો અને આટલી ધર્મ સાધના કરી, સામાજિક અને રાજકીય ક્રાંતિ વિષે આટલું બધું વાંચ્યું ને વિચાર્યું, પૈસા કમાવામાં કંઈ રસ ન હોતો અને સ્નેહજીવનમાં કંઈ દિલ્લગી નહોતી, ગાંધીજીના અને હિંદ સેવક સમાજના સંસ્કાર પડ્યા અને દેશસેવામાં ઝંપલાવવાના મનસૂબા કર્યા, નવું માસિક ને નવી લેખનપ્રવૃત્તિ શરૂ કરીને નવા જીવનકાર્યનું મંગલાચરણ કર્યું – તો હવે દેશસેવા કરવાનો છેવટનો નિર્ણય કેમ ન કરવો ?

શાસ્ત્રીજીના છેલ્લા શબ્દો કાનમાં રમતા હતા. આ નવી પ્રવૃત્તિ કંઈ ચાર દિવસનું ચાંદરણું નહોતું. લાંબી રજા લઈને દેશસેવાનો અનુભવ લેવાનો આ સવાલ નહોતો. પદ્ધતિસર દેશસેવા કરવાને તો હિન્દ સેવક સમાજમાં દાખલ થવું જ જોઈએ, તે માટે દેશસેવાનું જીવનવ્રત લેવું જોઈએ, વકીલાતને કાયમને માટે છોડવી જોઈએ, ધન પ્રાપ્તિ ને કુટુંબજીવનનાં બધાં સ્વપ્નાંને હંમેશને માટે તિલાંજલિ આપવી

જોઈએ. મારો નિશ્ચય એટલો ઉગ્ર અને અચળ હોય તો જ મારે આવું વ્રત લેવું જોઈએ અને તે માટે મારું દિલ મારે પૂરેપૂરું ચકાસવું જોઈએ.

એક દિવસ સાંટાક્રુઝથી દરિયાકિનારા તરફ એકલો ફરવા નીકળ્યો. પૈસાની તો મોહિની રહી નહોતી એ તો સાફ હતું. પણ કોઈ સ્ત્રીનો પ્રેમ કે કુટુંબસુખની કામના મને ડગાવી શકે એમ છે?—એ સવાલ પર મારું મન કેન્દ્રિત થયું. મેં અનેક સુંદરીઓની અને સ્ત્રીરત્નોની છબીઓ મનમાં ફેરવીને નિહાળી. અનેક બહેનો અને માતાઓનો પ્રેમ યાદ કર્યો. હું અનેક દેવીઓનો પૂજક હતો, પણ કોઈની સાથે પરસ્પર પ્રેમની જ્યોત દિલમાં સળગી નહોતી. અનેક ઘરમાં દંપતીપ્રેમ ને કુટુંબસુખ નિહાળીને હું રાચતો, પણ મારી કોઈ એકલી નહોતી—મારું કોઈ કુટુંબ નહોતું. આ ભર્યા સંસારમાં હું એકલાવાયો છું એનું મને ઘડીભર દુઃખ થયું. પછી જીવનના પ્રભાતથી એકલ વીર બનીને જે અનેક સાધના અને અભ્યાસ કરતે કરતે રાજકીય ફકીરી લેવાની ભાવના મેં કેળવી હતી, તે પરમજ્યોત જેવી મારી દૃષ્ટિ સમીપ ઝળકી ઊઠી, અને તેણે મારો ભાવિ જીવનપંથ ઉજાળ્યો.

મેં ઊંચે આકાશ તરફ જોયું અને નીચે રેતાળ ધરતીને નિહાળી. મેં સામે ઘૂઘવતા સાગરને પૂછ્યું, ને સામે ઊભેલાં ઉત્તુંગ તાલવૃક્ષને નમન કર્યું. રસ્તે જતાં માનવમેદની પર મીટ માંડી અને સાગરતટે રમતાં બાળકો સાથે આંખ મિલાવી. થોડી વારમાં આભમાં ચન્દ્રરેખા ખીલી અને તારાગણ દેખાયા તેના પર નજર ફેરવી. સર્વે સત્ત્વોએ મને એક જ જવાબ આપ્યો : ક્ષુદ્ર સંશયને તજી દે, અને જગતની બધી માયા છોડીને તારો દેશસેવાનો ધર્મ પાળવા તૈયાર થા!

બસ! રાતે મુંબઈ જઈ પહેલો શંકરલાલને ને પછી બીજા મિત્રોને મેં મારો આખરી નિર્ણય જણાવ્યો. તેમની શંકાનાં મેં સમાધાન કર્યાં. રમણભાઈની આંખો આંસુથી છલકાઈ. પણ મારો નિશ્ચય અફર રહ્યો. થોડા જ દિવસમાં પૂને જઈને શાસ્ત્રીજીનું શાસન મેં સ્વીકાર્યું. તેમની સમાજમાં હું દાખલ થયો.

# ખંડ ૪

## ૧૨. રાજકારણમાં પ્રવેશ

કુટુંબીઓનો રોષ ને મિત્રોની રીસ વહોરીને હું સન ૧૯૧૫ના ઑગસ્ટ માસમાં મોરારજી ચાલનું મારું ઘર છોડીને પાસે જ સેન્ડ-હર્સ્ટ રોડ પર નવા બંધાયેલા હિન્દ સેવક સમાજના મકાનમાં રહેવા ગયો. કપડાંની જોડી, થોડાં પુસ્તકો ને પથારી જ મેં સાથે લીધાં. ખુરશીટેબલ કે વાસણકુસણ જેવો કંઈ પણ સામાન સાથે લેવાનો કે સંઘરવાનો મેં વિચાર જ ન કર્યો. વકીલાતનાં પાટલૂન બૂટ ને લાંબો કાળો કોટ છોડીને અને ધોતીઉં, હાફકોટ ને ચંપલથી સજ્જ થઈને મેં રસ્તા પર ચાલવા માંડ્યુ ત્યારે મારો નવો અવતાર થયો હોય–હું આઝાદ બનીને આમપ્રજાની નજીક આવ્યો હોઉં એમ મને લાગ્યું.

તે પ્રસંગે મારા માનમાં એક વકીલ મિત્ર ત્રિકમલાલ દેસાઈએ મારું સન્માન કર્યું, ત્યારે મેં કહ્યું કે મેં કંઈ જ સુખ કે સ્વાર્થનો ભોગ નથી આપ્યો–માત્ર દેશની મુક્તિના કાર્યમાં ઝુકાવવાના અદમ્ય આવેશને જ હું વશ થયો છું–ફરજ અને મનગમતા કામની એક-વાક્યતા સાધીને મેં મારા જીવનને વધારે પ્રફુલ્લ જ કર્યું છે. આવી મારી મનોદશા હોવાથી પાછું વાળીને જોયા સિવાય ભાવિ દેશસેવાના તાનમાં જ હું રાચતો. જે આત્મમંથન વરસોથી મારા દિલમાં ચાલી રહ્યું હતું તેનું નિરસન કરીને ઊછળતા ઉત્સાહથી નવા વિશાળ જીવનનું મંગલાચરણ કરવાને હું તલપી રહ્યો.

સમાજના મકાનમાં ત્રીજે માળ મોટા સભાખંડમાં ચોપાસ

રાજકીય પુસ્તકો અને સરકારી પ્રકાશનો નવાં સીસમનાં કબાટોમાં ભરેલાં હતાં. તેની બન્ને બાજુએ કાચની પડદીઓ ભરીને ત્રણ ત્રણ ઓરડીઓ બનાવી હતી. તેમાં પશ્ચિમની તરફ એક બાજુએ ચીનળીઆની અને બીજી બાજુએ ઠક્કરબાપાની વચ્ચેની ઓરડીમાં મને ગોઠવવામાં આવ્યો. ત્યાં ટેબલખુરશી પર બેસીને મેં પ્રથમ તો મારા માસિકનું જ કામ કરવા માંડ્યું, સમાજને રસોડે સાથીઓ સાથે સાદું ભોજન લેવા માંડ્યું, સાદાં કપડાં પહેરીને નવા સાથીઓ સાથે નવા કામે શહેરમાં ફરવા માંડ્યું, રાતે ઓરડીમાં કે વિશાળ અગાસીમાં સૂવા માંડ્યું—ત્યારે નવા જમાનાના રાજકીય સાધુઓના મઠમાં જોડાવાના અમોઘ આનંદથી મારું હૃદય છલકાઈ રહ્યું.

સમાજના સર્વે સભાસદોએ મને નાનો ભાઈ ગણીને પૂરા ભાવથી વધાવી લીધો. દરેક સભાસદને આરંભમાં તો પોતાના માનીતા વિષયનો અભ્યાસ કરવાનું કે ચાલતું કામ જોવા સમજવાનું જ હતું. હું તો મારા માસિકનું કામ જોડે લઈને આવ્યો હતો તેને અંગે સ્થાનિક સ્વરાજનાં અને બીજાં ખાતાંના સરકારી હેવાલો મેં વાંચવા માંડ્યા. ઉપરાંત બીજા સભાસદોના વિવિધ કાર્યનો પરિચય મેળવતો, ફુરસદને વખતે દેશભરનાં વર્તમાનપત્રો વાંચતો, નવા સાથીઓ સાથે ઠંડી કે ગરમાગરમ ચર્ચામાં જોડાતો, ને મારા જ્ઞાનમાં રોજ વધારો કરતો.

સમાજના વહીવટી આગેવાન દેવધર અને મુંબઈ શાખાના સંચાલક એન. એમ. જોશી–એ ગોખલેના જૂના અનુયાયી હતા. જે ત્રણ સભ્યોએ સન ૧૯૦૫માં ૧૨મી જૂનના રોજ પ્રાતઃકાળે ગુરુ ગોખલેની પાસેથી પૂનાની એક ટેકરી પર દેશસેવાની દીક્ષા લીધી હતી તેમાંના એક દેવધર હતા.[1] રાજકારણમાં બન્ને ગોખલેના વિનીત પક્ષના ચુસ્ત અનુયાયી હતા તેમ ટિળકના ઉદ્દામ પક્ષના કટ્ટર વિરોધી હતા. દેવધર

1. પહેલા સભાસદ દેવધર, પટવર્ધન અને દ્રવિડ હતા. પટવર્ધન પૂનાનું છાપખાનું સંભાળતા અને દ્રવિડ સમાજની નાગપુરની શાખાનું સંચાલન કરતા.

વિશેષે કરીને પૂનામાં સ્ત્રીઓની સર્વોપરી સંસ્થા–સેવાસદનનું કાર્ય કરતા અને મુંબઈમાં અંત્યજોદ્ધારની કંઈક પ્રવૃત્તિ ચલાવતા. જોશી તે વખતે સોશિયલ સર્વિસ લીગનું–સમાજ સેવા મંડળનું–જે કાર્ય મુંબઈના મધ્યમ વર્ગમાં અને વિશેષે કામદાર વિભાગમાં વિકસતું હતું તેમાં રોકાયેલા રહેતા. ઠક્કરબાપા મુંબઈ મ્યુનિસિપાલિટીના જૂના ઈજનેર હોવાથી સ્થાનિક અંત્યજો અને ભંગીઓથી પરિચિત હતા, તેથી અડંગ સેવાભાવથી તેમના અનેકવિધ ઉદ્ધાર માટે રાતદિવસ જહેમત ઉઠાવતા. ચીતળીઆ સ્ત્રીઓની સભાઓ ભરતા, તેમના કંઈ વર્ગો ચલાવતા અને તેમની એક નવી સમાજ રચવાની યોજના ઘડતા. બીજા એકબે દક્ષિણી ભાઈઓ સમાજની માલિકીના મુંબઈ વૈભવ પ્રેસનું અને તેમાં છપાતા દૈનિક પત્ર 'જ્ઞાનપ્રકાશ'નું કામ કરતા. બધાયનું જે કામ અમારા મકાનમાં ચાલતું તે હું જોતો, તેમની ચર્ચાઓ સાંભળતો, અને અનેક કામે આવનાજતા વિવિધ કોટિના સમાજસેવકોનો સંપર્ક સાધતો. બાકી હું તો મારા માસિક માટે લેખનમાં અને મારા રાજકીય અભ્યાસમાં મશગૂલ રહેતો અને સાંજનો વખત શંકરલાલની સોબતમાં ગાળતો.

સમાજના નવા સભાસદોને પૂનાના મુખ્ય ધામમાં થોડાં વરસ તાલીમ આપવાનો શિરસ્તો હતો. ચોમાસાની ઋતુમાં તે વખતે શાસ્ત્રીજી પૂને હતા. તેથી થોડા વખતમાં માસિકના કામનો બંદોબસ્ત કરીને હું પૂને રહેવા ગયો અને ત્યાં રળિયામણી હવામાં અને પ્રેરક વાતાવરણમાં નવચેતન પામતો ગયો.

સમાજનું ધામ પૂના શહેરની બહાર ફર્ગ્યુસન કૉલેજની પાસે એક વિશાળ ચોગાનમાં સ્થાપેલું છે. ચારે પાસ દેખાતાં હરિયાળાં ખેતરો અને નાની ડુંગરીઓ વચ્ચે સાદા ઓરડામાં રહેવાની મને ખૂબ મજા પડી અમારા વિશાળ નીરવ ચોગાનમાં ઊંચાં સરૂ વૃક્ષો પવનમાં ડોલતાં ઝીણો અવાજ કરતાં, ત્યારે જાણે ગોખલેના અવસાનથી હજી ગમગીન બનીને રુદન કરતાં લાગતાં. અહીં ઘણા જ ગંભીર વાતાવરણમાં મકાનને ભોંયતળિયે હું રહેતો ને વાંચતોલખતો, માળ પર

વિશાળ પુસ્તકાલયમાં ચોપડીઓ વાંચતો ને નીચે વાચનાલયમાં દેશભરનાં મુખ્ય અંગ્રેજી પત્રો જોતો, સાર્વજનિક રસોડે જમતો અને વખતોવખત શાસ્ત્રીજી પાસે સલાહસૂચના મેળવતો, મિત્રો સાથે રાજકીય ચર્ચામાં ઊતરતો અને ક્વચિત સાંજે શહેરમાં ગુજરાતી મિત્રોને મળવા જતો. મુંબઈ કરતાં પણ અહીં રાજકીય વિહારનું વાતાવરણ જામેલું લાગ્યું તે મને બહુ જ ગમ્યું. થોડા જ દિવસમાં તો હું મુંબઈની ધમાલને વિસરી જઈને સમાજના આ રાજકીય આશ્રમનો શ્રદ્ધાળુ ભક્ત બની ગયો અને રાજકીય અભ્યાસમાં અને માનીતા લેખનકાર્યમાં સપાટાબંધ પ્રગતિ કરતો ગયો.

તે વખતે શંકરલાલની પાસેના બંગલામાં રહેતા બેસંટના ચુસ્ત અનુયાયી જમનાદાસ દ્વારકાંદાસના સંપર્કને લીધે હોમરૂલ[1]ના નવા આંદોલનનો અને તેમના નવા અંગ્રેજી દૈનિક "ન્યૂ ઇન્ડીઆ"નો હું રસિયો બનેલો. મારા નેતા શાસ્ત્રીજી પણ તેના તરફ પક્ષપાત સેવતા તેથી તેની રાજનીતિનો ખ્યાલ આપવો જોઈએ.

તે વખતે ચાલતા યુરોપીય યુદ્ધમાં લાખો હિન્દી સિપાઈઓ લડતા અને દેશના કરોડો રૂપિયા ખરચાતા. તે પરથી બેસંટે પોકાર ઉઠાવ્યો કે જો નાના બેલ્જીઅમ અને ફ્રાન્સની સ્વતંત્રતાના રક્ષણ માટે હિન્દી સિપાઈઓ અને હિન્દી પ્રજા જાનમાલના અણમોલ ભોગ આપે તો તેમને પોતાને કેમ સ્વતંત્રતા ન મળે? જો આ મહાયુદ્ધમાં હિન્દ ઈંગ્લંડની સાથે હાથમાં હાથ મિલાવીને લડે તો પછી હવે તે ઈંગ્લંડનું ગુલામ મટીને તેના સામ્રાજ્યમાં પણ તેનું સમોવડિયું મિત્ર કેમ ન બને? અર્થાત્ સાચું સ્વરાજ કેમ ન ભોગવે? આવા ધોરણસર

૧ તેનો અર્થ – ઘરનું રાજ – પોતાના દેશમાં પોતાનું રાજ. આ અંગ્રેજી શબ્દ આયર્લેન્ડના આગેવાનોએ આ સદીમાં વાપરેલો અને હોમરૂલ લીગ – સ્વરાજ સંઘ, સ્થાપેલો. તેવી જ સંસ્થા હિન્દમાં સ્થાપવાને બેસંટ તૈયારી કરતાં હતાં.

બેસંટે હિન્દ સ્વરાજની કજળી ગયેલી લડતને દેશભરમાં ચેતાવી મૂકી અને કોંગ્રેસની આવતી મુંબઈની બેઠકમાં સંસ્થાનો જેવા પૂરા સ્વરાજની માગણી કરવા આગ્રહ કરતાં. વળી કોંગ્રેસનું તંત્ર જીર્ણ અને જૂનવાણી બનેલું હોવાથી તેમણે આયર્લૅન્ડના જેવી હોમરૂલ લીગની – સ્વરાજ સંઘની – નવી સંસ્થા સ્થાપવા વિષે વિચાર કરવાને કોંગ્રેસ અને મુસ્લિમ લીગના આગેવાનોની એક ખાનગી સભા કોંગ્રેસ પહેલાં મેળવવાની જાહેરાત કરી.

આ નવી રાજકીય વિચારસરણીમાં હું રસ લેતો, તેમાં શાસ્ત્રીજીના ઉત્તેજનથી વધારો થયો. તેમના વતન મદ્રાસમાં જ બેસંટની પ્રવૃત્તિનું કેન્દ્રસ્થાન હતું. ત્યાંથી જ તેમનું પત્ર અને સાહિત્ય પ્રગટ થતું – ત્યાં જ તે વખતોવખત ગરમાગરમ ભાષણો કરતાં – અને ત્યાંના જ ન્યાયમૂર્તિ સર સુબ્રહ્મણ્યમ્ આયર જેવા પીઢ રાજપુરુષો તેમને પીઠબળ આપતા. શાસ્ત્રીજીની વડી ધારાસભાની ચૂંટણીમાં બેસંટે સંગીન મદદ કરેલી, ને તેમની નવી લડતને તે પસંદ કરતાં. મારા વડા તરફથી આવો અણધાર્યો ટેકો મળતાં હું તો "નવજીવન"માં પણ બેસંટના નવા પેગામનો પ્રચાર કરવા લાગ્યો અને ગુરુથી ચેલા આગળ બઢે એ ન્યાયે બેસંટની દૃષ્ટિથી ફિરોઝશાહ મહેતા અને વાચ્છા જેવા કોંગ્રેસના જૂના નેતાઓની ટીકા પણ કરવા લાગ્યો.

પછીથી મને માલમ પડ્યું કે વરસો પર બંગભંગની લડત દરમ્યાન શાસ્ત્રીજી સમાજમાં જોડાયેલા ત્યારે તેમને ગોખલેએ પૂર્વ બંગાળમાં પ્રવાસ કરવા મોકલેલા. ત્યાંથી જે બોધક અને રસીલા પત્રો શાસ્ત્રીજી લખતા તેમાં અંકિત થતી તેમની પ્રતિભા પિછાનીને ગોખલે ખુશ થતા. પણ તેમાં ઉદ્દામ વિચારસરણી તરફ તેમનો ઝોક જોઈ ને તે જરા જરા ચોંકતા અને સાથીઓને સાવચેત રહેવાનું કહેતા. તેથી જ્યારે શાસ્ત્રીજીએ બેસંટના અને તેની સાથે સામેલ થતા ટિળકના નવા ઉદ્દામવાદની તારીફ કરવા માંડી ત્યારે દેવધર ને પટવર્ધન જેવા જૂના સભાસદો તેમની સાથે જે ગરમાગરમ ચર્ચામાં ઊતરતા તેમાં મને ખૂબ

રસ પડતો.

એક દિવસ શાસ્ત્રીજીને બીમારીથી પટકાઈને પથારીમાં પડ્યા પડ્યા પૂનાના સાથીઓ સાથે આવી ચર્ચા કરતાં મેં સાંભળ્યા. આ સાથીઓ હંમેશ મુજબ પૂનામાં ગવાતી ટિળકની જૂની ગેરરીતિઓની અને પોતે પાછળ રહી જુવાનીઆને ખુનામરકીમાં ધકેલવાની તેમની નીતિની સખત ટીકા કરતા હતા. શાસ્ત્રીજી દુઃખથી અમળાતે અમળાતે બોલ્યા : "તમે પૂનાવાળા ટિળકની આવી નાની બાબતોની ખણખોદ કરો છો! પણ અમે મદ્રાસના લોકો તો તેમની હિંમતભરી લડત અને તેમના જ્વલંત આત્મભોગ પર આફરીન છીએ! જુવાનીઆને ચડાવવાની બાબતમાં મેઝીનીનો જ દાખલો લ્યો! તેણે ઇંગ્લંડમાં રહીને બેન્ડીરી ભાઈઓને રોમમાં ક્રાંતિ કરવા મોકલ્યા તે માટે કોણ તેને દોષ દે છે? દરેક સેનાપતિ સહીસલામત છાવણીમાં રહીને જ લશ્કરને આગળ ધપાવવા હુકમ આપે છે! ને બેન્ડીરી ભાઈઓએ અને ખુદીરામ બોઝે[1] શું કર્યું? મારવા નહિ, મરવા ગયા હતા. તેમની શહીદીથી કરોડો દેશબંધુઓને તેમણે દેશને ખાતર કુરબાની કરવાનો પેગામ આપ્યો. માટે તમારા ક્ષુદ્ર વિતંડાવાદ છોડી દઈને મેઝીનીની તેમજ ટિળકની પણ ઐતિહાસિક મહત્તા પિછાનો!"

આ શબ્દો ઊકળતા દિલે શાસ્ત્રીજી બોલ્યા તે સાંભળીને હું સાનંદાશ્ચર્યમાં લીન થયો. મેઝીનીનાં પુસ્તકો તાજાં જ મેં વાંચેલાં તેથી આ વિચારો મારે ગળે સોંસરા ઊતરી ગયા. નરમ પક્ષની સંસ્થાના ઉપારે શાસ્ત્રીજી ગરમ પક્ષના પ્રચ્છન્ન પ્રચારક તરીકે મારી નજરે ઝળકી ઊઠયા. અને તેમની રાહબરી નીચે કામ કરવાના વિચારથી હું ઘણો જ ખુશી થયો.

---

1 ખુદીરામ બોઝ નામના કાચા જુવાને સન ૧૯૦૮માં પહેલો બોંબ ફેંક્યો તેથી અણધારી રીતે બે અમેજ બાઈઓ થવાઈને મરી ગઈ. તે હાથમાં ગીતા લઈને વંદેમાતરમનું સૂત્ર પોકારતો ફાંસીને માંચડે ચડેલો. હાલ મુઝફ્ફરપુર જિલ્લામાં તેનું યોગ્ય સ્મારક રચવામાં આવ્યું છે.

મારા વિકસતા ઉદ્દામવાદને શાસ્ત્રીજી અનુકૂળ લાગ્યા તેમ તેમણે મારા જેવા નવા ઉમેદવારને સમાજની શિસ્તનું ભાન પણ કરાવ્યું. ચોથી સપ્ટેમ્બરે મુંબઈના ગેઈટી થિયેટરમાં દાદાભાઈ નવરોજીની જયંતિ ઊજવાઈ તે પ્રસંગે શાસ્ત્રીજીએ કરેલા ભાષણનો હેવાલ બેસંટના "ન્યૂ ઈન્ડીઆ" પત્ર માટે એક દિવસ હું લખી રહ્યો હતો. મારી આગળના ઓટલા પરથી પસાર થતાં શાસ્ત્રીજીએ મને કંઈક લખતો જોઈને તરત મળવા બોલાવ્યો. ગોખલે જે નાના બંગલામાં રહેતા તેમાં મને સામે બેસાડીને તેમણે મીઠા સ્વરે કહ્યું: "જુઓ! નવા સભાસદોને પહેલાં પાંચ વરસ સુધી કંઈ લખવાની બંધી છે. તમારે માત્ર અભ્યાસ જ કરવાનો છે." જ્યારે મેં તેમના જ ભાષણનો સાર "ન્યૂ ઈન્ડીઆ"ને મોકલવાની વાત કરી ત્યારે તેમણે તે તેમને બતાવવાનું સૂચવ્યું. સાંજે મેં આખો પત્ર તેમને બતાવ્યો ત્યારે એક અઘટિત વાક્ય કાઢી નાંખીને બાકીનો તેમણે પાસ કર્યો. પછી તો હું નવજીવન માટે નિયમિત રીતે ગુજરાતીમાં તેમ ત્રીજેચોથે દિવસે ન્યૂ ઈન્ડીઆ માટે અંગ્રેજીમાં વિના સંકોચે લખતો જ ગયો.

પૂનાની સમાજમાં મારું નવું જીવન હું જમાવતો ગયો તેમ શહેરમાં ગુજરાતી મિત્રોને પણ મળતો ગયો. તે વખતે મુંબઈ સરકારના સભ્ય સર પ્રભાશંકર પટણીની સાથે ચુનીલાલ પણ પૂનેજ વધુ રહેતા. તેથી ગુજરાતના વિકાસ વિષે અને "નવજીવન" માસિક માટે તેમની સર્વગ્રાહી સૂચનાઓ મને મળતી. વળી ડેક્કન કોલેજના પ્રોફેસર પ્રો૰ બળવંતરાય ઠાકોરને પૂનાનિવાસી વડીલ મિત્ર તરીકે વખતોવખત મળીને હું તેમની ધીરગંભીર દીર્ઘસૂત્રી સલાહસૂચનાઓ ધીરજથી સાંભળતો. ખેતીવાડી કોલેજના સેવાભાવી અધ્યાપક શ્રી. જે. પી. ત્રિવેદી તે વખતે ગુજરાતી બંધુસમાજનું સંચાલન કરતા. તેમને હું મળતો તેમ કવચિત એ સમાજની સભાઓમાં પણ જતો. એ બધા ગૃહસ્થોને ઘેર ગુજરાતી સાહિત્ય અને રાજપ્રકરણની ચર્ચાઓ હું કરતો. સાથે તેમનાં

ચટકદાર ગુજરાતી ભોજન આરોગીને હું ખુશી થતો. પણ સમાજમાં રાતે પાછો આવીને સરૂના બાગની વચ્ચે હું સૂતો ત્યારે જ હું રાજકીય મઢની પરમ શાંતિ અને પ્રેરણા પામતો.

દરમ્યાન, "નવજીવન" માસિકની આસપાસ જામના નવા લેખક મંડળે જે અવનવી સાહિત્ય સામગ્રી પીરસવા માંડી તેની કંઈક અસર થવા માંડી. તે વખતે ગુજરાતીમાં રાજકીય જીવન જામેલું નહિ હોવાથી, પ્રતિષ્ઠિત સાક્ષરો જ પ્રજાના અહંમન્ય અગ્રેસરો તરીકે આખે ચડતા. તેમનાં જૂનવાણી માનસ, ચર્ચાના પુરાણા વિષયો, વાયડા વિચારો ને દોઢડાહ્યલી શૈલી પર સખત પ્રહારો કરીને "નવજીવને" તેનું વ્યક્તિત્વ ઝળકાવ્યું. કનૈયાલાલ મુનશીએ પહેલા જ અંકમાં "સાહિત્યનાં પ્રેરક તત્ત્વો" વિષે લખતાં સ્વતંત્રતા, સમાનતા, રાષ્ટ્રીયતા અને કર્તવ્ય-પ્રેરકતા – આ ચાર ભાવનાનો નિર્દેશ કર્યો. સાથે તેમણે સમકાલીન સાક્ષરો પર સખત કોરડો ચલાવ્યો : "કોયલના ટહુકાર, ને વેણુના મીઠા સ્વર અને રૂપેરી ચન્દ્રિકાનાં શીતળ અમીઝરણોથી ઉદ્ભવતા… મીઠા નમાલા અનુભવોના પૂજકોની રોગિષ્ટ રસમયતાથી ભરપૂર કૃતિઓ જીવનને તુચ્છ, ચેતનવિહીન બનાવી મૂકે છે. તે કૃતિઓમાં કલા છે પણ સાથે અત્યંત રસભોગોથી પેદા થયેલી નામર્દાઈ પણ છે."[1] બીજા અંકમાં "રાષ્ટ્રીય સાહિત્ય" વિષે મારો લેખ પ્રગટ થયો. તેની સાથે જ સુરતની સાહિત્યપરિષદ પર વેધક કટાક્ષ કરવાને 'ઘનશ્યામ વ્યાસ'ના તખલ્લુસથી મુનશીએ "હજામ પરિષદ" વિષે લખેલું પ્રહસન પ્રગટ થયું. સ્વામી આનંદે "આજકાલના ગુજરાતી સાહિત્ય" પર દૃષ્ટિપાત કરતાં લખ્યું : "આજના સાહિત્યના રૂપ્ણાગાર તરફ દૃષ્ટિ કરતાં કેવો કરુણ દેખાવ નજરે પડે છે? જાણે વીસમા શતકના સુધરેલા યુગમાં દોઢ કરોડ સંતાનોની સમક્ષ ગુર્જરી દેવીનું વસ્ત્રહરણ થતું હોય."[2] મારી માસિક નોંધ અને પુસ્તકોનાં અવલોકનમાં પણ એવી જ તીખી

---

૧. "નવજીવન અને સત્ય" પુ. ૧, અં. ૧, પાન ૧૧
૨. "નવજીવન અને સત્ય" પુ. ૧, અંક ૬, પાન ૨૫૯

દૃષ્ટિ હતી; તેથી પહેલા અંકો વાંચીને કેટલાક વડીલ સાક્ષરોએ પોકાર કર્યો કે "ઇન્દુલાલ અને મુનશીએ તાંડવનૃત્ય આદર્યું છે!"

બીજા લેખકોએ અનેક વિષયોમાં નવી દૃષ્ટિ દાખવી. જયસુખલાલ મહેતાએ ગાંધીજીના 'સાદા જીવનની ભાવના'ની કડક સમીક્ષા કરી, ત્યારે પ્રો૦ કે. ટી. શાહે 'સોશિયાલિઝમ' – સમાજવાદના સિદ્ધાંતો સમજાવ્યા. ઉત્તમલાલ ત્રિવેદીએ જિલ્લા લોકલબોર્ડના વિકાસ વિષે લખ્યું ને જમનાદાસ મહેતાએ મ્યુનિસિપાલિટીઓને વેપાર અને ઉદ્યોગ ચલાવવાની ભલામણ કરી. પ્રો. બળવંતરાય ઠાકોરે બંકિમચંદ્રની નવલકથા – રજની વિષે લખ્યું ત્યારે રણજીતરામે સુરતની સાહિત્ય પરિષદના પ્રદર્શનનું દિગ્દર્શન કર્યું. પ્રાણલાલ કીરપારામ દેસાઈએ અને પ્રહ્લાદ દીવાનજીએ ઐતિહાસિક પ્રશ્નોની ચર્ચા કરી અને કક્કરબાપાએ પ્રાથમિક કેળવણી પર ધ્યાન કેન્દ્રિત કર્યું ત્યારે મનસુખલાલ માસ્તરે નવી સ્થપાયેલી હિન્દુ યુનિવર્સિટીની સ્થાપનાનો સત્કાર કર્યો. આમ લેખકો અને વિષયોની વિવિધતા નવા માસિકમાં ખીલતી ગઈ.

તે કાળમાં મારું ધ્યાન મુખ્યત્વે કરીને સ્થાનિક સ્વરાજની સંસ્થાઓ ગણાતી મ્યુનિસિપાલિટી અને લોકલબોર્ડ પર એકાગ્ર થયું હતું. રશિયાની 'ઝેમ્સ્ટવો'ને હાથ કરવાની ત્યાંના ક્રાંતિકારી વીરોએ ચલાવેલી પ્રવૃત્તિ વિષે વાંચીને મેં એમ ધારેલું કે કોઈ રીતે સ્થાનિક સંસ્થાઓને સંપૂર્ણ રીતે હાથ કરી શકાય તો તેની સંગઠિત શક્તિથી સરકારને તોબા પોકરાવી શકાય. વળી લોકલબોર્ડ વડે તો ગામડાંની પ્રજાનો સીધો સંપર્ક સાધી શકાય. તેથી હું સરકારી વિકેન્દ્રીકરણ કમિશનના અને બીજા વાર્ષિક હેવાલ ખૂબ રસથી વાંચતો અને દર અંકમાં તે વિષે કંઈક કંઈક લેખ વરસેક સુધી લખતો ગયો.

સપ્ટેમ્બર માસમાં દાદાભાઈની જયંતિ ઊજવાઈ તે પછી રાજકીય ક્ષેત્રમાં મહત્ત્વની ઘટનાઓ સપાટાબંધ બનતી ગઈ. ૧૪ મી તારીખે બેસંટ મુંબઈ આવીને 'યુદ્ધ પછીનું હિન્દ' – એ વિષે લડાયક ભાષણ

કરીને સામ્રાજ્યમાં પૂરું સ્વરાજ મેળવવાની ઘોષણા કરી અને તે વિષે જલદ પ્રચાર કરવાને હોમરૂલ લીગ સ્થાપવાની દરખાસ્ત રજૂ કરી. મુંબઈની કોંગ્રેસને ટાંકણે બેસંટના આવા પડકારથી વાતાવરણ ગરમ થયું. શાસ્ત્રીજીએ મુંબઈ આવીને જૂના અગ્રેસરો સાથે તે વિષે ચર્ચા કરી, તેથી કંઈક નિરાશ થયા. સમાજમાં એક વાર ચર્ચા કરતાં તેમણે કહ્યું: 'બેસંટે તો રાજકીય વાતાવરણમાં મોટો ધડાકો કર્યો છે. પણ ફિરોઝશાહ અને વાચ્છા કેમ કંઈ બોલતા નથી? તેઓ કંઈ સાચી આગેવાની કેમ નથી કરતા? તે કંઈ જવાબ નહિ આપે તો લોકો નવે રસ્તે જાય તેમાં તેમનો શો વાંક?'

નવા આંદોલનની કંઈક અસર તો જરૂર થઈ. મુંબઈની પ્રાંતિક કોંગ્રેસ કમિટીએ મુંબઈમાં લત્તાવાર અને બહારગામ જિલ્લા કોંગ્રેસ કમિટીઓ સ્થાપવાનું ઠરાવ્યું. મુસ્લિમ લીગની કાઉન્સીલે કોંગ્રેસ સાથે સહકાર સાધવાના હેતુથી મુંબઈમાં જ તેની વાર્ષિક બેઠક ભરવાનો નિર્ણય કર્યો. તેમ તે નિર્ણયની સામે પ્રત્યાઘાતી મુસ્લિમ અગ્રેસરોએ વિરોધનો વંટોળ જમાવવા માંડ્યો.

બેસંટ મુંબઈમાં હતાં ત્યારે હું પણ જમનાદાસ દ્વારકાંદાસની સાથે તેમને પહેલી જ વાર મળવા ગયો. 'શી વાત કરીશું?' એ વિચાર કરતાં અમે ઠરાવ્યું કે બેસંટનું જ નવું આંદોલન મુંબઈ પ્રાંતમાં ચલાવવાને નવું અંગ્રેજી સાપ્તાહિક શરૂ કરવાની વાત કરવી. બેસંટને એક નાના ખંડમાં મળતાં, તેમની ઝગારા મારતી આંખના તેજથી પહેલો તો હું અંજાઈ ગયો. પછી મેં નવા પત્રની વાત કરી તે તેમણે વધાવી ને અમને શાબાશી આપી, અને તેના સંચાલન માટે કેટલીક વહેવારિક સૂચના કરી. તે વખતે શંકરલાલ અને હું મેઝીનીના 'યંગ ઈટલી' તરુણ ઈટલી—'યંગ યુરોપ' તરુણ યુરોપ વગેરે નામકરણ પર મોહિત હતા. તેથી નવા પત્રનું નામ યંગ ઇન્ડીઆ – તરુણ ભારત – રાખવાનો ઇરાદો બેસંટને અમે જણાવ્યો, તે પરથી તેમણે બીજે જ અઠવાડિયે તેમના પત્રોમાં જાહેર કર્યું કે મુંબઈના જુવાન મિત્રોએ મળીને 'યંગ



ઍની બેસંટ

જન્મ : ૧-૧૦-૧૮૪૭ ] [ મૃત્યુ : ૨૦-૯-૧૯૩૩

ઈન્ડીઆ ' નામનું નવું સાપ્તાહિક પ્રગટ કરવાનું ઠરાવ્યું છે. આ વિષે કાર્ય શરૂ કરતાં અમને થોડી વાર લાગી પણ નવેમ્બર માસમાં જમનાદાસના તંત્રીપણા નીચે અમારા મિત્રમંડળે નવું પત્ર શરૂ કર્યું.

અકસ્માતથી તે જ માસમાં જૂની કોંગ્રેસના પ્રતીકરૂપ ફિરોઝશાહ મહેતાનું અવસાન થયું. રાનાડે તેલંગની આખી પેઢીનો એ છેલ્લો સિતારો અસ્ત પામ્યો. આ પ્રસંગે અમદાવાદમાં જે જાહેર સભા થઈ તેમાં ગાંધીજીએ પ્રેરક ભાષણ કર્યું. વળી સ્થાનિક ગુજરાત સભાને જાગૃત કરવાને તેના ઉપપ્રમુખનું પદ તેમણે સ્વીકાર્યું. અમદાવાદની તે સભાએ મુંબઈની કોંગ્રેસમાં પ્રતિનિધિઓની મોટી સંખ્યા મોકલવાનું ઠરાવ્યુ ત્યારથી અમદાવાદના જાહેર જીવનમાં નવો યુગ શરૂ થયો. આવી નવી પ્રવૃત્તિ વિષે દા૦ હરિપ્રસાદના હેવાલ દર મહિને ' નવજીવન'માં છપાતા પછી ગુજરાતનાં અનેક શહેર ને ગામડાંમાં આવી પ્રવૃત્તિ વિકસતી ગઈ તેના ભરચક હેવાલ 'ગુજરાતનું જાહેર જીવન ' એ મથાળા નીચે ' નવજીવન'માં પ્રગટ થતા. હવે મૂઠીભર જૂના સાહિત્યકારો કે અગ્રેસરોની ટીકા કરવાને બદલે આ માસિક જાહેર જનતા તરફ અભિમુખ થતુ ગયું તેમ મારુ દિલ પણ પ્રજા સાથે એકતાર બનતું ગયું.

નવજીવનના કામને અંગે વખતોવખત મુંબઈ આવતાં, તે શહેરને ગાંધીજીનો પરિચય કરાવવા સારુ તેમનું એક ભાષણ યોજવાનો વિચાર મને સૂઝ્યો. તે વખતે દક્ષિણ આફ્રિકામાં હિન્દીઓની હાલત વિષે મેકનેઈલ અને ચીમનલાલે હિન્દી સરકારને સુપ્રત કરેલો હેવાલ પ્રગટ થયો હતો. તેથી તે વિષે જ ગાંધીજીની સંમતિથી ગેઈટી થિયેટરમાં તેમનું ભાષણ મેં ગોઠવ્યું અને તેનો પ્રચાર કરવાને ખાસ મોટાં લિથો પોસ્ટર છપાવીને આખા શહેરમાં મેં લગાવી દીધાં. સભાને દિવસે ગાંધીજી આવીને અમારી સમાજના જ મહેમાન થયા. તેમના ખંડમાં તેમની રીત મુજબ ખુરશીટેબલને કોરે મૂકીને તેમણે ચટાઈ પર જ બેઠક બિછાવી. સભાસ્થાનમાં વ્યવસ્થા કરવાની ધમાલમાં ગાંધીજીના સ્વાગતનો બંદોબસ્ત કરવાનું હું ભૂલી ગયો. તેથી ગાંધીજી ટ્રામની પરવા

કર્યા વિના ચાસના જ ગેઈટી થિયેટરમાં આવી પહોંચ્યા, ત્યારે સભા સ્થાન શ્રોતાગણથી ભરચક ભરાયેલું હતું. ગાંધીજીએ થાકની કંઈ અસર દાખવ્યા વિના બરાબર એક કલાક સુધી સરકારી હેવાલ પર એકધારું કડીબંધ વ્યાખ્યાન અંગ્રેજીમાં કરતાં, તેના મુખ્ય મુદ્દા પર વિશદ પ્રકાશ પાથર્યો.

સભા પૂરી થયા પછી જમનાદાસની મોટરમાં તેમને કોલાબા સ્ટેશનેથી વિદાય કરવાને મિત્રો સાથે હું ગયો. તે વખતે પહેલી જ વાર તેમની સાથે અંગત વાત કરવાની મને તક મળી. સભામાં તેમને સાંભળવાને જામેલી મેદની પરથી તેમની લોકપ્રિયતાની વાત અમે કાઢી અને ભવિષ્યમાં તમે સત્યાગ્રહની લડત ચલાવો ત્યારે પ્રજાના કેવા પીઠબળની આશા રાખો છો એમ અમે પૂછ્યું. ગાંધીજીએ લાક્ષણિક જવાબ આપ્યો: "મારી પાછળ હજારો માણસો લડતમાં ઝુકાવે એની તો મને જરાયે શંકા જ નથી. આવી લડતો જંગલના ઘાસની આફક સહેજમાં વધી જાય. મને ક્વચિત વિચાર તો એ આવે છે કે એવો વખત ભવિષ્યમાં આવે કે જ્યારે મારા અનુયાયીઓને મારા કડક સિદ્ધાંતો ન સમજાય તેથી તે મને બાજુએ ફેંકી દે—મારે એકલા અને અટૂલા ટુકડા રોટલા માટે ઘરઘર રઝળવું પડે—અને છતાં તેય મને ન મળે!" હજી તેમણે રણસંગ્રામની કોઈ હાકલ કરી નહોતી. તે વખતે આવી દૂરંદેશી, પોતાના સિદ્ધાંતોનો આવો કડક આગ્રહ, લોકપ્રિયતાની ભરતી અને ઓટનો આવો સ્પષ્ટ ખ્યાલ, એકલે હાથે ઝૂઝતાં પારાવાર દુઃખ સહન કરવાની આવી તૈયારી—આ બધું તેમનામાં પારખીને હું મુગ્ધ થયો.

. . .

નવેમ્બર માસથી કૉંગ્રેસની તૈયારીઓ જોરશોરથી આગળ ધપવા માંડી. અમારી સમાજ કૉંગ્રેસ સાથે સંકળાયેલી હોવાથી તેના સ્વરાજ વિભાગમાં દફતરખાતાના હાથ નીચે મને મૂકવામાં આવ્યો. તે જ વખતે શરૂ થતા "યંગ ઈન્ડીઆ"માં હું વગર નામે ગરમાગરમ લેખ

અંગ્રેજીમાં લખીને વિનીત અગ્રેસરોની ઝાટકણી કાઢતો, અને સાથે વિનીત પક્ષના દિલ્લાં સમાન ગણાતી સમાજના સભાસદ તરીકે હું કોંગ્રેસનું રોજિંદું કામ કરતો ! જે સેંકડો પ્રતિનિધિઓ અનેક પ્રાંતોમાંથી મુંબઈની કોંગ્રેસમાં આવવાના હતા તેમનાં પ્રાંતવાર દરેક જૂથનો સ્ટેશને સત્કાર કરીને તેમને રહેવાજમવાની સગવડ અમારે કરવાની હતી. તે માટે જુદી જુદી હોટલો, ધર્મશાળાઓ વગેરે સ્થાનકોમાં ફરીને મુંબઈ શહેર ખૂંદવાનું અને દાદરાની ચઢઉતરનું જે કામ મને પહેલું સોંપવામાં આવ્યું તે નવજુવાનીના જોમ અને ઉત્સાહથી હું કરતો ગયો.

આ કોંગ્રેસમાં બેસંટના વિચારોનો વિજય ડંકો વગાડવાની દૃષ્ટિથી હું તેને બહુ જ મહત્ત્વની ગણતો. તેથી ડિસેમ્બર માસના પહેલા રવિવારે ગુર્જરસભામાં તે વિષે મેં ભાષણ કરવાનું ઠરાવ્યું. તે દિવસે સવારમાં સમાજની મારી ઓરડીમાં મારા ભાષણની નોંધ હું તૈયાર કરતો હતો તેવામાં બાજુના ચીતળીઆના વાસમાં એક બહેનનો મીઠો અવાજ સંભળાયો. જરી વારમાં તો મારું નામ પોકારીને ચીનળીઆએ મને બોલાવ્યો. ત્યાં જતાં શારદાબહેનનો પહેલો પરિચય મને થયો. મારા ભાષણમાં હાજરી આપવાને જ તે આવ્યાં હતાં એ સાંભળીને મને આનંદ તેમજ સંકોચ થયો. તેમનું દર્શન થતાં જ તેમનાં સ્નિગ્ધ અને અણીદાર નયનની અને તેમની મીઠી પણ નિશ્ચયાત્મક વાણીની ઊંડી છાપ મારા પર પડી. જિંદગીમાં મને પહેલાં જ મોટાં ગૌરવશાળી બહેન મળ્યાં – જે એક ઈશારો કરીને મારા જુવાન માનસને પ્રોત્સાહિત કરી શકે અને જેમના બોલનો અનાદર કરતાં પહેલાં મારે બહુ જ વિચાર કરવો પડે. કોંગ્રેસના પ્રવેશદ્વાર પાસે ઊભેલી તેમની મોટી દીકરી પ્રેમલીલાની આંખના સામ્ય પરથી તેને અને બીજાં છોકરાંને ઓળખ્યા પછી થોડા દિવસમાં વૈકુંઠરાય દેસાઈને[1] ઘેર જઈને હું સમગ્ર કુટુંબને, દા૦ સુમંત—શારદાબહેન અને તેમનાં બાળકોને, મળીને બહુ જ

1. અંબાલાલ સાકરલાલના પુત્ર વૈકુંઠરાય તે વખતે મુંબઈમાં વીમાનો ધંધો કરતા.

આનંદ પામ્યો. તે વખતે કોંગ્રેસની અને બેસંટની વાતો કરવાનો હું એટલો રસિયો હતો કે દાક્તર દંપતીના વિચારો મેં ભાગ્યે જ સાંભળ્યા હશે. પછીથી ઉદ્દામ પ્રવૃત્તિની અને કોંગ્રેસની ધમાલને લીધે તેમને હું વધારે મળી શકેલો નહિ.

કોંગ્રેસનું અઠવાડિયું શરૂ થયું એટલે મોટા અગ્રણીઓની પધરામણી થવા માંડી. પ્રમુખ સર સત્યેન્દ્રપ્રસન્ન સિંહા, અને સુરેન્દ્રનાથ બેનરજીની મંડળીને ગાયકવાડ મહારાજાના જય મહાલમાં ઉતારવામાં આવી અને તેમની બાદશાહી મહેમાનગતિનું કામ સમાજના નવા ગુજરાતી સભાસદ કેસરીપ્રસાદ ઠાકોરને સોંપવામાં આવ્યું.[૨] પંડિત માલવીઆ પધાર્યા તેવા જ તેમણે માધવબાગમાં તેમની મીઠી મધુરી હિન્દી જબાનમાં હિન્દુ યુનિવર્સિટી વિષે અને વર્તમાન રાજકારણ વિષે વ્યાખ્યાનો આપવા માંડયાં. બેસંટે મુંબઈ આવીને હોમરૂલ લીગ સ્થાપવા વિષે કેટલાક આગેવાનોની સભા મેળવીને તેમ જ ટિળકના પક્ષવાદીઓ અને મુસ્લિમ નેતાઓ સાથે ખાનગી ચર્ચાઓ આદરીને વાતાવરણ તેજ બનાવ્યું. વળી મુસ્લિમ લીગની બેઠક કોંગ્રેસને વખતે જ મુંબઈમાં ભરવાની સામે અંગ્રેજોના ભાડૂતી પાંધીઆએ રાષ્ટ્રવાદી ઝીણાની સામે એવો વટોળ જગાવ્યો કે જેથી તે વિરલ નેતાને ભરી પિસ્તોલ કાયમ પાસે રાખીને જ એ સંમેલનની તૈયારીઓ કરવી પડી.

સાધુતા અને સાદગીની મૂર્તિ સમા ગાંધીજી મારવાડી વિદ્યાલયના મકાનમાં જમીન પર પલાંઠી વાળીને બેઠા. ત્યાં પૂરા વિલાયતી વેશમાં સજ્જ થયેલા શંકરલાલ અને દેશી ધોતિયામાં શોભના જમનાદાસ દ્વારકાંદાસ જેવા જોશીલા નવજુવાનોની મંડળી જામતી. તે સર્વે બેસંટનાં

૨. કેસરીપ્રસાદ તે વખતે કોલર–ટાઈ સાથે ફુમતાવાળી લાલ તુર્કી ટોપી પહેરતા તેથી તેમને પ્રમુખની સરભરા કરવાને ખાસ પસંદ કરવામાં આવેલા. તેમની છાવણીમાં પીરસાતાં માદક પીણાંની અને વિલાયતી ભોજનની વાતો સાંભળી અમે ચકિત થયેલા.

પત્રો વાંચી અને ભાષણો સાંભળીને તેમની નવી લડતના ચુસ્ત હિમાયતી બન્યા હતા. હવે તે વિષે ગાંધીજીના વિચારો જાણવા અને બને તો તેમની આગેવાની નીચે સ્વરાજની લડત આદરવા તે આતુર હતા. પણ ગાંધીજી તે વખતે રાજકારણનાં ઊંડાં પાણીમાં ખેંચાવા રાજી નહોતા. રાજકીય ચર્ચામાં તે કોંગ્રેસના જૂના આગેવાનો તરફ પૂરું માન દાખવીને નવજુવાનોને કંઈક નિરાશ કરતા. છતાં જરૂર પડે ત્યારે ચોક્કસ મુદ્દા પર સરકાર સામે સત્યાગ્રહ કરવાની તત્પરતા બતાવીને વળી તેમને પાનો ચડાવતા.

કોંગ્રેસની અને મુસ્લિમ લીગની એ બેઠકો યાદગાર નીવડી. કોંગ્રેસના પ્રમુખે લશ્કરમાં હિન્દીઓને અમલદારી કમિશન આપવાની મુખ્ય માંગ રજૂ કરીને અમને નિરાશ કર્યા. પણ વિષયવિચારિણી કમિટીની ચર્ચાને પરિણામે કોંગ્રેસે બે શુભ નિર્ણય કર્યાઃ (૧) ટિળક પક્ષ સાથે સમાધાન કરવાને એક કમિટી નીમવાનો અને (૨) મુસ્લિમ લીગના પ્રતિનિધિઓની સાથે મળીને રાજકીય સુધારાની સંયુક્ત યોજના ઘડવાને બીજી કમિટી નીમવાનો. આ બન્ને ઠરાવો કોંગ્રેસની ભરી બેઠકમાં હર્ષનાદોથી પસાર થયા અને ભાવિની સયુક્ત કોંગ્રેસની અને સંયુક્ત રાજકીય લડતની ભૂમિકા રચાઈ તેથી અમે જુવાનો બહુ જ ખુશી થયા.

મુસ્લિમ લીગની બેઠક વધારે તોફાની નીવડી. પહેલા જ દિવસની બેઠકમાં સરકારી ગુંડાઓએ રમખાણ મચાવીને ભંગાણ પાડ્યું. પણ બીજે દિવસે મંઝરૂલ હકના પ્રમુખપણા નીચે મળેલી લીગની બેઠકે કોંગ્રેસ સાથે સહકાર કરીને સુધારાની યોજના ઘડવાને એક કમિટી નીમી. કોંગ્રેસ અને લીગની બેઠકોમાં એકબીજાના અગ્રેસરો પધાર્યા તેમનું આનંદોત્સાહથી સ્વાગત થયું. છેવટે બન્ને સંસ્થાના દેશાભિમાની નેતાઓની સંયુક્ત હરોળ રચીને ઝીણાએ જ્વલંત વિજય મેળવ્યો.

દેશમાં સ્વરાજ સ્થાપવાની દિશામાં કોંગ્રેસ અને મુસ્લિમ લીગે સાથે મળીને આગેકૂચ કરી તેમાં અમે બેસંટની પ્રાથમિક સફળતા

પારખી. કોંગ્રેસની ભરી બેઠકમાં સ્વરાજનાં હકનાં વચનોને અને ખાસ કરીને બેસંટના ભવ્ય પ્રવચનને બુલંદ હર્ષનાદથી વધાવી લેવામાં આવ્યાં. વયોવૃદ્ધ બંગાળકેસરી સુરેન્દ્રનાથ બેનરજીએ વીરગર્જના કરી, ને પંડિત માલવીયજીએ હૃદયસ્પર્શી મીઠી વાણીમાં સ્વરાજની માગણી કરી. શ્રોતાજનોની નાડ પારખીને પ્રમુખે ઉપસંહારના ભાષણમાં ઊંચા લશ્કરી અધિકારની તેમજ નવા રાજ્યબંધારણની પણ માગ ઉઠાવી. આખરે દશહજાર માનવોની મેદનીએ વંદેમાતરમ્‌નું સમૂહગીત ગાઈને અને કોંગ્રેસનો જયકાર પોકારીને વિશાળ મંડપને ગજાવી મૂક્યો ત્યારે હું પણ અનેક રાતના ઉજાગરા અને થાકને વીસરી જઈને અપૂર્વ આનંદોત્સાહથી મદમસ્ત બન્યો. તરત જ "નવજીવન"માં "કોંગ્રેસનો જય" બીરદાવવાને મે ખાસ લેખ લખ્યો અને તેના ઠરાવો પર મદાર બાંધીને નવા વરસમાં ગુજરાતમાં રાજકીય આંદોલન જગાવવા હું આતુર થયો.

તે જ ઘડીએ મારે માથે નવી આફત ઊતરી પડી. બેસંટના પત્રમાં હું લખતો અને તેના ગરમ વિચારોનો હું પક્ષપાતી હતો એ તો શાસ્ત્રીજી જાણતા હતા ને અંતરમાં કંઈક પસંદ કરતા. પણ બેસંટના જુવાન ને ઝનૂની પક્ષવાદીઓનો હું રોજનો મેળાપી હતો, તેમનું "યંગ ઈન્ડીઆ" ચલાવવામાં હું સામેલ હતો અને બેસંટે ટિળક સાથે એખલાસ સાધીને એકધારો પ્રચાર કરવા માંડ્યો હતો—આ બધું ટિળકવિરોધી મુંબઈના મારા સાથીઓને અસહ્ય લાગ્યું, "નવજીવન" તો ગુજરાતી પત્ર હોવાથી તેમના વાંચવામાં નહોતું આવતું. પણ "યંગ ઇન્ડીઆ"માં બેસંટતરફી પ્રચાર થતો અને ખાસ કરીને કોંગ્રેસની જુનવાણી નેતાગીરી પર જે તીખા કટાક્ષનો[1] વરસાદ વરસતો તેથી તે મારા પર ચિડાઈ

૧. ફિરોઝશાહ મહેતા અને વાચ્છાની જૂની જમાતને તેમના જ પત્રના તંત્રી હોર્નીમેન અને તેમનો મુખ્ય મદદનીશ સૈયદ હુસેન "સ્થિતિસ્થાપક" "આકારાવૃત્તિ" "ભૂતકાલીન" "ભિખારવૃત્તિ" વગેરે

ગયા. સમાજની કમિટી મુંબઈમાં મળી તેમાં મારી નીતિરીતિની ચકાસણી થઈ. છેવટે મારી મુંબઈની સોબત અને પ્રવૃત્તિ અનિષ્ટ ગણીને કમિટીએ મને સમાજની નાગપુરની શાખામાં મોકલવાનો નિર્ણય કર્યો.

આ બદલીની ઓચિંતી જ ખબર-મને મળી તેથી પહેલો તો હું બહુ જ નારાજ થયો. કોંગ્રેસના આશાસ્પદ ઠરાવોને લીધે 'યંગ ઇન્ડીઆ'માં મારે વધારે લખવાની જરૂર હતી. હોમરૂલની લડત જોર પકડતી હતી તે વખતે સાથીઓને છોડી દૂર જવાનું મને આકરું લાગ્યું. પણ થોડા જ દિવસમાં નવી દુનિયા જોવાનાં અને કંઈ નવુંનવું જાણવાનાં, નવી દોસ્તી બાંધવાનાં અને નવી પ્રવૃત્તિ આદરવાનાં મોહક સ્વપ્નાં મારા દિલમાં ઊભરાવા લાગ્યાં. વળી, બેસંટનું સાહિત્ય તો નાગપુરમાંયે મળી શકે અને ત્યાંથી "નવજીવન" અને "યંગ ઇન્ડીઆ" માટે લેખ પણ મોકલી શકું. તે જ વખતે શાસ્ત્રીજીએ "સંસ્થાનોમાં જવાબદાર રાજતંત્ર"[1] વિષે અંગ્રેજ લેખક એ. બી કીથનું ત્રણ ભાગનું દળદાર પુસ્તક મારા હાથમાં મૂકીને તેનો અભ્યાસ કરવાનું મને સૂચવ્યું. આ કૃત્યથી તેમણે મારા પ્રત્યે સહાનુભૂતિ દાખવી અને અજાણે "યંગ ઈન્ડીઆ"માં મહિનાઓ સુધી લખવાનું ભાથું તેમણે મને બંધાવ્યું. પછી "નવજીવન" અને "યંગ ઈન્ડીઆ"નું કાર્યાલય શંકરલાલને સોંપીને હું નવી ગિલ્લીથી નવા દાવ ખેલવાના અનેરા ઉમંગથી સન ૧૯૧૬ના જાનેવારી માસમાં નાગપુર ઊપડી ગયો.

---

વિશેષણથી નવાજવા. તેવાં જ તાતાં તીર "યંગ ઈન્ડીઆ"ની કતારોમાંથી દર અઠવાડીએ છૂટતાં તેથી ચિડાઈને કનૈયાલાલ મુનશીએ તંત્રી મંડળમાંથી રાજીનામું આપેલું.

1. Responsible Government in the Dominions by A.B. Keith.

## ૧૩. નાગપુર ને પૂના

મારા અંતરમાં પરસ્પર વિરોધી વિચાર ને વૃત્તિના સંઘર્ષ શાળા – કૉલેજના દિવસથી ચાલતા તે મુંબઈમાં તેમ નાગપુરમાં રહેતાં પણ વધુ સ્પષ્ટ થયા ને વધતા ગયા.

હાઈસ્કૂલ ને કૉલેજમાં ઊંચું અંગ્રેજી શિક્ષણ લેતી વખતે જ વૈરાગી ધર્મજીવનની અસગત પ્રીતિ જાગી. વકીલાત કરતે કરતે જ ધનવૈભવની તેમજ પ્રેમલ કુટુંબજીવનની કુદરતી લાલસા પર સવારી કરીને મેં હોંશભેર રાજકીય ભેખ લીધી. ટિળક ને અરવિંદના કંઈક સંસ્કાર થયા પછી ને ઈટલી ને જર્મનીના સશસ્ત્ર મુક્તિસંગ્રામમાંથી પ્રેરણા પામ્યા પછી તેના કટ્ટર વિરોધી નરમ દળની હિન્દ સેવક સમાજનું મેં શરણું શોધ્યું. સમાજમાં જોડાયા પછી પૂનાના ધામમાં રહીને રાજકીય ને સરકારી સાહિત્યનો શાંત અભ્યાસ કરીને પ્રજાને એવી રાજકીય કેળવણી આપવાને લેખો લખવાનું ગમી ગયું; પણ તેની સાથે જ ટિળક સાથે બેસટે સંયુક્ત મોરચો રચીને ગરમાગરમ આંદોલન જગાવવા માંડ્યું તેમાં ઝુકાવવાની પણ મને તાલાવેલી થઈ, તેથી વિનીત પક્ષની સંસ્થામાં રહીને જ તેની સખ્ત ટીકા કરવા માંડી. હવે જાણે હદપાર થઈને હું નાગપુર આવ્યો ત્યારે એ જૂનું મંથન તો કાયમ રહ્યું, વધારામાં દૂર દેશાવરમાં પૂરા દિલથી દૈનિક કામ કરતે કરતે, હું સીધો ગુજરાતમાં જ જઈને લોકસેવા કરવાને રોજરોજ વધારે ઉત્સુક થતો ગયો.

સદ્ભાગ્યે, નાગપુરની સમાજનું વાતાવરણ અને કાર્ય આવા સ્વપ્નવિહારને અનુકૂળ હતું. શહેરની બહાર કુદરતને ખોળે બાંધેલા ગોખલે સ્મારક હૉલની છાયામાં નાના સગવડ ભરેલા મકાનમાં રહેવાનું અને તેના રમ્ય ચોગાનમાં ટહેલવાનું મને બહુ ગમી ગયું. મારા નેતા નરેશ આપાજી દ્રવિડ, ગોખલેના પહેલા પટ્ટશિષ્યોમાંના હતા; છતાં દેવધર કે જોશી જેવા ઉદ્દામ પક્ષના તેજોદ્વેષી નહોતા. નાગપુરના ટિળકપક્ષી વાતાવરણમાં તેમને જોઈતો સહકાર ન સાંપડવાથી તે કંઈક થાકેલા ને નિરાશ લાગતા. એક અંગ્રેજી સાપ્તાહિક "હિતવાદ" પ્રગટ કરીને અને તેને માટે એક નાનું છાપખાનું ચલાવીને જ તે સંતોષ માનતા. બાકી અમરાવતીના મોરોપંત જોશી, કે બાલઘાટના કેળકર જેવા વકીલો કે રાયબહાદુર મથુરાંપ્રસાદ જેવા ઇલકાબધારી જમીન-દારોની મદદથી ધારાસભામાં ને બહાર વિનીત પક્ષનું જોર જમાવવાને તે મર્યાદિત પ્રવૃત્તિ કરતા. પણ નાગપુર શહેરમાં ને આખા પ્રાંતમાં ટિળકપક્ષી ઓગલેના મરાઠી સાપ્તાહિક "મહારાષ્ટ્ર"ની હાક વાગતી તેથી દ્રવિડ અને તેમના નરમ દળના સાથીઓનો મધ્યમ વર્ગમાં કે આમ જનતામાં કંઈ ગજ વાગતો નહિ.

સમાજના મકાનમાં દ્રવિડ પોતાના કુટુંબ સાથે રહેતા. અને તેમની અને બીજા સભ્યો સાથે ગોળ ટેબલ પર બેસીને પહેલી જ વાર હુ જમતો. રસોઈઓ ઉત્તર હિન્દુસ્તાનનો ભૈયો હતો તેથી અર્ધ મહારાષ્ટ્રી ને અર્ધ ભૈયાશાહી નવતર ભોજન હુ શોખથી આરોગતો, અને તે વખતે અંગ્રેજી મરાઠી અને હિન્દી ભાષાઓમાં ચાલતી વિવિધ-રંગી વાતોમાં સામેલ થતો.

દ્રવિડનાં સુશિક્ષિત પત્ની મથુરાંબાઈ[1] પ્રભાવશાળી અને જાજર-માન સ્ત્રી હતાં. તેમને મારા જેવા કાચા ગુજરાતી જુવાનની ટીખળ

---

૧. પછીના કાળમાં અમરાવતીમાં મથુરાંબાઈ અંગ્રેજી હાઈસ્કૂલનું સંચાલન કરતાં. અને થોડાં વરસથી પૂનામાં દ્રવિડ સાથે નિવૃત્તિનિવાસ કરતાં. એ એક વરસ પર જ દ્રવિડ ગુજરી ગયા.

ને મશ્કરી કરવાની ખૂબ મજા પડતી. તેમની વિશાળ માંજરી આંખો-માંથી અને મુક્ત હાસ્યમાંથી શુદ્ધ વાત્સલ્યભાવ નીતરતો. ક્વચિત્ પોતે ખાસ બનાવેલી વાનગીઓ મને પીરસીને તે ઘરના સુખનો સ્વાદ મને ચખાડતાં. તેમના ૧૨ વરસના દીકરા બંકુ[1] અને ૪ વરસની દીકરી નલિની[2] સાથે મને તોફાનમસ્તી કરવાની મજા પડતી. દ્રવિડ પણ મારા રાજકીય શિક્ષકને બદલે મોટાભાઈનો ભાવ મારા પર રાખતા. આમ દ્રવિડ કુટુંબમાં ભળી જતાં હું નવું સુખ ભોગવવા લાગ્યો.

અહીંઆં મને "હિતવાદ" પત્રમાં કંઈક કંઈક લખવાની જ કામગીરી સોંપવામાં આવી. થોડું લખવાને માટે વધારે વાંચવાનો અમારો શિરસ્તો હતો. જો કંઈ સરકારી ખાતાના છેલ્લા વાર્ષિક હેવાલ વિષે મારે લખવાનું હોય તો તેના વિષે આગલાં પ્રકાશનો, સરકારી કમિટી કે કમિશનના હેવાલ વગેરેનો અભ્યાસ હું ખંતથી કરતો. મારું લખાણ દ્રવિડ જોઈને મંજૂર કરતા તે પછી તેની છપાઈ પર દેખરેખ રાખવાને ને તેનાં પ્રૂફ સુધારવાને હું સીતાબર્ડીના એક મોટા ડહેલામાં ચાલતા સમાજના છાપખાનાના કાર્યાલયમાં જતો. છાપખાનું એટલું નાનું હતું, તેની જગા એટલી સાંકડી હતી અને તેનો વ્યવસ્થાપક વ્યંકટરામ એવો ઉદ્ધત હતો કે ત્યાં ઓછામાં ઓછા વખતમાં મારું કામ પતાવીને હું નાસી છૂટતો. આ કાર્યાલયને અંગે મારે કંઈ અંગત સંબંધ બંધાયા નહિ—આસપાસની કોઈ ગુજરાતી પેઢીઓમાં હું જતો નહિ—હોટેલોમાં કે સિનેમામાં જવાનો શોખ નહોતો, તેથી પ્રેસમાંથી છૂટતાં જ સીધો અમારા શાંત ભવનમાં જઈને હું અભ્યાસમાં જ મગ્ન થતો.

રોજ સવારે ઘરના ઓટલા પર માંડેલા ટેબલ આગળ કલાકો

---

૧. તેનું ખરું નામ શ્રીકૃષ્ણ છે. હાલ તે એમ.બી.બી.એસ. પરીક્ષા પાસ કરીને મુંબઈમાં દાક્તરનો ધંધો કરે છે.

૨. નલિનીએ મુંબઈમાં ઉંચો દાક્તરી અભ્યાસ કરીને અહિનબરોની એફ. આર. સી. એસ.ની પદવી લીધી. પછી ઔંધના રાજા આપાસાહેબ પંત સાથે લગ્ન કરીને તે હાલ તેના પતિ સાથે દિલ્હીમાં રહે છે.

સુધી બેસીને હું મારું બધું લેખનકાર્ય કરતો. 'હિતવાદ'નું કામ તો પ્રમાણમાં જૂજ જ રહેતું. મોટે ભાગે તો "નવજીવન" માટે લેખ, પુસ્તકોનાં અવલોકન અને માસિક નોંધ તેમજ 'યંગ ઇન્ડીઆ' માટે અંગ્રેજી લેખ હું નિયમિત લખતો. વળી બન્ને પત્રોને અંગે હું મુંબઈના અને ગુજરાતના મિત્રો સાથે પત્રવહેવાર પણ કરતો. ને બપોરે શિયાળાની ટાઢીમાં કે ઉનાળાના બળતા તાપમાં સાઈકલ પર સવારી કરીને બધાય લેખ ને કાગળો ટપાલપેટીમાં હું જાતે પધરાવતો. બપોર પછી દેશભરનાં વર્તમાનપત્રો, સરકારી પ્રકાશનો, ગુજરાતી પુસ્તકો વગેરે વાંચવામાં અને ક્વચિત દ્રવિડ કે સમાજના મિત્રો સાથે વાર્તાવિનોદ કરવામાં હું વખત ગાળતો.

તે વખતે સમાજમાં આવતા અનેકભાષાવિશારદ ડા૦ કેતકરની પ્રતિભા અને વિશ્વવ્યાપી બુદ્ધિની મારા પર ઊંડી છાપ પડી. મરાઠી ભાષામાં લગભગ એકલે હાથે પહેલો જ વિસ્તૃત જ્ઞાનકોશ રચવાની તે તૈયારી કરતા હતા. કામ જેવું મહાભારત હતું તેવી જ તેમની હિંમત અને સાહસવૃત્તિ અમાપ હતી સર્વાંગસંપૂર્ણ જ્ઞાનકોશ તૈયાર કરવાનું કામ કઠિન હતું, તેથીયે વધારે મુશ્કેલ તો તે છપાવીને પ્રગટ કરવાનું હતું. તે વિષે જે અદમ્ય ઉત્સાહથી અને ઉદાત્ત બુદ્ધિથી તે વખતો વખત અમારી સાથે વાતો કરતા તેથી હું મુગ્ધ થતો. અગાઉ જોન મોર્લીના પુસ્તક[1]માં "ડીડેરો અને ફ્રાંસના જ્ઞાનકોશકારો" વિષે વિસ્તૃત લેખ વાંચીને મેં પ્રેરણા મેળવેલી. અઢારમી સદીના ડીડેરો અને તેના સાથીઓના જેવી જ્વલંત ગરીમાઈ તેમજ રાજકીય દમનનીતિનો સામનો તો આ જ્ઞાનવીરને નહોતો કરવો પડતો. પણ ડીડેરોના જેવા વિરલ ફાંનિયાહક સાથીઓ તેમને સાંપડ્યા નહોતા; તેના વિના મરાઠીમાં આખો કોશ કેમ રચાશે તેની મને બહુ ચિંતા રહેતી.[2]

૧. Miscellanies, by John Morley.

૨. છેવટે તેમણે આ કોશ મુંબઈમાં રહીને, અપાર મુસીબતો વટાવ્યા પછી પૂરો કર્યો એ માટે તેમને સર્વ ભારતવાસીઓના ધન્યવાદ ઘટે છે.

સમાજના જે મિત્રોને દ્રવિડની સાથે હું ક્વચિત મળવા જતો તેમાં સર બિપિન કૃષ્ણ બોઝ ને દિક્ષિત બેરિસ્ટર મુખ્ય હતા. બોઝ સ્થાનિક હાઈકોર્ટના શ્રીમંત ન્યાયાધીશ હતા. અસલ ગુજરાતથી આવેલા દિક્ષિત વકીલાત કરીને સારું કમાતા. બન્ને મોટા ચોગાનવાળા વિશાળ બંગલામાં પૂરા અંગ્રેજી ઠાઠથી રહેતા. બોઝના નિવાસમાં બંગાળની સાહિત્યકલાના સંસ્કાર વરતાતા. એકંદર આ મુલકમાં શ્રીમંત વકીલો, મોટા વેપારીઓ અને કોઈક જમીનદારો આમપ્રજાથી તદ્દન અલગ બનીને સરકારી "કેન્ટોનમેન્ટ"ના વિભાગમાં અંગ્રેજી સાહેબશાઈ રંગઢંગથી રહેતા, કૉલરટાઈ પહેરતા અને સરકારના વફાદાર સેવક બનતા. આવા લોકો જ અમારી સમાજને કંઈક સાથ અને આશ્રય આપતા એ જોઈને મને ઘણી નવાઈ લાગતી.

તે વખતે મારા એકના એક ગુજરાતી મિત્ર તો પોપટલાલ શાહ હતા. હિન્દી સરકારના હિસાબનીશની કચેરીમાં તે ઊંચો હોદ્દો ભોગવતા. હું રાજદ્વારી કાર્યકર હોવાથી તેમને ઘેર જ મળતો અને કોઈવાર તેમની સાથે બહાર ફરવા જતો. ગુજરાતની પ્રજાના સર્વદેશીય સવાલોની અમે ચર્ચા કરતા. ખાસ કરીને ગુજરાતી સાહિત્યની ખિલવણીના અને ગુજરાતી યુવાનોની તાલીમના–એકંદર નવા ગુજરાતના સર્જનના સવાલો અમે ચર્ચતા. "નવજીવન" માસિકની અને ગુજરાતની સેવાની પ્રવૃત્તિ કરવામાં તે મને ખૂબ ઉત્તેજન આપતા. અમારી વચ્ચે જીવન અને અનુભવના અનેક ભેદ હોવા છતાં તેમની બુદ્ધિયુક્ત સૌમ્ય દૃષ્ટિથી તે મને ઘણી કીમતી સલાહ આપતા. તેની સાથે તેમનાં માયાળુ પત્ની મને ચટકદાર ગુજરાતી વાનીઓ પીરસતાં તેથી તેમનું ઘર મારા અણમોલ આનંદવિરામનું ધામ બનતું.

મુંબઈની કોંગ્રેસમાં સારા દેશના રાજકારણનું મને પ્રત્યક્ષ દર્શન થયેલું. તેમાં સર્વે અગ્રેસરોમાં બેસંટનું વ્યક્તિત્વ વધારેમાં વધારે પ્રભાવશાળી લાગેલું. હવે તેમનાં પત્રો અને લેખો નિરાંતે વાંચતાં મારા વિકસતા

ઉદ્દામવાદને નવો વેગ મળ્યો. નાગપુર જેવા મધ્યસ્થ દૂરના નગરમાં અભ્યાસ ને મનન કરતાં સંકુચિત મુંબઈગીરી કે ગુજરાતીને બદલે વિશાળ હિન્દી-રાષ્ટ્રીય દૃષ્ટિ મેં પ્રાપ્ત કરી. "યંગ ઈન્ડીઆ"ના અંગ્રેજી પત્રમાં તો બ્રિટીશ સંસ્થાનોને જે સ્વરાજનાં બંધારણ સાંપડ્યાં તેની કથા શાસ્ત્રીજીએ આપેલા પુસ્તકને આધારે હું લખ્યે જતો. પણ મારા નવા માનસની ઊંડી અસર તો "નવજીવન"ના મારા લેખ અને નોંધ પર પડતી ગઈ.

નાગપુરમાં આવતાં જ "સ્વરાજ્યનાં સ્વરૂપ" વિષે લેખ લખીને તે વિષે એક નવી લેખમાળા મેં શરૂ કરી. પછીના અંકોમાં "સ્વરાજ્ય શા માટે?" "પ્રાંતિક સ્વરાજ્ય" "સ્થાનિક સ્વરાજ્ય" "રાષ્ટ્રીય સ્વરાજ્ય" વગેરે લેખો હું લખતો ગયો. તે પૈકી "સ્વરાજ્ય શા માટે?" લેખમાં તો અંગ્રેજ સરકારની રાજનીતિ અને વહીવટની સણસણતી ટીકા પહેલી જ વાર કરીને મેં મિત્રોની મુબારકબાદી મેળવી. તે જ કાળમાં બેસંટ તરફથી "અખિલ હિન્દ સ્વરાજવિચાર પ્રચાર મંડળ" સ્થપાયુ તેના તરફથી આ લેખો સુંદર કાગળ પર છાપીને તેની હજારો નકલો સારા ગુજરાતમાં મફત વહેંચાવા માંડી તેથી હું બહુ જ હરખાયો.

તે વખતે ટિળક જેવા રાજકારણના ઉદ્દામવાદીઓ સામાજિક વિષયમાં રૂઢિરક્ષક હતા. પણ હું તો મુંબઈના સંસ્કાર અને અભ્યાસથી જીવનનાં સર્વે ક્ષેત્રમાં એકસરખી સમૂળી ક્રાંતિ ચાહતો. તેથી સ્વરાજ્ય વિષે પહેલો લેખ છપાયો તેની સાથે "સમાજ સુધારાની પ્રગતિ" વિષે મારો લેખ પ્રગટ થયો. તેમાં મેં લખ્યું: "ભોળાનાથ સારાભાઈ અને મહીપતરામ રૂપરામ, કવિ નર્મદ અને કરસનદાસ મૂળજી જેવા વીર સુધારકોએ સમાજ સુધારાની જેવી વીરહાક ચાળીસ પચાસ વર્ષ પૂર્વે ગજાવી હતી તેવી આ સુધરેલા જમાનામાં આપણા વિદ્વાનોએ અને કાર્યકર્તાઓએ ગજાવી નથી...અને રાજકીય વિચારોથી વાતાવરણ ઉશ્કેરાયેલું છે ત્યારે...સામાજિક વિષયો પ્રત્યે ઉપેક્ષા અને ક્વચિત

તિરસ્કાર નજરે પડે છે."[1] આવી ફરિયાદ રજૂ કર્યા પછી ન્યાતજાતનાં મંડળોની પ્રમાણમાં હળવી પ્રવૃત્તિમાં જ ઘણા ભણેલાની સુધારાની પ્રવૃત્તિ મર્યાદિત થઈ હતી તે વિષે અસંતોષ જણાવીને મેં લખ્યું: "રાજ્યમાં આપણે અમુક જીવન માગવાનું છે, સમાજમાં આપણે નવા જીવનનો અંગીકાર કરવાનો છે. એકમાં માગવાનું, બીજામાં થવાનું છે... જે કાર્યની સિદ્ધિ બીજાની મહેરબાનીથી નહિ પણ પોતાના સામર્થ્યથી થવાની છે તે વધારે સત્વર થઈ શકે."[2]

આવું સર્વાંગી પ્રચારકાર્ય મેં એકએક માસ ચલાવ્યું તેટલામાં જ મને ગુજરાત જવાની ચટપટી થઈ. કંઈક કારણસર કવિની રજા લઈને હું મુંબઈ જવા ઊપડ્યો. ત્યાં જમનાદાસ વગેરે "યંગ ઇન્ડીઆ"ના સંચાલક મિત્રોને હું મળ્યો. શંકરલાલ તે વખતે વડોદરામાં એલેમ્બિકના કારખાનામાં રોકાયેલા હતા. વળી શારદાબહેન સાથે પત્રવહેવાર ચાલતાં તેમને પણ મળવાનું નક્કી કર્યું હતું. તેમને બંનેને અને બીજા મિત્રોને મળવા હું વડોદરા ગયો. શંકરલાલ પાસેથી છેલ્લી રાજકીય પરિસ્થિતિની માહિતી મે મેળવી લીધી અને ગુજરાતમાં કાર્ય જમાવવા વિષે ચર્ચા કરી. "નવજીવન"ના એક લેખક અને સ્થાનિક હાઈસ્કૂલના શિક્ષક હરિલાલ દેસાઈ[3]ને પહેલી જ વાર હું તે વખતે મળ્યો. શિયાપુરાના

1. "નવજીવન અને સત્ય" પુ. ૧, અં. ૯, પાન ૩૬૬
2. એજન પાન ૩૭૯.
3. સન ૧૯૨૧ના અસહકારના વરસ દરમ્યાન તેમણે શિક્ષકની નોકરી છોડ્યા પછી તે પોતાના વતનમાં કપડવંજમાં ખાદીપ્રવૃત્તિ ચલાવતા. તે માટે થોડોક વખત ગાંધીજીની પાસે સાબરમતી આશ્રમમાં તે રહેલા. કપડવંજમાં કાયમ રહીને તેમણે સેવાસંઘ વગેરે સેવાની અનેક પ્રવૃત્તિ ચલાવી. પછીથી તેમનાં પહેલાં પત્નીનું અવસાન થતાં તેમણે બીજી વાર લગ્ન કરેલું, એ બીજાં પત્ની કાન્તાબહેન પર ગાંધીજીએ લખેલા પત્રો હમણાં પ્રગટ થયા છે.

મહારાજા થિયેટરમાં ગોખલેના જીવનસંદેશ વિષે મેં ભાષણ કર્યું. પછી સયાજીગંજમાં દા૦ સુમંત અને શારદાબહેનની મુલાકાત લેવા હું ઊપડ્યો.

હું તેમને ઘેર ગયો ત્યારે હોળીના તહેવારો હતા. દાક્તર બધાં છોકરાંને લઈને કંઈ બાળમેળામાં ગયેલા, તેથી એકલાં શારદાબહેન જ મને મળ્યાં. તે દિવસે આશરે ચાળીસેક વરસથી વડોદરામાં દા૦ સુમંતના પિતાએ માંડેલા ઘરનો અઢળક સરસામાન બાંધીને અનેક ગાંસડાં પોટલાં ને પથારીના વીંટા શારદાબહેન તૈયાર કરી રહ્યાં હતાં. આવું અણધાર્યું દશ્ય જોઈને હું સ્તબ્ધ થયો. કંઈક કરુણ પણ મીઠા હાસ્યથી મારું સ્વાગત કરીને શારદાબહેન દિલ ખોલીને વાત કરવા બેઠાં. દાક્તર સુમંતે હિન્દ સેવક સમાજમાં જોડાવાને બદલે નોકરીમાંથી લાંબી રજા લઈને સહકુટુંબ અમદાવાદમાં રહી જનસેવા કરવાનો નિર્ણય કર્યો હતો તે તેમણે થડકતે અવાજે મને જણાવ્યું. તેમનાં ગુલાબી બાળકોને મેં મુંબઈમાં ત્રણ માસ પર જ જોયેલાં. તેથી અમલદારી સાહ્યબીમાં જિંદગીભર રહેલા આ બધા સુખી જીવ સાદા ત્યાગી જીવનની મુસીબતો શી રીતે વેઠી શકશે?—એ સવાલ શારદાબહેનના ચિંતાતુર દિલમાં ઘોળાતો જણાયો. તે વિષે પોતાની શંકાઓ અને દાક્તરના નિરાકરણની વાત કરતે કરતે શારદાબહેન ચોધાર આંસુએ રોઈ પડ્યાં. હું પણ તેમની ચિંતાનો ભાગીદાર થઈને આંસુ સારતો ગયો. એમના જેવાં ગુજરાતનાં ઉત્કૃષ્ટ સન્નારીએ મને સગા ભાઈ જેવો ગણીને મારી આગળ હૈયાવરાળ કાઢી તેથી મને કંઈક આશ્વાસન મળ્યું. વળી હું અમદાવાદને મારી ભાવિ પ્રવૃત્તિનું ધામ કરવા તલસતો હતો તેથી તેમનો બંનેનો સાથ મેળવવાના વિચારથી અંતરમાં કંઈક હરખાયો.

વડોદરેથી અમદાવાદ જઈને નવજીવનના લેખક તરીકે મારા મિત્ર બનેલા દા. હરિપ્રસાદને, સારંગપુરને તેમને દવાખાને હું મળવા ગયો. સવારે એ સ્થળે અનેકવિધ સેવકોનો મેળો ભરાતો. ત્યાં તેમના

ભાઈ પ્રીતમરાય, ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના મંત્રી હિરાલાલ પારેખ અને પછી નજીકમાં રહેતા હરિપ્રસાદ મહેતા વગેરે અનેક ભાઈઓ રોજબરોજ મળતા ગયા. તેમણે મને એક જૂના મિત્ર તરીકે વધાવી લીધો. આવતા ઓકટોબર માસમાં પ્રાંતિક રાજકીય પરિષદ અમદાવાદમાં મળવાની હતી તે ટાંકણે ગુજરાતની પ્રજાને જાગૃત કરવાના પહેલા પગલા તરીકે કેળવણી પરિષદ બોલાવવાની મારી યોજના મેં તેમની આગળ રજૂ કરી સામી બાજુથી સન ૧૯૦૯થી ગુજરાત પૈસા ફંડ તરફથી એ શહેરમાં ચાલતી રાત્રિશાળાઓ[1], આગલે મહિને જ ગોખલે જયંતિને દિને સ્થપાયેલી ગોખલે સોસાયટી, અને ચાર રસ્તા આગળ ચાલતી દાદાભાઈ લાયબ્રેરી વગેરે અનેક સ્થાનિક પ્રવૃત્તિનો ખ્યાલ દા. હરિપ્રસાદે મને આપ્યો. લાંબી વાતચીતમાં પરસ્પર પિછાન થયા પછી કેળવણી પરિષદ વિષે તેમણે ગોખલે સોસાયટીના પ્રમુખ જીવણલાલ બેરિસ્ટરને મળવા મને સૂચવ્યું અને પોતાના સહકારની મને ખાતરી આપી.

તરત જ ગુજરાત કલબમાં જઈને હું જીવણલાલ દેસાઈ ને મળ્યો. પહેલી વાતચીતમાં તો નાને મોઢે મોટી વાત કરતો હું તેમને લાગ્યો. જરા કડક બનીને તેમણે અસલ બેરિસ્ટરની અદાથી મારી ઊલટતપાસ કરી જોઈ. પણ હું તો મુંબઈ, પૂના અને નાગપુર સુધી ફરીને પાકો થયેલો – સંગીન અભ્યાસ અને ઉત્કટ ઉત્સાહથી બરાબર સજ્જ થયેલો – ગુજરાતને ચરણે જીવન અર્પણ કરવાને કૃતનિશ્ચયી બનેલો – અને સરકારી હેવાલો વાંચીને બધાયે પ્રકારથી કેળવણીની ખામીઓ મારી જીભે ચઢેલી. થોડી જ વારમાં મારી ગંભીરતા અને યોગ્યતા

---

૧. તે વખતે તે ફંડમાંથી ધીકાંટાની બે રાત્રિશાળામાં (એકમાં અંગ્રેજી શીખવાતું) મળીને ગરીબ મજૂર વર્ગના ૨૦૦ વિદ્યાર્થી ભણતા. બીજી બે ગોલવાડમાં, બે પ્રેમદરવાજે અને દિલ્હી દરવાજે વાઘરીવાડમાં ૧
ચાલતી. આ છેલ્લી શાળામાં મીલકામદારોનાં બાળકો વિશેષ હાજરી આપતાં. આઠમી નિયમિત ગુજરાતી-અંગ્રેજી શાળા નરોડામાં આખો દિવસ ચલાવવામાં આવતી.

તેમણે પારખી અને તેમના મંડળ તરફથી યોગ્ય સમયે મને પૂરું પીઠ-બળ આપવાની તેમણે ખાતરી આપી.

મુદ્દાનું કામ પતાવીને હું કોચરબ પર તેમના જ બંગલામાં રહેતા ગાંધીજીને મળવા ગયો. મને તો તે સારી રીતે ઓળખતા જ હતા તેથી તેમણે પૂરા ભાવથી મારું સ્વાગત કર્યું. તે વખતે તેમની ભાવના મુજબ આશ્રમજીવનની પ્રણાલિકા ઘડવામાં અને કાર્યકરોને યોગ્ય તાલીમ આપવામાં તે રોકાયેલા રહેતા. રસોડાની બાજુ પર એક નાની ઓરડીમાં તેમણે એક હાથશાળ ગોઠવેલી તેના પર મીલના સૂતરનું કાપડ તે વણતા. હું મળવા ગયો ત્યારે તે કેળાં અને મગફળીનો ફળાહાર કરતા હતા. તેમાંથી મને થોડો પ્રસાદ તેમણે આપ્યો. અમારી હમની રાજકીય પ્રવૃત્તિમાં તે રસ દાખવતા નહિ, તેથી કેળવણી પરિષદની વાત મેં સહેજ કરી તે તેમણે પસંદ કરી. માતૃભાષા દ્વારા બધું શિક્ષણ આપવાનો તેમણે આગ્રહ દાખવ્યો, તે તો મને ગમતો જ હતો. આમ થોડી જ વાતચીત કરીને મેં તેમની રજા લીધી.

તેમના આશ્રમમાં બીજા ભાઈઓ સાથે વાત કરતાં મેં જાણ્યું કે અમેરિકાના પ્રસિદ્ધ લેખક થોરોનું "સવિનય કાયદા ભંગની ફરજ"[1] વિષે અંગ્રેજી પુસ્તકનું રોજ સાંજે ગાંધીજી પારાયણ કરતા. આમ તે ભાવિ લડતની તૈયારી કરતા લાગવાથી હું ઘણો ખુશી થયો. પણ તેની સાથે સ્વામી સત્યદેવે ગાંધીજીની બીજી એક વાત કરી તે સાંભળીને હું નવાઈ પામ્યો. યુરોપમાં ખુનખાર યુદ્ધ ચાલી રહ્યું હતું તે પરથી કોઈએ અફઘાન સરહદના રક્ષણ માટે હથિયારની જરૂર વિષે ગાંધીજીને પૂછ્યું, ત્યારે તેમણે કહેલું: "તેને માટે હથિયારની કે સિપાઈઓની શી જરૂર? થોડા સત્યાગ્રહીઓ કુરબાની કરવાને તૈયાર થઈને એ સરહદ પર ખડા થઈ જાય તો તેમની અડગ અહિંસા પારખીને કોઈ દુશ્મન તેમનાં મુડદાં ઓળંગીને આપણી હદમાં ન જ ઘૂસે" આ વિચારો મને અપ્તરંગી અને અવાસ્તવિક લાગ્યા. પણ પછી તરત મને

---

1. Thoreau's Duty of Civil Disobedience.

લાગ્યું કે આપણો અંગ્રેજ દુશ્મન તો દેશમાં ઘૂસીને આપણને સર કરી બેઠો હતો, તેને હઠાવવા માટે ગાંધીજી અહિંસક સેના તૈયાર કરે અને થોરોના ઉપદેશ મુજબ સરકારી કાયદા અને હુકમોનો ભંગ કરવા માંડે તો દેશની સૂરત કેવી પલટાઈ જાય ?[1]

વળતાં મુંબઈમાં કેળવણી પરિષદની યોજના વિષે દેવધરની સંમતિ અને ઠક્કરબાપાનો સાથ મેળવીને હું નાગપુર ગયો. હવે બેએક માસ પછી ગુજરાત જવાનો નિશ્ચિત કાર્યક્રમ નજર આગળ રાખીને ગરમીના દિવસો મેં રોજિંદા કાર્યમાં સપાટાબંધ પસાર કર્યા.

પછીના છએક માસમાં દેશભરમાં ઉગ્ર રાજકીય પ્રચારકાર્ય કરીને અને ટિળક સાથે સંતલસ સાધીને બેસંટે હોમરૂલ લીગની સ્થાપના કરી. તે જ ગાળામાં નાનીમોટી ગુજરાતી સ્વરાજ–પત્રિકાઓની હજારો નકલ ગુજરાતનાં નાનાંમોટાં શહેરોમાં વહેંચાતી ગઈ અને સપ્ટેમ્બર પછી હોમરૂલ લીગની શાખાઓ ઠેરઠેર સ્થપાતી ગઈ. તે જ કાળમાં ગુજરાત કેળવણી પરિષદને ટાંકણે કેળવણીની ઘણી નામાંકિત સંસ્થાઓ અને બીજી સમાજસેવાની પ્રવૃત્તિઓ ગુજરાતમાં જામતી ગઈ. ખરેખર એ સાલની ગ્રીષ્મ અને વર્ષા ઋતુથી ગુજરાતના સાર્વજનિક જીવનની વસંત પાંગરવા લાગી તેથી તેના પર ઊડતી નજર નાખીએ.

એપ્રિલ માસમાં દા૦ સુમંત, શારદાબહેન અને બાળકો સાથે લાલદરવાજા પાસે એક મકાનમાં રહેવા લાગ્યાં. દાક્તરે પોતે તરત સુરત જઈને દા૦ હરસુખ વોરાના સહકારથી ત્યાં આરોગ્યમંડળની સ્થાપના કરી અને આરોગ્ય પ્રદર્શનની યોજના કરી. થોડા જ વખતમાં બંને

૧. તે કાળમાં ગાંધીજીના આશ્રમમાં "જય માતૃભૂમિ તેરે ચરણોંમેં શિર નમાઉં" – ગીત ગવાતું તે પણ સાંભળેલું. ત્યારે ખાસ કરીને તેના છેલ્લા વાક્યની – "મન ઔર દેહ તુઝ પર બલિદાન મૈં ચઢાઉં" – એની મારા દિલ પર ઊંડી ચોટ લાગતી.

મિત્રોએ સ્થાનિક કાર્યકરોનો સહકાર મેળવીને સમાજસેવા મંડળની પણ સ્થાપના કરી. વળી ડા૦ કરસુખ, પ્રસન્નવદન દેસાઈ અને કાકોરરામે કોંગ્રેસની શાખા રૂપે સુરત જિલ્લા સભા શરૂ કરી. ડા૦ કરસુખના પિતા વીરસુખરામના ખાસ પ્રયાસથી કન્યાઓને સ્વતંત્ર ધોરણસર માધ્યમિક શિક્ષણ આપવા માટે મહિલાવિદ્યાલયની સ્થાપના જૂન માસમાં થઈ. સન ૧૯૧૩માં સ્થપાયેલી સુરત સાર્વજનિક સોસાયટીએ ચુનીલાલ શાહના અથાગ પ્રયાસથી હાઈસ્કૂલનાં અને તેની બોર્ડિંગનાં મકાનો બાંધીને કોલેજ કાઢવાની પ્રવૃત્તિ શરૂ કરી. વરસની આખરે જિલ્લાના અષ્ઠામા ગામે હાઇસ્કૂલ ચલાવવાને એક ગ્રામીય કેળવણી મંડળની સ્થાપના થઈ.

ચરોતરના સેવાભાવી શિક્ષક મોતીભાઈ અમીન લોકશિક્ષણ માટે ખાનગી રીતે તેમજ વડોદરા રાજ્યની સહાયથી, ગામગામડે પુસ્તકાલયો સ્થાપતા હતા. વળી, વરસો સુધી પેટલાદ બોર્ડિંગમાં યશસ્વી કાર્ય કરીને તેમણે જે સેવાભાવી શિક્ષકો તૈયાર કર્યા હતા તેમના સહકારથી તેમણે એપ્રિલ માસમાં ફર્ગ્યુસન કોલેજના ધોરણે ચરોતર એજ્યુકેશન સોસાયટીની સ્થાપના કરી. તેની કાઉન્સીલની સભાએ જૂન માસમાં આણંદની હાઈસ્કૂલનો અને વસોની નવી ગુજરાતી શાળાનો વહીવટ સંભાળી લીધો.

સુરતથી અમદાવાદ આવીને ડા૦ સુમંતે તે શહેરમાં પણ આરોગ્ય મંડળ અને સમાજસેવા મંડળની સ્થાપના કરી. શારદાબહેન મુંબઈ અને વડોદરામાં સ્ત્રી કેળવણીની સંસ્થાઓ સાથે જોડાયેલાં હતાં. અમદાવાદમાં આવ્યા પછી થોડા જ વખતમાં તેમણે કેશવપ્રસાદ દેસાઇની મારફત વનિતાવિશ્રામનાં સંચાલક સુલોચનાબહેનનો સંપર્ક સાધ્યો. સુલોચનાબહેન વિધવાઓ ઉપરાંત કન્યાઓને પણ સ્વતંત્ર ધોરણે માધ્યમિક કેળવણી આપવા માટે વ્યવસ્થા કરવા તૈયાર હતાં. આ કામમાં તેમને શારદાબહેન જેવાં સંસ્કારી અને સુશિક્ષિત સન્નારીનો સહકાર અણમોલ નીવડ્યો. બંનેના સંયુક્ત પ્રયાસથી અને કેશવપ્રસાદના

અથાગ પરિશ્રમથી જુલાઈ માસમાં મહિલા વિદ્યાલયની સ્થાપના થઈ.

અંબાશંકર મલજીની આગેવાની નીચે ભરૂચ મુખ્યત્વે કરીને સહકારી પ્રવૃત્તિ માટે જાણીતું હતું, ત્યાં આ કાળ દરમ્યાન ખેતી ઉદ્યોગ મંડળ, આરોગ્ય મંડળ, ભરૂચ કેળવણી મંડળ અને કોંગ્રેસની શાખા રૂપે જિલ્લા સભા સ્થપાયાં. વિદ્યાર્થી મંડળો તો બીજાં અનેક શહેરમાં તેમ ભરૂચમાં પણ શરૂ થયાં.

શહેર અને ગામડાંની આવી વિવિધ પ્રવૃત્તિના સંચાલકો તેમના સમાચાર દર મહિને "નવજીવન"માં પ્રગટ કરતા. સારા ગુજરાતમાં આમ નવજીવનનું વાહન આ માસિક બનતું ગયું. તેથી વળી આ બધી પ્રવૃત્તિને કંઈક વેગ મળતો ગયો અને તેમાં ઝુકાવવાને હું તલપાપડ થતો ગયો.

જૂનની ૧૨મી તારીખે હંમેશ મુજબ ભરાતા અમારી સમાજના વાર્ષિક સમેલનમાં હાજરી આપવાને હું દ્રવિડની સાથે પૂને ગયો. અલ્હાબાદથી હૃદયનાથ કુંઝરૂ અને વ્યંકટેશ નારાયણ તિવારી, મદ્રાસથી વ્યંકટ સુબૈયા અને હનુમંતરાવ વગેરે બધીયે શાખામાંથી આવેલ અનેક સભાસદોને અને બીજા સન્મિત્રોને મળવાનો મને આ પહેલો જ અવસર મળ્યો. તે વખતે ગાંધીજીને સમાજમાં સામેલ ન કરવાનો નિર્ણય લેવાઈ ગયો હતો. છતાં સમાજના હિતૈષી તરીકે તે પણ આવી પહોંચ્યા. પૂનાના રમ્ય ધામમાં દેશભરના આજીવન સેવકોને મળીને તેમની સાથે બધાયે રાષ્ટ્રીય સવાલોની મુક્ત ચર્ચા રાતદિવસ કરવાથી મને ઘણો લાભ થયો.

૧૨મીની સભામાં શાસ્ત્રીજીએ યુરોપીય મહાયુદ્ધમાં હિન્દી સિપાઈઓ અને નાણાંના બલિદાનથી, બ્રિટીશ સંસ્થાનોમાં ચાલતાં આંદોલનોથી, બેસંટની પ્રવૃત્તિથી અને છેલ્લી કોંગ્રેસના ઠરાવોથી – આ બધા સંજોગોથી વિકસેલી રાજકીય પરિસ્થિતિનું વિશદ સિંહાવલોકન કર્યું. અનેક મતમતાંતરનો સૂક્ષ્મ વિચાર કરીને તેમણે એવી સલાહ આપી કે સમાજના

સર્વે સભાસદોએ સ્વરાજની દિશામાં મહત્ત્વના રાજકીય સુધારા તત્કાળ હાંસલ કરવાને જામતા આંદોલનમાં આગેવાની લઈને સમાજના કાર્ય પર યશકલગી ચડાવવી જોઈએ.

મુંબઈ, પૂના અને નાગપુરના જૂના કાર્યકરોએ આ વિચારસરણીનો થોડોઘણો વિરોધ કર્યો. તેમના માનસને તો હું સારી રીતે પિછાનતો હતો તેથી મને કંઈ નવાઈ ન થઈ. પણ જ્યારે ગાંધીજીએ વિરોધનો સૂર કાઢયો ત્યારે હું ચકિત થયો. તેમણે સાફ કહ્યું કે ઇંગ્લંડના દાની દુસ્મન તરીકે આપણે તેની મુસીબતને વખતે આવી કંઈ પ્રવૃત્તિ ન જ કરીએ; લડાઈ પતી ગયા પછી જ સ્વરાજના જન્મસિદ્ધ હક માટે આપણે યોગ્ય લડત ચલાવી શકીએ. છતાં બીજા ઘણા સભાસદોએ શાસ્ત્રીજીના વિચારને પુષ્ટિ આપી. ચર્ચાનો ઉપસંહાર કરતાં શાસ્ત્રીજીએ કેનેડા, ઓસ્ટ્રેલિયા વગેરે સંસ્થાનોની પ્રવૃત્તિનો નિર્દેશ કરીને જણાવ્યું કે તેના આગેવાનો પણ લડાઈ દરમ્યાન વિશેષ રાજકીય સ્વતંત્રતા માગી રહ્યા છે તો આપણે શા માટે અટકી જવું? છેવટે તેમણે કહ્યું: "દેશમાં રાજકારણમાં નવાં આંદોલનનાં મોજાં ચોપાસ ઊછળી રહ્યાં છે. તેની ટોચ પર સવારી કરી તેને યોગ્ય દિશા અપવાનો આજે અવસર છે. જો પળ ચૂકશો ને આ ચળવળ અફળ જશે તો નવી વ્યવસ્થામાં તમારું કંઈ સ્થાન નહિ રહે." આવા છેલ્લા શબ્દો તે બોલતા હતા તેવામાં ભોજનનો ઘંટ વાગ્યો તેને શાસ્ત્રીજીએ પોતાના વચનના સાક્ષી તરીકે ગણાવીને સભાની પૂર્ણાહુતિ કરી.

તેવામાં જ સમાજની ઉમેદવારીનું મારું એક વરસ લગભગ પૂરું થયું તેથી શાસ્ત્રીજીએ મને સમાજના જીવનવ્રતની દીક્ષા આપી. એકાંતમાં મારા અનુભવ અને માનસની પૂરી ચિકિત્સા કર્યા પછી મને કુંકુમ તિલક કરીને અને નાળીએર વધેરીને એક પછી એક વ્રતના શબ્દો તે બોલતા ગયા અને હું તે ભાવપૂર્વક ઉચ્ચારીને વ્રત લેતો ગયો. મુંબઈ અને નાગપુરની ઠંડી પ્રવૃત્તિથી મારા દિલમાં જે શંકાઓ જાગી હતી તેનું શાસ્ત્રીજીના અધિકૃત ભાષણથી અને સમાજના એકંદર નિર્ણયથી

નિરસન થતું હતું. હવે સમાજમાં રહીને બેસંટ તેમજ ટિળક આરંભેલી નવી રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં ઝુકાવી શકાશે એ વિચાર જ મારા મનમાં ઘૂમી રહ્યો. વળી દેવધરે અને ગુજરાતમાં કેળવણીની પ્રવૃત્તિ આદરવાની છૂટ આપીને મારા માનીતા કાર્યક્ષેત્રનાં દ્વાર ખોલી આપ્યાં હતાં અને તેમાં ઠક્કરબાપાનો પૂરો સાથ હતો. તેથી નિઃશંક અને નિશ્ચયાત્મક વૃત્તિથી ઉજ્જ્વળ લઈને હું સમાજનો કાયમનો સભાસદ થયો.

વાર્ષિક સંમેલન પૂરું થયા પછી ચોમાસાનાં થોડાં અઠવાડિયાં હું પૂને રહ્યો. તે દરમ્યાન જિલ્લા લોકલબોર્ડની પ્રગતિ વિષે સરકારે નીમેલી કમિટીનો હેવાલ પ્રગટ થયો તેનો અભ્યાસ કરવા હું મંડી પડયો. તેમાં પૂરવણી કરવાને તે વિષે જૂનું સરકારી સાહિત્ય પણ હું જોઈ ગયો. ગામડાંની શાળા અને દવાખાનાં, તેના રસ્તા અને સુખાકારી વગેરેનો વહીવટ લોકલબોર્ડને સોંપેલો હોવાથી ખેડૂત પ્રજાની સર્વદેશીય ઉન્નતિની દૃષ્ટિથી સરકારી હેવાલની ઝાટકણી કાઢવાને મેં એક લેખમાળા આદરી બધા લેખો મુંબઈના "ગુજરાતી" પત્રમાં અને પછી "નવજીવન"માં પ્રગટ થયા. તેમાં સરકારી ભલામણોને અધુરી ગણીને ગામડાંના વહીવટમાં સંપૂર્ણ સ્વરાજ્ય સ્થાપવાને મેં મૂલભુત સૂચનાઓ કરી. ચાલુ રાજકીય આવેશ માટે તેમાં સ્થાન નહોતું. છતાં ગામડાંના શુષ્ક ગણાતા રોજિંદા વહીવટમાં લોકશાસનના સિદ્ધાંતોને વણીને તેને ઉન્નત ભૂમિકા પર મૂકવા અને ગામડાંના રસિયા સર્વે કાર્યકરોનું ધ્યાન તેના પર કેન્દ્રિત કરવા મેં પ્રયાસ કર્યો.

આગલી સાલ સમાજમાં જોડાયેલા કેસરીપ્રસાદનો નિકટ પરિચય મને આ વખતે જ પૂનામાં થયો. તે રાજકીય અભ્યાસ કરતાં ધાર્મિક વાંચન ને ચિંતનમાં વધારે મગ્ન રહેતા. પુખ્ત વયે તીવ્ર વૈરાગ્યબુદ્ધિથી પ્રેરાઈને તે સમાજમાં સામેલ થયા હતા. તેમને પુસ્તકાલયના ખંડમાં હું મળતો ત્યારે ઘણી વાર વિવેકાનંદ કે અરવિંદ ઘોષનાં પુસ્તકમાં તેમને લીન થયેલા નિહાળતો. રાજકારણમાં તે બહુ જ સ્પષ્ટ અને નિશ્ચયાત્મક

વિચાર ધરાવતા, દરેક બાબતમાં તડ ને ફડ બોલતા, પણ આધ્યાત્મિક વાંચન ને ચિંતનમાં જ તેમને વધારે રસ પડતો. બીજી વાત કરતાં, જાણે ઉન્નત ગિરિશિખર પરથી પામર પ્રદેશ પર ક્રમને નીચે ઊતરતા હોય એમ તેમની મુખમુદ્રા પરથી લાગતું. સ્વાભાવિક રીતે તેમની આંખોમાંથી પ્રેમલ આધ્યાત્મિક તેજ ઝરતું અને ક્ષુલ્લક વાતો કે ચર્ચાઓથી પર રહીને ઉન્નત ભૂમિકા પર જ તે નિરંતર વિહરતા.

આ વખતે પૂનાનો હું જૂનો જોગી બન્યો તેથી રણજીતરામની સાથે પ્રો૦ ઠાકોરનો પણ મને વધારે સત્સંગ થયો. મારા સાથી કેસરીપ્રસાદની સાથે હું તેમને ઘેર વખતોવખત જઈને મળતો ત્યારે તેમનો ખાનગી પુસ્તકભંડાર અને તેમની વિવિધ વિષયની વિદ્વત્તા જોઈને હું તાજુબ થતો. દરેક સવાલ પર છેક મૂળથી માંડીને ટોચ સુધી પૂરો અભ્યાસ અને મનનચિંતન કરીને જ નિર્ણય કરવાનો બોધ તે હંમેશાં આપતા. તેમ લોકસેવાની સંસ્થાઓ "ઈંટ ઉપર ઈંટ મૂકીને"[1] ક્રમેક્રમે રચવાની શાણી શિખામણ તે આપતા. ધીરેધીરે શબ્દેશબ્દ ચાવી ચાવીને બોલવાની, બોલતે બોલતે દરેક વાક્યમાં નવા રંગ પૂરવાની અને તેની આસપાસ અનેક તર્કવિતર્ક– 'જો" અને "તો" "અપવાદ અને વિકલ્પ" યોજવાની તેમની રીત મારા જેવા જોશીલા માનસને પસંદ નહોતી. દરેક વિષયનો પૂરો અભ્યાસ કરીને લખવા બોલવાની ટેવ તો સમાજમાં ને તે પહેલાંથી મને પડેલી હતી. છતાં યુગયુગના ઇતિહાસના રાજરંગ વિષે અને ગુજરાત-મહારાષ્ટ્રની વિવિધ ખાસિયતો વિષે જે તાત્ત્વિક અને રમૂજી વાતો તે કરતા તેથી હું ઘણું શીખ્યો.

આ ભલા અધ્યાપકની જ સૂચનાથી હિન્દ સેવક સમાજમાં દાખલ થવા માટે કેસરીપ્રસાદને અને મને અભિનંદન આપવાને એક મેળાવડો ગુજરાતી બંધુ સમાજ તરફથી યોજવામાં આવ્યો. પ્રો૦ ઠાકોરે આશીર્વાદ આપતાં ટકોર કરી કે કેસરીપ્રસાદ તો કુદરતી ક્રમે ગૃહસ્થાશ્રમ

1. પદ્ધતિસર વિચાર કરવાની ટેવને લીધે તે શેતરંજની રમત ઘણી સરસ રમતા. હું ઉતાવળે દાવ ખેલતો તેથી તે મને સહેજે માત કરતા.

વટાવીને વાનપ્રસ્થ લે એ ઠીક છે પણ મેં તો ભર જુવાનીમાં અકાળે વૈરાગ્યવ્રત લીધું છે તેથી તેમાંથી ચલિત ન થવાને મારે ખાસ કાળજી રાખવી. અલબત્ત મેં વળતો જવાબ આપતાં પૂરા ઉત્સાહથી મારા અંતરના ઊભરાતા ભાવ રજૂ કર્યા અને વડીલ મિત્રની ચેતવણી માટે તેમનો આભાર માન્યો. આગલી સાલ ગુજરાતનાં જે ગામડાંની ઉન્નતિ વિષે એ સમાજમાં મેં ભાષણ આપેલું તેની જ સેવા કરવાની નેમ મેં ફરી વાર જોશીલી જબાનમાં ગુજરાતી બંધુઓ સમક્ષ રજૂ કરી. તે દિવસે તેમ હંમેશાં એ વિદ્વાન મિત્ર મારા ઉપર મમતાળુ હેત હંમેશાં વરસાવતા—અનેક વખતે મને શાણી શિખામણ આપતા—વાર્તાવિનોદની અનેક રસિલી વાનગીઓ પીરસતા તે માટે ઉપકારથી મારું હૃદય હજીયે દ્રવે છે.

સમાજના સભાસદ તરીકે પૂનાનો મારો આ વાસ સંયોગવશાત્ લગભગ છેલ્લો જ નીવડ્યો તેથી તેનાં કંઈક કંઈક હળવાં અને ગંભીર સ્મરણો ટાંક્યા વિના રહેવાતું નથી. સમાજનું વાતાવરણ કુદરતી રીતે જ ઘણું ગંભીર રહેતું—ગોખલેના અસલી શાસન મુજબ તેના પુણ્યધામમાં સભાસદોને સહકુટુંબ રહેવાની બંધી હતી.[1] તેથી સ્ત્રી-બાળકોના ત્યાં હાસ્યકલ્લોલનો અભાવ સાલતો. છતાં અમારા એકધારા સાદા ભોજનની ઊણપ ટાળવાને નાના મોટા સર્વે સભ્યો નિર્દોષ મશ્કરીઓનો અને તીખા કટાક્ષનો ઠીક આનંદ લૂંટતા[2]. રવિવારને દિવસે જ્ઞાનપ્રકાશ કમિટિની સભાને નામે તેના સભ્યોને ખાસ ચા

૧. ગોખલેની દીકરીઓને અને શાસ્ત્રીજીના કુટુંબને પણ સમાજના મકાનની બહાર મકાનોમાં રહેવાની ફરજ પડતી.

૨. એક વાર ચંદાવરકર સમાજમાં આવેલા ત્યારે ઘણી ગમતી વાતો કરતે કરતે કહ્યું: 'રાનાડેના વખતથી આપણે અંગ્રેજોને કાઢવાને ઘણી ઘણી નરમગરમ ભાષામાં આંદોલન કરીએ છીએ પણ કંઈ વળતું નથી.' આ ઉપરથી તેમના જેવા નરમ ગણાતા અગ્રેસરોનું સાચું ખમીર વરતાયું.

અપાતી તેની ટેકડી ઉડાવીને મારા જેવા તેનો લાભ લેવા ધુસી જતા. તે જમાનામાં લકડીપૂલ સુધી કોઈ હિન્દુ વિશ્રાંતિગૃહ નહિ અને સારાયે પૂના શહેરમાં પાઉંમાખણ સાથે ચા મળે નહિ. તેથી ભાઈ વઝે[૧] અને હું ઈરાનીની હોટલની મોજ માણવાને ઠેઠ કાંપ સુધી સાયકલ ચલાવતા. અમારા દૈનિક શુષ્ક જીવનની ઊણપ પૂરવાને ક્વચિત પૂનાની કોઈ નાટકશાળામાં બાલગાંધર્વનાં 'માનાપમાન' જેવાં નાટકો જોઈ અમે રસભીના થતા. રણજીતરામ, પ્રો૦ ઠાકોર અને પ્રો૦ ત્રિવેદી જેવા મિત્રો સાથે બંડગાર્ડનની અને ખડવાસલાના બંધની, ડેક્કન જીમખાનાની અને ખેતીવાડીની કૉલેજની, પાર્વતીની ટેકરીની કે મૂળા-મુઠાના સંગમની સહેલગાહ કરવા હું વખતોવખત જતો.

છતાં પ્રધાનપણે તો પૂના મારું પ્રેરણાધામ હતું. જો સમાજનાં સરૂ વૃક્ષોમાં ગોખલેની દેશભક્તિનું ગુંજન સંભળાતું, તો પાસેની ફર્ગ્યુસન કૉલેજની ભવ્ય ઈમારતોમાં મને વિષ્ણુશાસ્ત્રી ચિપલુણકર, આગરકર અને ટિળક જેવા મહાનુભાવોનાં શિક્ષણસેવાના જીવનવ્રતનું દર્શન થતું. સેવાસદનની સેવિકાઓમાં રમાબાઈ રાનડેના જીવનસૌરભની ફોરમ પરખાતી, તો હિંગણે બદ્રુકના મહિલા વિદ્યાપીઠમાં પ્રો૦ કર્વેની જીવનભરની સ્ત્રી જાતિની સેવાનો સાક્ષાત્કાર થતો. રાનડેના સ્મારકરૂપ અર્થશાસ્ત્રની સંસ્થા જોતાં તે મહાન વિચારકના પ્રતિભાશાળી વ્યક્તિ-ત્વની યાદ આવતી, તો ગાયકવાડના વાડામાં જામેલું કેસરી અને મરાઠા કાર્યાલય મહારાષ્ટ્રની ઉદ્દામ રાજકીય પ્રગતિનો ઇતિહાસ સંભળાવતું. શહેર છોડીને બહાર ફરવા જતો તો માટીના સાદા વાસ, ઘાસની મોટી ગંજીઓ, ખેતરોમાં ઝુકતી જુવાર અને ગામડે જતા ખેડુતોનાં બેલગાડાં મહારાષ્ટ્રના ગરીબ છતાં ગૌરવવંતા વીર કિસાનોની તવારીખ કહી જતાં.

પૂનાએ મને દેશસેવાનું જીવનવ્રત આપ્યું તેમ દેશસેવાની અનેક

૧. વઝે પૂના સમાજના જૂના સભ્ય છે. તે સમાજના અંગ્રેજી પત્ર 'સર્વન્ટ ઑફ ઈન્ડીઆ' અને બીજાં પત્રોનું સંપાદન કરતા.

ભિન્નભિન્ન પરસ્પર વિરોધી ભાવનાનું ગાન પણ આપ્યું. પ્રો૦ ઠાકોર હમેશાં ગુજરાતીઓના વેવલાવેડાની ટીકા કરીને દક્ષિણીઓના ચિકાશી પણાની – ચીકણાપણાની તારીફ કરતા. જીવનભર દારૂબંધીનો પ્રચાર કરનાર જ્વાટે, પૈસા ફંડમાંથી તલેગામમાં કાચનું કારખાનું બનાવનાર કાળે, તલેગામના સમર્થ વિદ્યાલયને જીવનભર ચાલુ કરવા મથનાર પ્રો૦ વિજાપુરકર મહારાષ્ટ્રમાં જ સાંપડે.

વળી જીવનભર હજાર હાથે સરકાર સામે અણનમ ઝીલનાર લોકમાન્ય ટિળક અને દરેક વિષયનો સાંગોપાંગ અભ્યાસ કરી અખૂટ ધૈર્યથી રાજ્ય-પ્રશ્નને સલાહ આપનાર ગોખલે, પ્રાચીન અને અર્વાચીન તવારીખનો જીવન પર્યંત અભ્યાસ કરી મૌલિક ગ્રંથો રચનાર રાજવાડે અને સરદેસાઈ બીજે ક્યાં મળે!

દેશસેવા માટે ત્યાગભૂમિનું અને મુક્તિસંગ્રામની સમરભૂમિનું, એ અભ્યાસધામનું અને સંસ્કાર નગરનું ઋણ કેવી રીતે હું ભૂલી શકું!

## ૧૪. ગુજરાતમાં મંગળાચરણ

મુંબઈ, પૂના, ને નાગપુરમાં વ્યવસ્થિત ઘરકામ અને કાર્યાલયમાં રહીને પૂરી સાધનસામગ્રીથી અને સાથીઓના પીઠબળથી પદ્ધતિસર કામ કરવાની સગવડ હતી. ગુજરાતના પાટનગરમાં તો મારે નવી પાટી ઉપર ધૂળ નાંખી નવેસરથી એકડા ઘૂંટવાના હતા. રહેવાને ઘર નહોતું, કામ કરવાને કોઈ કચેરી નહોતી, કોઇ જૂના દોસ્તો નહોતા અને ખીસામાં દમડી નહોતી. છતાં બેચાર દિવસના દા૦ હરિપ્રસાદના અને જીવણલાલ દેસાઈના પ્રોત્સાહનથી કપડાંની નાની પોટલી બાંધીને હું સન ૧૯૧૬ના ભર ચોમાસામાં અમદાવાદ જવા ઝંપડી ગયો.

ખરું જોતાં દેશની આઝાદીની લડતમાં જોડાવાને ફકીરી લેવાનો મેં નિર્ણય કર્યો ત્યારે ગુજરાતમાં આજીવન સેવકોની કોઈ સંસ્થા નહિ હોવાથી જ હું ગોખલેની સમાજમાં જોડાયો હતો. વરસોથી ગુર્જર સભામાં ગુજરાતી સાથીઓ સાથે ગુજરાતી ભાષામાં વિવિધ વિષયોની ચર્ચા કરતાં અને ગુજરાતીમા લેખો લખતાં, ગુજરાતની પ્રજામાં જ આંદોલન જગાવવાની – તેની મારફત જ દેશસેવા કરવાની તાલીમ મેં મેળવી હતી. વરસેક પર ગુજરાતમાં પહેલાં પગલાં માંડવાની ઉત્કટ અભિલાષાથી જ મેં સુરતની સાહિત્ય પરિષદમાં ભાગ લીધેલો અને "નવજીવન" માસિક શરૂ કરેલું. હવે મુંબઈની સભાઓમાં ને કોંગ્રેસમાં વિરાટ જનતાનું દર્શન થતું ગયું, સમાજમાં ક્રમિક પદ્ધતિસર કામ

કરવાની તાલીમ મળી અને ગુજરાતમાં જામતી વિવિધ પ્રવૃત્તિઓના શુભ સમાચાર રોજબરોજ મળતા ગયા, તેથી ગુજરાતના સંતાન તરીકે ગુજરાતની આમપ્રજા અને સેવકગણ સાથે એકતાર થવાની અણમોલ ઘડી આવી પહોંચેલી જણાઈ. તેથી જ આત્મસાધનો અને સહાયનો કંઈ વહેવારુ વિચાર ન કરતાં ગુજરાતની ધરતી પર નવી જાતનું સમેલન ભરવાનું સાહસ કરવાનું મેં બીડું ઝડપ્યું.

ગુજરાતમાં કચ્છ અને કાઠિયાવાડનો પણ સમાવેશ થાય છે એ તો હું જાણતો હતો. છતાં સરકારી હેવાલોમાં જે પાંચ જિલ્લાની હકીકતનો હું અભ્યાસ કરતો અને જેના જાહેરજીવનથી હું કંઈક કંઈક પરિચિત હતો તેના પર જ શરૂઆતમાં મારી નજર એકાગ્ર થયેલી હતી. સન ૧૯૧૪થી રણજીતરામનો પરિચય ધીમે ધીમે વધતાં તેમણે કચ્છ અને કાઠિયાવાડ સમેત સમગ્ર ગુર્જરરાષ્ટ્રનું દર્શન મને અને મુનશીને પણ કરાવ્યું[1] સમાજમાં જોડાયા પછી પૂનામાં તેમનો વિશેષ સત્સંગ થતાં તેમણે મને ગુજરાત સમસ્તની સેવાનો ભાવિક રસિઓ બનાવ્યો. કચ્છથી મુંબઈ સુધીના સમગ્ર ગુર્જર પ્રદેશમાં વિકસતી અનેકવિધ રચનાત્મક પ્રવૃત્તિઓનું જ્ઞાન મારા ઉતાવળીઆ પણ આતુર માનસમાં રોજબરોજ સીંચીને આ ગુરુ અને મિત્રે મને માતા ગુર્જરીની સર્વદેશીય સેવાની દીક્ષા આપી.

---

• રણજીતરામે સન ૧૯૦૫માં ગુજરાતી સાહિત્ય પરિષદની પ્રવૃત્તિ આદરી ત્યારથી "ગુજરાતનું રાષ્ટ્રીય જીવન ઘડવાની" ભાવના તે ખીલવતા ગયા. તે ખરેખર એવા ગુજરાતમય બનેલા હતા કે "ગુજરાતની અસ્મિતા"ની પ્રાથમિક ભૂમિકા ક્યારનાયે વટાવી ગયેલા. જેમ દેશસેવામાં કે દેશની ક્રાંતિમાં જીવનસર્વસ્વ હોમનાર દેશભક્તો દેશની અસ્મિતાનું રટણ કરવાને બદલે દેશની સેવામાં જ દિનરાત પ્રવૃત્ત થાય છે તેમ રણજીતરામ ગુજરાતની વિવિધ સંસ્કાર પ્રવૃત્તિઓને ખીલવવાને બનતું કરતા. "ગુજરાતની અસ્મિતા"નો શબ્દપ્રયોગ પણ તેમણે જ પહેલો, હિરાલાલ પારેખને સન ૧૯૧૦માં લખેલા એક પત્રમાં કર્યો છે. તેથી તે શબ્દના તેમજ તેમાં વ્યક્ત થતી ભાવનાના પુરસ્કર્તા

તે વખતે બેસંટના ગરમાગરમ આંદોલનથી હું રંગાયેલો હતો. નવજીવનમાં સ્વરાજ્ય વિષે લેખમાળા લખતો અને તેની હજારો નકલો ચોપાસ વહેંચાતી. તેથી મને પહેલે સપાટે રાજકીય સમેલન ભરવાની જ હોંશ હોય. પણ તે માટે સમાજ તરફથી રજા મળે એમ નહોતું. કેળવણીની જ વિવિધ પ્રવૃત્તિમાં બીજા સભાસદો રોકાયેલા હતા. કેળવણીની પરિષદમાં ઠક્કરબાપા સાથ આપે અને મારા પર કંઈક અંકુશ રાખી શકે તેથી તે ભરવાની રજા મને સહેલાઈથી મળી. વળી, પરદેશી શાસને પ્રજાજીવનનાં સર્વે ક્ષેત્રોમાં ગુલામી સર્જી હતી, તેમ કેળવણીના પ્રદેશમાં પણ તેણે જે કુટિલ અને કલુષિત નીતિ અખત્યાર કરી હતી તેના પર પ્રહાર કરીને ગામડાંના મેહતો અને શિક્ષકોથી માંડીને છેક કોલેજના અધ્યાપકો અને મોટા વિદ્યાધિકારીઓને પણ સહેજે જાગૃત કરી શકાય. સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓના અભ્યાસથી આ વિષયમાં મારો ચંચુપ્રવેશ પણ થયો હતો. તેમજ પ્રચલિત સાહિત્ય પરિષદને અંગે રણજીતરામ જેવા સ્વપ્નદષ્ટાએ કેળવણી પરિષદની રૂપરેખા પણ ઘડી હતી. આ બધાયે વિચારથી પ્રેરાઈને ગુજરાત કેળવણી પરિષદ યોજવાને હું અમદાવાદ ગયો.

અમદાવાદ જઈને દા૦ હરિપ્રસાદના મિત્રમંડળને તેમજ કૃષ્ણલાલ બેરિસ્ટરને હું મળ્યો. તરત જ તેમણે ગુજરાત કેળવણી પરિષદનું કામ શરૂ કરવાને બધી જ જરૂરી સગવડ મને કરી આપી. ગોખલે સોસાયટીની કમિટીએ આ પરિષદ ભરવાનો ઠરાવ કર્યો. દાદાભાઈ લાઈબ્રેરીના માળ પર મારું કાર્યાલય શરૂ થયું. થોડા વખતમાં ઠક્કર બાપાએ અમદાવાદ આવીને મારા કામને વ્યવસ્થિત કરી આપ્યું અને રોજિંદું કામ કરવાને જરૂરી સૂચનાઓ આપી. લગભગ ત્યારથી જ જુવાન વકીલ ઈશ્વરલાલ દેસાઈ—જેમને મિત્રો ગડુભાઈના નામથી

તરીકે તેમને જ ગણવા જોઈએ. જુઓ હિરાલાલ પારેખનું "અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન" ભાગ ૩. પાન. ૧૪૦

ઓળખના તે-મંત્રી તરીકે અમારી બેની સાથે જોડાયા અને વહેવારિક તથા હિસાબી કામનો બધો ભાર તેમણે ઉપાડી લીધો. અમે સાથે મળીને રણજીતરામની સૂચના પ્રમાણે ગુજરાતમાં કેળવણીના વહીવટ અને વિકાસ વિષે બનતી માહિતી મેળવવાને દેશી રાજ્યોના વિદ્યાધિકારીઓને, બ્રિટીશ વિભાગની મ્યુનિસિપાલિટીઓને, જિલ્લા તેમજ તાલુકા લોકલબોર્ડને અને ખાનગી માધ્યમિક શાળાઓને વિગતવાર પ્રશ્નાવલિઓ ઘડીને મોકલી આપી. વળી ગુજરાત સમસ્તના શિક્ષણ શાસ્ત્રીઓને અને અનુભવી ગૃહસ્થોને પરિષદને નિબંધો મોકલવાની વિનંતી કરતાં, પરિષદમાં ચર્ચાના વિષયોની એક વિસ્તૃત યાદી ઘડીને મોકલી. આ બધાય કામમાં હિરાલાલ પારેખ ને પ્રીતમરાય દેસાઈ ઘણી જ મદદ કરતા. પ્રશ્નાવલિઓની અને યાદીઓની નકલો કરી તે જુદે જુદે શિરનામે મોકલવામાં સ્વયંસેવક તરીકે બે વિદ્યાર્થીઓ–પાંડુરાવ દેસાઈ[1] અને જયંતિ ઠાકોર[2] સહાય કરતા.

ઘણુંખરું સવારે દા૦ હરિપ્રસાદને દવાખાને મિત્રમંડળને હું મળવા જતો ને સાંજે પરિષદના કાર્યાલયમાં કામ કરતો. તેમ ઘણી વાર ૩–૪ વાગે લાલ દરવાજા પાસે દા૦ સુમંતને અને શારદાબ્હેનને મળવા જતો. ત્યાં જ જુવાન ને આધેડ સ્વયંસેવકોને હું મળતો અને વિધવિધ ચર્ચાઓ કરતાં કંઈક નવું જ્ઞાન, નવા વિચાર ને નવી પ્રેરણા પામતો. ચોમાસામાં હું અમદાવાદમાં રહેતો થયો ત્યારે દા૦ સુમંત સુરતથી પાછા આવી ગયા હતા અને શારદાબ્હેને નવી ઉઘાડેલી મહિલા વિદ્યાલયનું ઉપરીપદ સંભાળી લીધું હતું. બપોરે પ્રથમ તો દાક્તર જ મળતા પણ ચારેક વાગે શારદાબ્હેન ઘેર પાછાં આવી જતાં ત્યારે ગરમાગરમ ચા પીને બંનેને મળવાનો લાભ મળતો.

1. હાલમાં એક અગ્રગણ્ય વકીલ અને સહકારી સંસ્થાઓના અગ્રણી તરીકે તે સારી રીતે પંકાયેલા છે.

૨. જયંતિલાલ કલ્યાણરાય ઠાકોર પહેલાં કાપડના કંટ્રોલ ખાતામાં અને હવે સરકારની કચેરીમાં ઊંચા અમલદાર તરીકે કામ કરે છે.

દાક્તરનું ખરું ઓળખાણ મને હવે જ પહેલી વાર થયું. તેમનું ઊંચું ગૌરવર્ણું સુડોળ શરીર, માથાની વચમાં સેંથો પાડવાથી બે બાજુ ચળકતા લાંબા વાળ નાકની દાંડી પર લગાવેલાં ચશ્માંમાંથી ચમકતી સ્નિગ્ધ આંખો, પૌરુષત્વથી ભભકતી મુખમુદ્રા અને તેના પર ચમકતું ગૌરવવંતુ હાસ્ય – આ બધાથી હું સહેજે પ્રભાવિત થયો. વળી મહારાજા ગાયકવાડ અને રમેશચંદ્ર દત્ત જેવા જે મહારથીઓ વિષે દૂરથી જ મેં ઘણું વાંચેલું તેમનો તો દાક્તરને રોજનો પરિચય હતો. મહારાજા સાથે પરદેશમાં બાદશાહી મુસાફરી કરીને તેમણે તે વિષે અનેકવિધ પ્રત્યક્ષ માહિતી મેળવેલી. અસલ તે દાક્તર અને સરકારી અધિકારી તેમજ શહેર અને ગામડાની તંદુરસ્તીના વિષયના અભ્યાસી હતા. હવે બધી રજવાડી સાહ્યબી છોડીને સજોડે દેશસેવામાં જીવન ગાળવાની તેમની તૈયારી જોઈને હું તેમના પર આફરીન થયો.

સોહામણાં ઉત્સાહમૂર્તિ શારદાબહેનને મળતાં અને રોજ વાતચીત કરતાં મારા સંતપ્ત દિલને ઘણી શાંતિ મળતી. તે વખતે તેમણે મહિલા વિદ્યાલયની અને સ્ત્રીસમાજની કેટલીક પ્રવૃત્તિ હાથ ધરી હતી. મારા જેવા કેટલાયે ભાઈઓ સાથે સ્ત્રીકેળવણી ને સ્ત્રીઓની જાગૃતિ વિષે તે અનેકવિધ ચર્ચા કરતાં, અને સાથે સાથે આદર્શ ગૃહિણી તરીકે છોકરાંની અને ઘરની અણીશુદ્ધ સંભાળ રાખતાં, એ જોઈને હું દંગ થતો. પોતાના રોજિંદા કાર્યમાં રત હોવા છતાં તે મારા જેવા અનેક ભાઈઓનું કેવું ભાવિક સ્વાગત કરતાં – સર્વેની સાથે કેવા રસથી ને વહેવારિક શાણપણથી ચર્ચા કરતાં – પણ અધવચમાં જ જરૂર પડે ત્યારે કેવી ચીવટથી રસોડામાં કે છોકરાંની સંભાળ રાખવાને તે દોડી જતાં!

અહીંઆં મને ઉદાત્ત દિલનાં કૃતનિશ્ચયી અને સેવાભાવી દંપતીનું તેમ જ સર્વાંગે સુધરેલા કુટુંબજીવનનું પહેલું દર્શન થયું. ઘર છોડીને નીકળનાર વૈરાગી જુવાને અહીં પ્રેમભાવથી ગૂંજતું અને અનેક મિત્રોને શીતલ છાયો આપતું સંસ્કારધામ જેવું સાચું ઘર નિહાળ્યું. ત્યાં જ અનેક મિત્રો, સાથે મળીને ગુજરાતની જૂની ધરતી પર નવી પૃથ્વી અને નવું સ્વર્ગ

રચવાના, નવી કેળવણી, નવો સમાજ, નવું સ્વરાજ, નવું અર્થકારણ અને નવો માનવી સર્જવાના વિચારો કરતા.

તે કાળના એક અણમોલ સાથી કેશવપ્રસાદ દેસાઈ પહેલા મને આ ઘરમાં જ મળ્યા. અસલ અમદાવાદના વતની દેસાઈ, મુંબઈમાં એલએલ. બી.ની પરીક્ષા પસાર કરીને વતનમાં વનિતાવિશ્રામનું કામ કરતે કરતે કન્યા કેળવણીના વિકાસની યોજનાઓ વિચારતા હતા. તે સંસ્થાની છાયામાં જ મહિલા વિદ્યાલય સ્થાપીને તેની વિદ્યાર્થીનીઓને નવી ઢબની માધ્યમિક કેળવણી આપવાની વ્યવસ્થા કરવામાં તે, સુલોચનાબહેન અને શારદાબહેનને સંગીન સહાય આપતા. "સ્ત્રીઓને કોઈપણ પ્રકારનું (સરકારી ધોરણથી) જુદું શિક્ષણ, ગૃહવિજ્ઞાનનું શિક્ષણ અને માતૃભાષા દ્વારા શિક્ષણ"[1] એ ત્રણ સિદ્ધાંત તેમણે અપનાવ્યા હતા. તે મુજબ નવી સંસ્થાનો અભ્યાસક્રમ શારદાબહેન અને પ્રાણલાલ હીરપારામ દેસાઈ સાથે મળીને તેમણે ઘડેલો અને તેનો પ્રયોગ શરૂ થઈ ગયો હતો. તેથી શારદાબહેનની સાથે તેમને મળવાથી મને આ વિષયમાં ઘણું જ જાણવાનું મળ્યું. પછી અમે પરિષદના કાર્યાલયમાં અને તેમને ઘેર પણ મળતા. તેમણે પરિષદ માટે સ્ત્રીકેળવણીના અનુભવીઓનું સંમેલન ભરવામાં આગેવાની લીધી – અને તેમના પ્રિય વિષય પર પરિષદ માટે એક લેખ પણ સુપ્રત કર્યો.

અમદાવાદમાં આટલાં ઓળખાણ થયા પછી તો મેં પવનવેગે અનેક મંડળોનો સંપર્ક સાધવા માંડ્યો. શારદાબહેનની મારફત વિદ્યાબહેન અને રમણભાઈને હું મળ્યો. દા૦ હરિપ્રસાદની સહાયથી સર્વશ્રેષ્ઠ ગણાતી પ્રોપ્રાયટરી હાઈસ્કૂલના બાહોશ સંચાલકો શ્રી બળવંતરાય ઠાકોર અને જીવણલાલ દીવાનને મળ્યો. મારા જૂના ગુરુ કેશવલાલ ધ્રુવ નિરંતર રસ સાહિત્યના સંશોધનમાં અને ભાષાંતરમાં લીન રહેતા. છતાં તેમણે ઘણી મમતાથી મને પૂરો સહકાર આપવાની ખાતરી આપી.

---
1 શારદાબહેન મહેતાનાં "જીવન સંભારણાં" પા. ૧૬૪

કેળવણીની સાથે સ્થાનિક મ્યુનિસિપાલિટીના અને બીજા રાજકીય સવાલોની ચર્ચા કરવાને હરિલાલ દેસાઈભાઈ અને મૂળચંદ આશારામને પણ હું મળતો–એક વખતે તો સ્થાનિક સવાલોની ચર્ચા માટે મળેલી તેમની ખાનગી સભામાં પણ હું હાજર રહેલો. કવચિત મારા મુંબઈના સહાધ્યાયી બાલાભાઈ જમનાદાસનો હું અતિથિ બનતો તો કોઈ વાર ટ્યુટોરિયલ હાઈસ્કૂલનો આરંભ કરતા વિનાયકરાવ ત્રિવેદીને ઘેર રહેતો. પાછીના વખતમાં સસ્તું સાહિત્ય સંસ્થાના પ્રવર્તક ભિક્ષુ અખંડાનંદની સાથે સંગીન પુસ્તકોના પ્રકાશનની વાતો કરવા હું જતો અને તેમના મકાનમાં જ રહેતો આમ એકાદ મહિનામાં અમદાવાદમાં ચોપાસ ઘૂમતાં અને અનેક મિત્રો શિક્ષકો અને અગ્રેસરોને મળતાં હું પાકો અમદાવાદી બની ગયો અને સર્વેએ મને ઉદારભાવથી જનસેવક તરીકે અપનાવી લીધો.[1]

પરિષદનું કામ લગભગ એકલે હાથે મે શરૂ કરેલું. પણ થોડા જ વખતમાં ગટુભાઈ જેવા સહમંત્રીએ, અનેક શિક્ષકોએ અને સમાજસેવકોએ આ કાર્યમાં સંગીન સાથ આપવા માંડ્યો. તેથી ઉત્તેજિત થઈને અમારી કમિટીએ પ્રાથમિક તેમજ માધ્યમિક શાળાઓ માટે સરકારે નિયત કરેલા અભ્યાસક્રમ અને પાઠ્યપુસ્તકોની તપાસ કરી યોગ્ય ભલામણ કરવાને અગ્રગણ્ય શિક્ષકોની એક કમિટી નીમી, તેમજ પરિષદમાં પ્રાથમિક અને માધ્યમિક શિક્ષકોનો રસ જગાડવાને તેમનાં ખાસ સંમેલન અગાઉથી ભરવાનું ઠરાવ્યું. પરિષદનું રોજિંદુ કામ હવે ગટુભાઈને સોંપીને હું આવી બહારની પ્રવૃતિમાં વધારે એકામ થયો. પ્રીનમરાય અને પ્રાણલાલ જેવા અનેક સરકારી શિક્ષકોની સંગીન મદદ ખાનગી રીતે હું લેતો તેને લીધે જ મેં કમિટીના વિગતવાર હેવાલનો જે ખરડો ઘડ્યો તેમાં પ્રચલિત ગુજરાતી વાંચનમાળાની

1. તે કાળમાં સેવાકાર્યમાં પૂરો વખત આપનાર થોડા જ હતા. કોઈ ભાઈઓ થોડો વખત પણ નિયમિત રીતે જાહેર પ્રવૃત્તિમાં આવે તો અમે તેમની બહુ જ કદર કરતા.

અને ઇતિહાસ ભૂગોળના પુસ્તકોની સખત ઝાટકણી કાઢી. તે પૂરો વાંચીને કેશવલાલ ધ્રુવ જેવા માણસ હેડમાસ્તરે અને બલ્લુભાઈ અને દીવાને કંઈક કંઈક સૂચનો કરીને એકંદર મારું લખાણ મંજૂર કર્યું. તેથી મને ઘણો સંતોષ થયો અને પરિષદની સફળતાની ઝાંખી થઈ.

પરિષદની સ્વાગત સમિતિનું કામ ગોખલે સોસાયટીએ ઉપાડ્યું હતું, તેથી તેના પ્રમુખ જીવણલાલ દેસાઈએ જ પરિષદના પ્રતિનિધિઓનું સ્વાગત કરવાની જવાબદારી ઉઠાવી લીધી. પરિષદના પ્રમુખ તરીકે સર ફિરોઝશાહના જમણા હાથ જેવા ચીમનલાલ સેતલવડને સમિતિએ પસંદ કર્યા અને તેમણે તે પદ ખુશીથી સ્વીકાર્યું. રાજકીય પરિષદના જ મંડપમાં અમારી પરિષદ મળવાની હતી એટલે તેને અંગે અમારે ખાસ કંઈ કરવાનું નહોતું. તેથી કાર્યાલયના પત્રવ્યવહારનું અને શિક્ષકોનાં સમેલનોની તૈયારીનું કામ મારા સાથીઓને સોંપીને હું ગુજરાતભરમાં પરિષદનો પ્રચાર કરવાને ઊપડી ગયો.

તે વખતે તાજા સ્થપાયેલા ચરોતર કેળવણી મંડળના મુખ્ય પ્રણેતા મોતીભાઈ અમીનને હું કંઈક પિછાનતો. વસ્તતા આરંભમાં હું વડોદરે ગયેલો ત્યારે સેન્ટ્રલ લાયબ્રેરીના મકાનમાં પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રણેતા તરીકે તેમને મળેલો તે વખતે તેમના હસ્તક ચાલતાં પુસ્તકાલયો માટે "નવજીવન" માસિક મંજૂર કરવાને મેં તેમને વિનંતી કરેલી. તેથી જ્યારે તેમની સંસ્થા જોવાને હું આણંદ ગયો ત્યારે તેમની સાથે પહેલી જ વાર ગામડાંની શાળાઓ અને પુસ્તકાલય વિશે મુક્ત ચર્ચા કરવાની અમૂલ્ય તક મને મળી. સવારે તેમના વિદ્યાર્થીઓએ જસમા ઓડણનો ગરબો ગાયો તે પહેલી જ વાર બહુ જ રસથી મેં સાંભળ્યો. મોતીભાઈની સૂચનાથી તેમના નવા મંડળને ધનની સહાય આપવા આણંદ ગામના લોકોને મેં જાહેર સભામાં વિનંતી કરી. મંડળના કેટલા સ્વયંસેવકોને–ખાસ કરીને અંબાલાલ પટેલને મળવાની મને તે વખતે બહુ મજા પડી. ત્યારથી તે કવચિત "નવજીવન"માં લખતા

થયા. મોતીભાઈ પાસેથી તે દિવસથી ગ્રામશિક્ષણના અને ગ્રામસેવાના પહેલા પાઠ ભણવાની મેં શરૂઆત કરી, ને તે વિષયના ગુરુપદે તેમને સ્થાપીને મેં વિદાય લીધી.

દા૦ સુમંતનાં સંબંધીઓ પર તેમનાં ભલામણપત્ર લઈને હું સુરત ગયો. ધોતિયા અને લાંબા કોટ પર ફુમતાવાળી લાલચટક તૂર્કી ફેઝ ટોપી પહેરતા જનાર્દન પાઠકજીને ઘેર હું ઊતર્યો. ચુનીલાલ શાહના પીઠબળથી મેં આર્યસમાજ હોલમાં કેળવણી પરિષદ વિષે ભાષણ આપ્યું. પાડોશમાં રહેતા દા૦ કરસુખને અને તેમના પિતા વીરસુખભાઈને મળીને હું મહિલાવિદ્યાલય જોઈ આવ્યો અને મહિલામંડળ આગળ સ્ત્રીઓની કેળવણી વિષે મે વ્યાખ્યાન કર્યું. પોતાની જ્ઞાતિનાં વિદ્યાર્થીગૃહો ચલાવનાર કલ્યાણજી મહેતા અને દયાળજી દેસાઈને પણ પહેલી વાર મળીને મે પરિષદમાં તેમનો સાથ મેળવ્યો. ચુનીલાલ શાહ અને બીજા અગ્રગણ્ય કેળવણીકારોએ પરિષદમાં હાજર રહેવાનું કબૂલ કર્યું તેથી મારી મુલાકાત સફળ થઈ.

ભરૂચમાં અંબાશંકર મલજીનો હું મહેમાન થયો. પરિષદ વિષે મારું ભાષણ તેમણે દાદાભાઈ લાયબ્રેરીમાં ગોઠવ્યું. તેમની મદદથી બીજા શિક્ષકોને–અને ખાસ કરીને ભરૂચ કેળવણી મંડળના મંત્રી હરિભાઈ અમીનને હું મળ્યો. મલજી સહકારી સંગઠનમાં ગળાબૂડ રોકાયેલા રહેતા. છતાં તેમણે અને હરિભાઈએ અમારી પરિષદમાં આવવાનું કબૂલ કરીને મને પ્રોત્સાહિત કર્યો.

હું અમદાવાદ પાછો ફર્યો તે પછી ઑક્ટોબર માસના પહેલા અઠવાડિયામાં માધ્યમિક શાળાના શિક્ષકોનાં અને સ્ત્રીકેળવણીમાં રસ ધરાવનાર સ્ત્રીપુરુષોનાં સંમેલન અનુક્રમે કેશવલાલ ધ્રુવ અને વિદ્યાબહેનના પ્રમુખપદ નીચે ભરાયાં. પ્રાથમિક શિક્ષકોની સભાનું પ્રમુખપદ સંભાળવા દૂર જુનાગઢથી પ્રો૦ હરિલાલ ભટ્ટ પધાર્યા. આ સભાઓની ચોપાસ જાણ થતાં, પરિષદ માટે અનુકૂળ વાતાવરણ સર્જાયું. ગુજરાત કાઠિયાવાડનાં અનેક રાજ્યોએ તેમના અધિકારીઓને અને શિક્ષકોને પરિષદમાં

હાજર રહેવાની પરવાનગી આપી. તેથી મહાગુજરાતના શિક્ષણાનુભવીઓના પ્રતિનિધિરૂપ પરિષદ બનશે એવી આશા પડી. બીજી બાજુએ બ્રિટીશ સરકારે તેના સર્વે નોકરોને પરિષદથી દૂર રહેવા ફરમાવ્યું તેથી અમારા કાર્યમાં કંઈક રાજકીય ગરમી વ્યાપી ગઈ.

ઓક્ટોબરની ૨૧-૨૨ તારીખે મુંબઈ પ્રાંતિક રાજકીય પરિષદ ભરવાની હતી તેને માટે સરકારની દમનનીતિથી જ જરૂરી વાતાવરણ સર્જાઈ ગયું. આગલા જૂન માસમાં બેસંટના જોશીલા પ્રચારકાર્યને દબાવવા માટે મદ્રાસની સરકારે તેમના "ન્યૂ ઇન્ડીઆ" પત્ર પાસેથી રૂ. ૨૦૦૦ની જામીનગીરી માગી. પછી થોડા જ વખતમાં મધ્ય પ્રાંતની સરકારે નાગપુરના ટિળકપક્ષના પત્ર "મહારાષ્ટ્ર" ઉપર એવી જ ચાબૂક ચલાવી. વળી થોડો સમય વીત્યો ને મુંબઈની સરકારે બેસંટને તેની હદમાં દાખલ થવાની બંધી ફરમાવી. નાગપુરની સરકારે પણ તેમની એવી જ હદપારી કરી. ઘરઆંગણે અમદાવાદમાં જ સ્વદેશી મિત્રમંડળ તરફથી "સ્વદેશી કીર્તન"ની જે નવી આવૃત્તિ રમણભાઈ જેવા પાકા કોંગ્રેસી અગ્રેસરે જોઈ તપાસીને મંજૂર કરી હતી, તેને સરકારે જપ્ત કરી. સુરતના 'શક્તિ'ના અને નડિયાદના "ગુજરાત"ના સંચાલકો પાસેથી જામીનગીરી મંગાઈ, તેથી તે બંધ થઈ ગયાં. જુલાઈ માસમાં આવી દમનનીતિ સામે વિરોધ પોકારવાને અમદાવાદમાં ગંજાવર સભા ભરાઈ તેમાં ગાંધીજીની આગેવાની નીચે નરમ અને ગરમ દળના અગ્રેસરો એકત્ર થયા. સરકારની આવી દમનનીતિથી બેસંટની નવી સ્થપાયેલી હોમરૂલ લીગને દેશભરમાં તેમ ગુજરાતમાં ઘણો વેગ મળતો ગયો. અને અમદાવાદની પરિષદમાં જૂના કોંગ્રેસીઓની સાથે લીગના અનુયાયીઓનું મોટું જૂથ આવી પહોંચ્યું.

રાજકીય પરિષદના પ્રમુખ ઝીણાની સાથે જ કેળવણી પરિષદના પ્રમુખ ચીમનલાલ સેતલવડ અને ભૂલાભાઈ દેસાઈ વગેરે શ્રીમંત બેરિસ્ટરો અમદાવાદ સ્ટેશને ઊતર્યા ત્યારે તેમના વિલાયતી વેશ ગુજ-

રાતની ભૂમિને છેક અણજાતા લાગ્યા. તેમની જ ગાડીમાં લીગના ચુસ્ત અનુયાયીઓ – અને મારા જૂના સાથીઓ જમનાદાસ ને રતનશી ધરમશી, મનસુખલાલ માસ્તર અને ચન્દ્રશંકર પંડ્યા લાંબા ડગલાનો સ્વદેશી પોશાક પહેરીને ઊતર્યા. મારી સમાજના અગ્રણી શાસ્ત્રીજી અને ઠક્કરબાપા પણ પધાર્યા તેમનું મેં ભાવભીનું સ્વાગત કર્યું. સમાજે લીગથી અલગ રહીને કોંગ્રેસની મારફત જ આંદોલન જગાડવાનું ઠરાવ્યું હતું. છતાં રાજકીય પરિષદમાં કદાચ વધારે લડાયક ભાષણ શાસ્ત્રીએ જ કર્યું, અને તેમની અનેરી વક્તૃત્વશક્તિથી શ્રોતાજનોને મુગ્ધ કર્યા.

ગાંધીજીએ આગલે મહિને દાદાભાઈ જયંતિની ઉજવણીને પ્રસંગે સ્વદેશીવ્રત લેવાનો જે પેગામ શહેરની પ્રજાને આપ્યો હતો તે અનેક રીતે તેમણે આ પરિષદને પણ આપ્યો. ઉપરાંત પરિષદ ભરનાર ગુજરાત સભાના અગ્રણી તરીકે તેમણે વીરમગામની નાકાબંધી અને ગિરમીટીઆ પ્રથા[1] વિષે કડક ઠરાવો પરિષદના કાર્યક્રમમાં દાખલ કર્યા. છાપાંના કાયદાના આપખુદ અમલની સામે તેમ જ મુંબઈ ઇલાકામાંથી બેસંટની હદપારી સામે જે સખત ઠરાવો પસાર થયા તેના પર શાસ્ત્રીજીએ તેમ ગાંધીજીએ જુસ્સાદાર ભાષણો કર્યાં. આ પરિષદમાં પહેલી જ વાર નરમ અને ગરમ દળના અગ્રેસરોએ ભેગા મળીને લડાયક પેગામ પ્રજાને આપ્યો તેથી લખનૌની આગામી કોંગ્રેસ માટે સારી ભૂમિકા રચાઈ.

સાબરમતીને કિનારે જૂના નગરશેઠના બંગલાના વિશાળ ચોગાનમાં આ પરિષદ મળતી હતી તે વખતે હું તો પછી મળનારી કેળવણી પરિષદના કામમાં રોકાયેલો હતો. આ પરિષદ માટે મુંબઈથી ઉત્તમલાલ ત્રિવેદી અને સાહિત્યકાર હિંમતલાલ અંજારિયા, વડોદરા રાજ્યના વિદ્યાધિકારી નંદનાથ દિક્ષિત અને કલ્યાણરાવ જોશી, સુરતથી ચુનીલાલ

૧ એ પ્રથા મુજબ દક્ષિણ આફ્રિકાની સરકારના કર્મચારીઓ ચાકરીપટા પર હિન્દી મજુરોની સહી લઇને ગુલામીનાં બંધનમાં બાંધી લેતા. તેમના પર દ. આફ્રિકાની ખાણોમાં પારાવાર જુલમ થતો.

શાહની સાથે દયાળજી દેસાઈ, ગોધરેથી મણિલાલ મહેતા અને વામનરાવ મુકાદમ તેમ જ ભરૂચથી અંબાશંકર મલજી અને હરિભાઈ અમીન —આમ અનેક આગેવાનો આવી પહોંચ્યા. બીજાં રાજ્યોમાંથી હૈરિશંકર મહેતા અને કૃપાશંકર આચાર્ય આવ્યા. ઉપરાંત રાજકીય પરિષદ માટે પધારેલા માસ્તર અને ચંદ્રશંકર જેવા મિત્રોનો સાથ અમને સાંપડ્યો. તેમણે સર્વેએ પરિષદના સ્થાનિક અગ્રેસરો અને કાર્યકરોના વિશાળ જૂથ સાથે ભળી જઈને પરિષદને ગુજરાતની પ્રજાસમસ્તના પ્રતીકરૂપ બનાવી.

આ બધાને જોઈને હું બહુ હરખાયો. ઠક્કરબાપાએ આવીને મને હુંફ આપી. પણ રણજીતરામ પરિષદ પહેલાં આવી પહોંચ્યા ત્યારે મારા જીવમાં જીવ આવ્યો. પરિષદ ભરવાને તેમણે બારોબાર પ્રેરણા આપેલી. તેમની અનેક સૂચનાઓનો મહિનાઓથી હું અમલ કરી રહ્યો હતો. પરિષદ વિષે ખાસ લેખ "સમાલોચક" માસિકમાં પ્રગટ કરીને તેનું મહત્ત્વ તેમણે વધારેલું. હવે કેટલેય મહિને તેમને મળતાં હું તેમની સાથે રાતદિવસ ચર્ચા કરવાને હરિપ્રસાદ મહેતા (ચાચા)ને ઘેર રહેવા ગયો. અભ્યાસક્રમ અને પાઠ્યપુસ્તકો વિષે કમિટીનો જે હેવાલ મેં તૈયાર કર્યો હતો તે તેમને બતાવ્યો – પરિષદને જે લેખ મળેલા તે તેમને મેં વંચાવ્યા – ઠરાવોના ખરડા સાથે બેસીને અમે ઘડ્યા – કેટલુંક લખાણ ચાચા હરિપ્રસાદના હિતેચ્છુ છાપખાનામાં જ છપાતું હતું. તે તપાસવાનું કામ સાથે મળીને કરતા—અને રાતે દોડાદોડમાંથી પરવારીને ક્યાંય સુધી ગુજરાતના સર્વાંગી સેવાકાર્ય વિષે મીઠી ચર્ચા કરતા. તેમનું દિલ જેવું પ્રેમાળ હતું તેવી તેમની બુદ્ધિ વિશદ હતી. વખતોવખત તેમના દિલમાં ભરેલો અગ્નિ સહેજે પરખાતો. તેમણે કોઈ નિબંધ પરિષદ આગળ ન વાંચ્યો પણ પરિષદનું આમૂલાગ્ર શાસ્ત્ર અમને કાર્યકરોને છેવટ સુધી સમજાવીને તેમજ ગુજરાતનો સર્વાંગી વિકાસ સાધવાની પ્રેરણા આપીને તેમણે પરિષદની સર્વોત્તમ સેવા કરી.

૨૩મી ઓક્ટોબરને દિવસે શારદાબહેનની વિદ્યાર્થીનીઓએ

'જય જય ગરવી ગુજરાત' ગીત ગાઈને પરિષદનું મંગલાચરણ કર્યું. ગોખલે સોસાયટીના પ્રમુખ તરીકે જીવણલાલ દેસાઈએ સર્વેનું સ્વાગત કરતાં સરકારી નીતિની કડક સમીક્ષા કરી પ્રમુખ ચીમનલાલ સેતલવડે સરકારી શિક્ષણતંત્રના ઇતિહાસનું વિસ્તૃત અવલોકન કરીને 'રાજાનાં વચનોની ઉદારતાની સાથે કેળવણીનાં સાધનોની દરિદ્રતાની અસંગતિ' દર્શાવી. અભ્યાસક્રમ વિષે કમિટીનો જે હેવાલ છપાવીને પરિષદમાં વહેંચવામાં આવ્યો હતો તે કેશવલાલ ધ્રુવે રીતસર રજૂ કર્યો. પછી જે અનેક નિબંધો ટૂંકમાં વંચાયા તેમાં કેશવપ્રસાદ દેસાઈનો 'કન્યાઓના માધ્યમિક શિક્ષણની સ્વતંત્ર સંસ્થાઓ' વિષે, નરહરિભાઈ પરીખનો 'કેળવણીમાં હસ્તશિક્ષણ' (શ્રમશિક્ષણ) વિષે, દા૦ સુમંતનો 'વિદ્યાર્થીઓની શારીરિક કેળવણી' વિષે, વીરચંદ મહેતાનો 'માતૃભાષા દ્વારા શિક્ષણ' વિષે અને દા૦ હરિપ્રસાદ પંડ્યાનો 'ખેતીવાડી અને પ્રાથમિક કેળવણી' વિષે—આ લેખો આજે ખાસ ધ્યાન ખેંચે છે, કારણ કે તે સર્વમાં જે નક્કર સૂચનો હતાં તેનો પછીના કાળમાં જુદી જુદી રીતે અમલ થઈ રહ્યો છે.

પરિષદના ઠરાવોમાં સર્વે પ્રકારની કેળવણીના વિસ્તાર અને સુધારા માટે વહેવારિક સૂચનો કરવામાં આવ્યાં. ઠક્કરબાપાએ ગામડાની પ્રજા તેમજ અંત્યજો માટે વધારે શાળાઓ સ્થાપવાનો આગ્રહ કર્યો. વિદ્યાબહેને કન્યાઓ માટે વધારે ફરજિયાત શાળાઓ ઉઘાડવાની ભલામણ કરી રામમોહનરાય દેસાઈએ સ્ત્રીજીવનને અનુરૂપ અભ્યાસક્રમ ઘડવાનો ઠરાવ રજૂ કર્યો. માધ્યમિક શાળાના અભ્યાસક્રમ અને પાઠ્ય પુસ્તકોને અસંતોષકારક ગણીને પરિષદે તેને સુધારવાની, અંગ્રેજી અને ઇતિહાસના વિષય માટે નિયત કરેલાં પુસ્તકો રદ કરવાની અને માતૃભાષા ગુજરાતીનું શિક્ષણ માધ્યમિક શાળાઓમાં દાખલ કરવાની માગણી કરી. તેમજ વધારે કૉલેજો સ્થાપવાની અને હુન્નરઉદ્યોગ વેપાર વૈદક વગેરે વિષયોના ઊંચા શિક્ષણ માટે શાળાઓ અને કૉલેજો કાઢવાની પરિષદે ભલામણ કરી. છેવટે 'સમસ્ત ગુજરાતમાં કેળવણીના

પ્રશ્નોની ચર્ચા અને સતત ચળવળ ચાલુ રાખવા અને કેળવણીનાં વહેવારુ કાર્ય કરવા ગુજરાત કેળવણી મંડળ ' સ્થાપવાનું પરિષદે ઠરાવ્યું. તે સારુ જે વ્યાપક કમિટી નિમાઈ તેના મંત્રીપદે પરિષદના મંત્રીઓને જ ફરીથી ચૂંટવામાં આવ્યા. છેવટે અંબાશંકર મલજીએ પરિષદની બીજી બેઠક ભરૂચમાં ભરવાનું આમંત્રણ આપ્યું તે સર્વેએ હર્ષનાદથી વધાવી લીધું.

પ્રમુખનો ઉપકાર માનતાં ગાંધીજીએ તેમની શક્તિ અને ધીરજનાં વખાણ કર્યાં. પછી તેમણે ગુરુવાકય પરિષદને સંભળાવ્યું: ' ગુજરાતી ભાષાને શાળાઓમાં યોગ્ય સ્થાન આપવાની હિલચાલ કરતાં મંડળનો હેતુ સફળ થાય એવી મારી આશા છે. ગુજરાતી ભાષા એ સંસ્કૃતની દીકરી છે. એટલે એ અધુરી તો નથી જ. અને આ પરિષદમાં તે જ ભાષાનો ઉપયોગ કરવામાં આવ્યો એ પણ સંતોષની બીના છે.'[1]

કેળવણી પરિષદ પછી એ જ સ્થળે સંસાર સુધારા પરિષદ મળી. "સમાજ સુધારાના હમેશના ઠરાવો ઉપરાંત મીલમજૂરોની દુઃખદાયક સ્થિતિ, પ્રાથમિક કેળવણી મફત અને ફરજિયાત કરવાની જરૂર તથા સામાજિક આરોગ્યને લગતા નવા ઠરાવો આ પરિષદે પસાર કર્યા. શ્રીમતી અનસૂયાબહેને મીલમજૂરોની સ્થિતિ પર એક વિદ્વત્તા ભરેલો હૃદયદ્રાવક લેખ વાંચ્યો અને એ બહેને પોતાનું આખું જીવન મીલ-મજૂરોનાં બાળકોની સ્થિતિ સુધારવામાં અર્પણ કર્યું છે એથી એ તેમના મોંમાં બરાબર શોભતો હતો."[2] એ ગર્ભશ્રીમંત બહેનને તે વખતે ભાગ્યે જ ઓળખતો પણ તેમનો પ્રસ્તુત લેખ મેળવીને મારા પત્રમાં મે બહુ જ ઉત્સાહથી પ્રગટ કર્યો. તે જ અરસામાં ઠક્કરબાપાએ

૧. પહેલી ગુજરાત કેળવણી પરિષદનો હેવાલ, પાન. ૮૨. રાજકીય પરિષદનું કામ અંગ્રેજીમાં જ ચાલ્યું હતું તેના પર હળવી ટકોર આ શબ્દોમાં પરખાય છે.

૨. ' નવજીવન અને સત્ય ' પુસ્તક ૨. અંક ૫. પાન ૩૪૯

શહેરની માધુભાઈ મીલના કામદારોની પરસ્પર સહાયક સહકારી મંડળી સ્થાપવામાં મદદ કરી, તેની નોંધ લેનાં સમાજના સભ્ય તરીકે મેં ગૌરવ માન્યું.

પરિષદ પૂરી થઈ અને ફિરોઝશાહ મહેતાની પહેલી સંવત્સરી સ્વદેશી મિત્રમંડળ તરફથી પૂરા ભાવથી ઊજવવામાં આવી, તે પ્રસંગે ભાષણ આપવાનું માન મને અપાયું. પછી ૧૭મી તારીખે ગુજરાત સભાની વાર્ષિક સભા ભરાઈ તેમાં રાજકીય પરિષદ માટે દિલોજાનીથી કામ કરનાર નવજુવાન વકીલ ગણેશ વાસુદેવ માવળંકરને સભાના મંત્રી તરીકે ચૂંટવામાં આવ્યા

કેળવણી પરિષદ પૂરી થતાં જ મારું કાયમનું કામ શરૂ થયું. રણજીતરામ તેમજ ઠક્કરબાપા મારા ભવિષ્યના કામની રૂપરેખા દોરી આપીને રવાના થયા. પ્રથમ તો મારે પરિષદ સંબંધી બધાં લખાણ, ઠરાવો, ભાષણો વગેરે એકત્ર કરીને તેનો હેવાલ પ્રગટ કરવાનો હતો. તેથી દિવાળીના તહેવારોની પરવા કર્યા વિના હું બધું લખાણ ગુજરાતી પંચના છાપખાનામાં સીંચતો ગયો, અને અનેક ફૉર્મનો ગેલીના ચોડા મને સાંજે મળતા તે મોડી રાત સુધી હું સુધારતો ગયો. વળી નવા મંડળના કાર્ય વિષે મંત્રીઓ તરફથી એક પત્રિકા પ્રગટ કરીને તેમાં જોડાવાને સર્વે સહાનુભૂતોને મેં વિનતી કરી, આ બધાય કાર્યમાં ખરા બંધુભાવથી ગટુભાઈ મદદ કરતા અને ક્વચિત તેમને ઘેર મારુ સ્વાગત પણ કરતા. તે સાલની દિવાળી જે કંઈ મેં ભોગવી તે તેમને ઘેર જ. શ્રીરામજીની શેરીના તેમના ઘરમાં તેમણે જે સ્નેહભાવ મારા પર વસાવ્યો તે કદી ભુલાયો નથી. તેમની, દા૦ હરિપ્રસાદની, દ૦ સુમંતની અને શારદાબહેનની વિદાય લઈને હું થોડા દિવસ માટે મારી સમાજનો સંપર્ક સાધવા રવાના થયો.

મુંબઈ જતાં રસ્તામાં ભરૂચ ઊતરીને ત્યાં બીજી પરિષદ ભરવા વિષે મલજી સાથે ચર્ચા કરવાને હું રોકાયો. ત્યાં હરિભાઈ અમીન સાથે

નવી દોસ્તી બાકી થઈ. ભરૂચા હોલમાં વડીલ મિત્ર પ્રો૦ બળવંતરાય ઠાકોરના પ્રમુખપણા નીચે નવા કેળવણીમંડળ વિષે મેં જાહેર વ્યાખ્યાન આપ્યું. વિદ્વાન પ્રમુખે "શરૂઆતના ભાષણમાં જણાવ્યું કે આપણો પ્રાંત ગુજરાત આપણા દેશના અન્ય પ્રાંતોની સરખામણીમાં સંતોષકારક પ્રગતિ સાધી શક્યો નથી. ગુજરાતની સ્થિતિ – જેવી એક ગરબો ગાનારી સ્ત્રી સાથે માત્ર બેચાર છેલ્લી ટૂંકના શબ્દો બેસૂરી રીતે બોલનારી સ્ત્રીઓની સ્થિતિ હોય છે – તેવી છે. છતાં ગુજરાત કેળવણી પરિષદ આદિ સંસ્થા દ્વારા ગુજરાતની કેળવણી – વિષયક તથા ઈતર પ્રગતિ આશાજનક છે"[1] વડીલ તરીકે તેમણે મારી પીઠ થાબડી તેથી હું ખુશી થયો. તેમ પાછલા માસના "નવજીવન"ના અંકમાં "ગાંડી ગુજરાત"[2] વિષે તેમના લેખના જેવો કટાક્ષ પણ આવાં વાક્યોમાં મને સંભળાયો.

પછી હું મુંબઈ ગયો, પણ મારો જીવ તો ગુજરાતમાં જ ઓતપ્રોત થયો હતો. મારા જેવા કાચા જુવાનીઆના થોડા જ માસના પ્રયાસથી જે ગુજરાતમાં આવી પરિષદ ભરાઈ શકી તેથી તેની પ્રજા પર મારી ઊંડી શ્રદ્ધા બેઠી જે નવજીવનનો થનગનાટ મારા અંતરમાં હું

૧. "નવજીવન અને સત્ય" પુ. ૨ પા. ૪૨૧.

૨. એ ચર્ચાસ્પદ નીવડેલા સમર્થ લેખમાં બંગાળ, દક્ષિણ તેમજ પંજાબ અને મદ્રાસ કરતાં પણ ગુજરાત કેમ પછાત છે – એ સવાલ તેમણે છણ્યો હતો : "ગુજરાતમાં દયાનંદ સરસ્વતી, મોહનદાસ ગાંધી અને અંબાલાલ સાકરલાલ પાક્યા છતાં આપણી વહાલી ગુજરાત ગાંડી કહેવાય છે." એના કારણરૂપે "નેતા સાધન ને પ્રજા એ ત્રણેના સુસંયોગ વગર નેતાઓનું નેતાપણું ઓળે જાય," – એમ જણાવીને નેતા ને સાધન હોવા છતાં ગુજરાતી પ્રજામાં "પ્રજાપણાના સજીવ ભાવનું ઐક્ય નથી, હિન્દુ સંસ્કૃતિનું જ્ઞાન, તેના ગૌરવનું ભાન અને તેમાં શ્રદ્ધા અને ટેકની ઊર્મિઓ આપણામાં નથી" – એમ તેમણે વિસ્તારથી દર્શાવ્યું હતું. સમગ્ર લેખ માટે જુઓ "નવજીવન અને સત્ય" પુ. ૨. અં. ૪. પાન ૨૦૫.

અનુભવતો હતો તેનો ગુજરાતની સમગ્ર પ્રજામાં સંચાર કરવાનું મને સહેલું લાગ્યું. ગુજરાતમાં શિક્ષણ અને સંસ્કારની અનેક દીપમાળાઓ પ્રગટાવવાનાં મારાં અરમાનો ઘણાં જ વેગવંતાં બન્યાં. મારો ઉત્સાહ વધતો ગયો તેમ મારી શક્તિ પણ અમાપ લાગી. આટઆટલા વિવિધ પ્રદેશના અને વિચારના કાર્યકરોએ મને અપાર સ્નેહથી નવરાવ્યો હતો, તેથી હવે જે વિશાળ કાર્યપ્રદેશ મારી આંખ આગળ ખૂલતો દેખાયો તેના પર કૂદકે ને ભૂસકે આગળ દોડવાને હું થનગની રહ્યો.

## ૧૫. લખનૌ અને ઇરાદ

મુંબઈમાં આવતાંવેંત જ સમાજ તરફથી મને નવી કામગીરી મળી તેનું વર્ણન કરતાં પહેલાં સન ૧૯૧૬ની આખર સુધીમાં અનેકવિધ કાર્ય અને વ્યક્તિઓના સંસ્કારોથી દેશસેવાની અને ગુજરાત સેવાની જે વિચારસરણી મારા મગજમાં વિકસી હતી, તેનો ટૂંક ખ્યાલ આપવો જોઈએ.

સમાજમાં જોડાતી વખતે મેઝિની તથા ગેરિબાલ્ડીના સશસ્ત્ર બંડના અને અરવિંદ તથા ટિળકના ક્રાંતિકારી આંદોલનના જે ખ્યાલ મારી કલ્પનામાં જાગ્યા હતા તે ધીમે ધીમે નરમ પડ્યા. ચાંદ – તારાની કલ્પનામાં અને જોડણીના વિતંડાવાદમાં ચકચૂર રહેતા કવિઓ અને સાક્ષરો ઉપર તીરંદાજી ચલાવવાનું માનસ પણ ઓસરી ગયું. હવે તો દેશ અને પ્રજા સમસ્તના સેવક તરીકે નમ્રભાવે તેનો સંપર્ક સાધવામાં હું મગ્ન થયો. કરોડોની વિરાટ જનતાને સપાટાબંધ જાગૃત કરીને તેને સર્વ રીતે આગળ ધપાવવાના રાહ હું વિચારતો થયો.

અમારી સમાજ આ કાર્ય જે રીતે કરતી હતી તે મને પસંદ નહોતી. દેવધર અને જોશીએ સરકારની રાહબરી નીચે અને શ્રીમંતોની સહાયથી સ્ત્રીઓ અને દલિત સમાજની સેવાનો માર્ગ સ્વીકાર્યો હતો. સરકારી અમલદારોની અને ગોરા સાહેબોની મને સખત સૂગ હતી. તેમ શ્રીમંતાઈનાં વાઘાની દુર્ગંધ સાલવાથી વકીલાત છોડનાર, ધનાઢ્ય

આશ્રયદાતાઓથી દૂર જ રહ્યો. વળી મૂળના તળપદા જીવનસંસ્કારને લીધે ગોચેગોચ વસેલા મુંબઈ બંદરને છોડીને, સરકાર કે શ્રીમંતોની શેહ કે શરમ વિના, માદરેવતન ગુજરાતની જ સેવા કરવા હું તૈયાર થયો.[1]

વળી ગુજરાત એટલે પહાડ કે નદીઓ જ માત્ર નહિ પણ તેની કરોડ ઉપરની બહોળી પ્રજા. નડિયાદ તાલુકાનાં નવ્વાણું ગામ – એ ખ્યાલ નાનપણથી જ મગજમાં ઊંડો ઊતરી ગયેલો. તેથી ગુજરાતની પ્રજા એટલે તેનાં હજારો ગામડાંમાં વસતી ગામડાંની પ્રજા – ગુજરાતની ઉન્નતિ એટલે ગામડાંનાં લાખો ખેડૂત સ્ત્રી પુરુષ બાળકોની ઉન્નતિ – એવી પ્રતીતિથી તે વિરાટ જનતા જ મારી નજર સમીપ તરવા લાગી.

આ દૃષ્ટિથી જ ૧૯૧૬માં ખેડૂતો પર જમીનદારો, શાહુકારો અને સરકારના સિતમ વિષે લેખમાળા મેં પ્રગટ કરી .અને ભોગીન્દ્રરાવ દીવેટિયાની "ઑનરેબલ સર ખેડૂત" વિષે નાની વાર્તા મેં ઝગકાવી. આથી જ વખતોવખત ગામડાંની અને અંત્યજોની કેળવણી વિષે તેમજ આદિવાસીઓનાં વસતિગૃહ વિષે ઠક્કરબાપાના લેખ હું ખાસ મ્હાઈને પ્રગટ કરતો. તેથી જ શહેરની મ્યુનિસિપાલિટીઓને બદલે હવે ગામડાનો કારભાર કરતાં લોકલબોર્ડ પર મારું મન વધારે એકાગ્ર થયું, અને તે વિષે વિસ્તૃત લેખમાળા અનેક પત્રોમાં મેં પ્રગટ

૧. રણજીતરામ ગુજરાત સમસ્તના વિવિધ પ્રદેશ અને પ્રજાનો આબેહૂબ પરિચય મને આપતા—તેની વિવિધરંગી પ્રવૃત્તિઓનું દિગ્દર્શન કરાવતા –તેની ઊંડી અસર મારા પર થતી. ત્રીજી આંધ્ર પરિષદ વિષે તેમણે "નવજીવન"માં વિસ્તૃત બે લેખ પ્રગટ કરી તેમાં ગુજરાત માટે આવી સાંગોપાંગ પરિષદ કે સસ્થા રચવાનું ગર્ભિત સૂચન કર્યું હતું, તે તેમની જીવનદોરી અકાળે કપાઈ જવાથી અમલમાં મૂકી શકાયું નહિ. આંધ્ર પરિષદે, ભાષાવાર પ્રાંતરચના કરવાનો ઇશારો કરેલો, તે આ લેખમાં રણજીતરામે કર્યો હતો. તેમાં મહાગુજરાતનો પ્રાંત રચવાની તેમની મહેચ્છા બીજરૂપે પરખાય છે. જુઓ "નવજીવન અને સત્ય" પુ. ૧, અં. ૧૦, પાન ૪૬૧ અને પુ. ૨, અં. ૧, પા. ૧.

ફરી. તે દૃષ્ટિથી જ સીધી રાજકીય પ્રવૃત્તિને ઘણી વાર કોરાણે મૂકીને મેં મહિનાઓ સુધી કેળવણી પરિષદ માટે જહેમત ઉઠાવી, અને કાયમનું કેળવણી મંડળ સ્થાપીને ગામડાંમાં શાળાઓ અને પુસ્તકાલયો સ્થાપવાને હું તૈયાર થયો. આ દૃષ્ટિથી જ સ્વરાજ વિષે લેખમાળા લખીને ગામેગામ રાજકીય પ્રચાર કરવામાં મેં સહાય કરી અને હવે ગામડાંમાં ઘૂમીને રાજકીય ચળવળ ચલાવવાને હું ઉત્સુક બન્યો. અલબત્ત, નરમ અને ગરમ – વિધાયક અને ઉદ્દામ – બંને પ્રવૃત્તિ એકી સાથે ચલાવવાની મુસીબતો તે વખતે હું જોઈ ન શક્યો – એકી સાથે બે ઘોડે ચઢવાના જોખમનો મને ખ્યાલ ન આવ્યો. માત્ર, જે ગામડાં અને ખેડૂતો વિષે ઘણું વાંચેલું અને લખેલું તેનાં પ્રત્યક્ષ દર્શન કરવાની સર્વોપરી તમન્ના સન ૧૯૧૬ની આખરે હું મુંબઈ આવ્યો ત્યારે મારા અંતરમાં વ્યાપી રહી હતી.

હું સમાજના મારા જૂના સ્થાનકમાં ઠરીઠામ થયો તેવામાં જ મારા નેતાએ મને કૉંગ્રેસની આવતી બેઠકના કામે લખનૌ જવા ફરમાવ્યું. મુંબઈના ઉદ્દામ દોસ્તોની સોબતમાં પડીને હું ફરી વાર સમાજની નીતિથી આડો ફાટું એવી શંકાથી તેમણે મને તરત દૂર દેશાવર રવાના કરવા ધાર્યું હોય. કદાચ અંગ્રેજી ભણેલા એક ખડતલ સેવકને સમાજ તરફથી કૉંગ્રેસમાં મોકલી તેની નામના વધારવાનો તેમનો ખ્યાલ હોય. ગમેતેમ હોય, મેં તો ફરી વાર નવો મુલક જોવાની અને નવી સંયુક્ત કૉંગ્રેસ નીરખવાની આ તક આતુરપણે ઝડપી લીધી, અને શિયાળાની મોસમમાં આછાંપાતળાં કપડાં અને એક જરીપુરાણો કામળો લઈને હું મુંબઈથી રવાના થયો.

સદ્‌ભાગ્યે તે જ વખતે શંકરલાલના નાના ભાઈ ધીરજલાલને આગ્રા જવાનું હતું. તેમણે ઉદારપણે પોતાની સાથે બીજા વર્ગમાં મને બેસાડ્યો અને તેમની સુખશય્યામાં ગરમ ધાબળા ઓઢીને સૂતે સૂતે હું આગ્રા પહોંચ્યો. ત્યાં કૉલેજના અધ્યાપક નિમાયેલા કાંતિલાલ પંડ્યાએ

અમારું ભાવિક સ્વાગત કર્યું. પહેલી જ વાર ઉત્તર હિંદુસ્તાનમાં જતાં ભદ્ર વર્ગની સ્ત્રીઓનો પાકો ઓઝલ પડદો, આમપ્રજાની કારમી ગરીબાઈ, એક ઘોડાની "ટમટમ"ની સફરની હાડમારી, બજાર અને દુકાનોનો કંગાલ દેખાવ–આ બધું જોઈને હું ત્રાસી ગયો. જગ વિખ્યાત તાજમહાલનાં દર્શનથી મને અનેરો આનંદ થયો. પણ મારે નિયત દિવસે લખનૌ પહોંચવાનું હતું, તેથી બે ત્રણ દિવસમાં આગ્રાની સહેલગાહ પૂરી કરીને હું આગળ રવાના થયો.

આગ્રાના સ્ટેશને રાતે ત્રીજા વર્ગની ટિકિટ લઈને હું ગાડીમાં બેઠો, ત્યારથી મારી યાતના શરૂ થઈ. શિયાળાની ત્યાંની ઠંડીની મને કલ્પના જ નહોતી. મારાં આછાં સુતરાઉ કપડાં ને નજીવું બિછાનું નકામાં નીવડયાં. ડબ્બામાં જરાયે ભીડ નહોતી, ને બધી બારીઓ બંધ કરી, તોયે કેમે ટાઢ ખળે જ નહિ! રાત વધતી ગઈ તેમ હું સુઉં કે બેસું પણ પવનમાં પાંદડાની માફક હું થરથર ધ્રૂજ્યા જ કરું! સવારે કાનપુરનું મોટું સ્ટેશન આવ્યું ત્યારે ચા પીને કંઈક ગરમ થયો અને છેવટ લખનૌ પહોંચ્યો ત્યારે જ મેં છૂટકારાનો દમ ખેંચ્યો.

કોંગ્રેસની સ્વાગત સમિતિના મુખ્ય મંત્રી ને ધનાઢ્ય વકીલ ગોકરણનાથ મિશ્રે તેમના અતિથિનિવાસમાં પૂરી સુખસગવડથી રહેવાની વ્યવસ્થા મને કરી આપી. શહેરને એક છેડે કુદરતના બહારમાં આવેલા એ બંગલામાં રહેવાની મને ખૂબ મજા પડી. થોડા જ દિવસમાં ગોકરણનાથ કરતાં પણ તેમના નાના મોજીલા ભાઈ હરકરણનાથ મિશ્ર સાથે હું પૂરો હળી ગયો. અહીંઆં પણ મને સરભરાખાતું સોંપવામાં આવ્યું. તેથી સ્થાનિક કાર્યકરો સાથે મળીને જુદાજુદા પ્રાંતમાંથી આવનાર આગેવાનો અને પ્રતિનિધિઓના નિવાસ અને ભોજનની વ્યવસ્થામાં હું જોતજોતામાં મશગૂલ થઈ ગયો.

આ કોઠામાં મિશ્ર કુટુંબના સર્વે ભાઈઓનો, મિત્રોનો અને કોંગ્રેસના કાર્યકરોનો ખરો મેળો તો રોજ બપોરે ચાર વાગ્યે ચાપાણીના

સમયે જામતો. ભોજન-ખંડમાં ગોઠવેલાં લાંબાં ટેબલ પર બધા આવતા તેમ ગોઠવાતા–રોજ નવા સાથીઓનાં ઓળખાણો થતાં અને તેમની વચ્ચે વાતોની ઝડીઓ વરસતી – નોકર સુંદર ચિનાઈ કીટલીમાં ચા લાવીને પ્યાલા ભરતા અને સાથે મીઠાઈઓ બિસ્કિટ અને ખારીતીખી વિવિધ વાનીઓ પીરસતા – રોજ કોંગ્રેસના કાર્ય અંગે દૈનિક કાર્યક્રમ યોજાતો અને બધા કાર્યકરોને તેમનાં કામ સોંપાતાં. કોઈ વખતે જ્યારે બહારના કોઈ ન હોય ત્યારે હરકરણની પત્ની બાજુની ઓરડીમાંથી ડોકિયું કરતી અને બધા હરકરણના સ્નેહજીવનની મીઠી મજાક ઉડાવતા.

લખનૌ ભવ્ય મહેલ અને મોટા બગીચા માટે મશહૂર છે. નવાબોના મહેલ અને જૂનાં અંગ્રેજી ધર્મમંદિરો જોઈને હું ખુશ થયો. શહેરની વચ્ચે રચેલા એ મોટા બાગ જોઈને અને તેમાં ભરાતી ભરચક સભાઓ નિહાળીને હું પ્રોત્સાહિત થયો. પણ લખનૌના અંગ્રેજશાઈ શ્રીમંતોના ભોગવિલાસની કહાણીઓ સાંભળીને અને ચોપાસ કકડતી ઠંડીમાં ધ્રૂજતા કંગાલ લોકોને જોઈને હું દુખી થયો.

કોંગ્રેસ નજીક આવતી ગઈ તેમ યુક્તપ્રાંતમાં પણ હોમરૂલ લીગની પ્રવૃત્તિ વધતી ગઈ પ્રસિદ્ધ બેરિસ્ટર સર તેજબહાદુર સપ્રુ અને 'લીડર'ના તંત્રી સી. વાય. ચિંતામણી વખતોવખત જુદા જુદા બાગમાં ભાષણ કરતા, અને બ્રિટીશ સામ્રાજ્યની રાહબરી નીચે સંપૂર્ણ સ્વરાજ તરત હાંસલ કરવાને શ્રોતાઓને પાનો ચડાવતા. હું તે સભાઓમાં ક્વચિત જઈને જરા રાજકીય ગરમી મેળવતો. પણ મારા રોજિંદા કામને લીધે એ કોઈ આગેવાનોને હું મળી શકયો નહિ.

---

કોંગ્રેસના દિવસો આવી પહોંચ્યા એટલે પાછી મારી અવદશા શરૂ થઈ હવે મારી સુખવાસી ઓરડી અને બપોરની મહેફિલ છોડીને મારે કોંગ્રેસના મંડપની પાસે એક નાના તંબૂમાં રહેવા જવું પડ્યું. તંબૂમાં સુવાને તો વહાણનો ખાટલો અને પૂરતાં ગોદડાંરજાઈ મને મળ્યાં હતાં. પણ રાતે બારએક વાગ્યા સુધી વિવિધ છાવણીઓમાં અને

ખુલ્લા મેદાનમાં રખડતાં, મારાં કાગળ જેવાં કપડાંને વીંધીને ઠંડી મને સતાવતી. માથે રેશમી ફેંટો પહેરતો તે પણ ટાઢને ખાળી શકતો નહિ. અમારી સમાજની અલ્લાહાબાદની શાખાના સંસ્કારી અને મીઠાબોલા અગ્રણી પં. હૃદયનાથ કુંઝરૂ તેવામાં આવી મળ્યા અને જોઈતાં ગરમ કપડાં ખરીદવાને મને એક દુકાને લઈ ગયા. પણ મેં ઊનનું એક "સ્વેટર" ખરીદીને જ સંતોષ માન્યો – તેમના ઘણા આગ્રહ છતાં ખડતલપણાનો ગર્વ રાખીને જરૂરી ગરમ ઓવરકોટ ન જ ખરીદ્યો તેથી હાયનાં કર્યાં હૈયે વાગ્યાં અને લખનૌમાં જે કારમી ઠંડીનો ત્રાસ મેં વેઠ્યો તેની યાદ મને હજી યે સાલે છે.

મારી આસપાસ તંબૂઓનું નવું નગર ઊભું થતું હતું તેમાં ગામડાંના સેંકડો કહાર – ગરીબ ખેડુતો ને ખેતમજૂરો રાતદિવસ કામ કરતા. તેમનાં શરીર એટલાં બેડોળ – તેમના દેદાર એટલા કંગાલ – તેમના વેશ એવા ચીંથરેહાલ–તેમનો ખોરાક એટલો નમાલો – તેમની પથારીમાં એવા મેલા ચીંથરિયા ગાભા – ટાઢમાં તે એવા કંપે, છતાં તેમની મહેનત એટલી સખત અને તેના દામ એટલા ઓછા! વળી, ઉજળિયાત લોકોને તે "સરકાર" ને "હજૂર" જેવા શબ્દોથી નવાજતા – તેમની નજીવી સગવડ સાચવવાને કેટલી દોડાદોડ કરી મૂકતા અને કેટલો પરિશ્રમ ઉઠાવતા – તેમની જરી ખફામરજી થતાં કેવા લળી લળીને નમી પડતા – ને છતાં કંઈ સજા થાય તો કેટલી ખુશીથી સહી લેતા – જરા જેવી મહેરબાની મેળવવાને કેટલા નમીનમીને ખુશામત કરતા ને નજીવી સગવડ મળતાં કેવા ઉપકાર ને આનંદનાં આંસુ સારતા! આવું ગુલામી જીવન જીવતા માણસ મેં પહેલી જ વાર જોયા ત્યારે ઓચિંતું મને રોશન થયું કે આવા દુઃખમાં સબડતા કિસાનોના મહાસાગરની વચ્ચે કોંગ્રેસની મેદની તો એક બિંદુ સમાન જ છે! છતાં આ જલસામાં કેટલાને આવા માણસોનો જીવંત સંપર્ક હતો? કેટલા તેમને પિછાનતા અને તેમને સાચા માનવી બનાવવાનું વિચારતા!

પછી તો દેશના ચારે ખૂણામાંથી બે હજારથી વધુ પ્રતિનિધિઓ ઊતરી પડ્યા. સંયુક્ત પ્રાંતમાંથી પંડિત માલવીયજી અને મોતીલાલ નહેરુ, મદ્રાસથી બેસંટ, સી. પી. રામસ્વામી અને શાસ્ત્રીજી, બંગાળથી પ્રમુખ અંબિકાચરણ મઝમુદાર અને સુરેન્દ્રનાથ બેનરજી, દક્ષિણ અને મધ્યભારતમાંથી ટિળક, કેળકર અને ખાપરડે, ગુજરાતમાંથી ગાંધીજી અને વિઠ્ઠલભાઈ પટેલ એવા બધા અગ્રણીઓ અને બીજા નાના સેંકડો સાથીઓ દરેક ગાડીએ આવતા જ ગયા. અમે સ્વયંસેવકો તેમને દામડાગ ઉતારતા અને તેમને માટે અને તેવો સુખવાસી બંદોબસ્ત કરતા. હમેશ મુજબ કેટલાયે પૂરા અંગ્રેજી ઠાઠમાં આવેલા અને પૂરા બાદશાહી દમામથી રહેતા. ક્યાં આ બધા રાજદ્વારી રાજા ભોજ અને ક્યાં ગાંગા તેલી જેવા ગરીબ કિસાનો ?

બધાય આગેવાનોમાં એકમાત્ર ગાંધીજીએ આ દીવા જેવી વાત પારખી. તેમણે લખનૌમાં આવીને થોડા જ વખતમાં જ કોંગ્રેસીઓના વિલાયતી ઠેરા પર ખાનગી વાતચીતમાં ટીકા કરી. તે એવી મતલબનું બોલ્યા : "આવી કોંગ્રેસથી તે કંઈ દેશનું દળદર ફીટે ? આવાં પરદેશી કપડાં પહેરીને, અંગ્રેજી ભાષા બોલીને, ને આવા એશઆરામ ભોગવીને તે કંઈ સ્વરાજ લેવાતું હશે? આવી બધીયે રીતરસમ બદલવી જ જોઈશે." આવા બોલમાં ખરાવાદી રાજકારણનો રણકો મારા ભાવતો પડઘો મને સંભળાયો. તેથી તેમને માટે મારું માન વળી વધી ગયુ.

આ બેઠકમાં કોંગ્રેસના અને મુસ્લિમ લીગના આગેવાનોએ ઘડેલી સંયુક્ત સુધારાની યોજના મંજૂર કરવાની હતી. તેની ખાનગી ચર્ચાઓમાં ગાંધીજીએ સંગીન ભાગ લીધો. લીગ તરફથી બંગાળમાં ૪૦ ટકા અને યુક્તપ્રાંતમાં ૩૦ ટકા બેઠકો માગવામાં આવેલી તેનો કટ્ટર વિરોધ માલવીયજીએ કર્યો, ત્યારે તેમને ગાંધીજીએ ઉદાર બની ગમે તે ભોગે, ઐક્ય સાધવા દર્દભરી વિનંતી કરી. સદ્ભાગ્યે મહિનાઓની લાંબી વાટાઘાટો પછી છેવટે લખનૌમાં એકીસાથે મળેલી કોંગ્રેસ

અને મુસ્લિમ લીગની બેઠકોમાં સુધારાની એકની એક યોજના પસાર થઈ–કોંગ્રેસના મંડપમાં લીગના અગ્રણીઓનું સન્માન થયું, અને કેસરબાગની લીગની બેઠકમાં કોંગ્રેસના નેતાઓનું ભાવિક સ્વાગત થયું. આ બધીયે સુખદ ઘટનામાં ગાંધીજીએ સારો ફાળો આપેલો જણાયો તેથી હું ખુશી થયો.

વળી સન ૧૯૦૮થી કોંગ્રેસમાંથી બહિષ્કૃત થયેલો ટિળકપક્ષ તેમાં ફરી વાર જોડાયો–નરમ અને ગરમ દળની આ સંયુક્ત કોંગ્રેસ બની–એથી પણ આ બેઠક ઐતિહાસિક થઈ. ટિળક ને ખાપરડેને લોકોએ વ્યાસપીઠ પર ચઢતા જોયા કે તરત તેમને બુલંદ હર્ષનાદથી વધાવી લીધા. બુઝર્ગ બેસંટને નવા નેતા તરીકે અપૂર્વ માન મળ્યું. બંગાળી યુવકયુવતીઓએ મળીને વંદેમાતરમ્‌નું રાષ્ટ્રગીત ગાયું ત્યારે સર્વેનાં દિલ હલમલી ગયાં! પછી તો વ્યાખ્યાનોના કેવા ધોધ મહાસભામાં વરસ્યા! બુઢા બંગાળકેસરી સુરેન્દ્રનાથે હમેશ મુજબ મંડપ ગજાવ્યો. ટિળકે હીરા જેવી આંખો ચગાવીને સરકાર પર વેધક પ્રહારો કર્યા. બેસંટે અણીદાર દલીલોથી ને જોશીલી જબાનમાં સ્વરાજ માટે હિન્દની માગણીનો પોકાર કર્યો. ઝીણાએ મુત્સદ્દી વકીલની અદાથી ઠંડી પણ નિશ્ચયાત્મક ભાષામાં હિંદનો હક રજૂ કર્યો. ખાપરડેના એક ફૂટ ઊંચા કસબી ફેંટાથી અને તેનાં મશ્કરાં વચનોથી લોકો ખડખડાટ હસ્યા. માલવીયજીએ મીઠી મધુરી હિન્દી ભાષાથી શ્રોતાઓનાં દિલ હરી લીધાં. ગાંધીજીએ ગિરમીટિયા પ્રથા બંધ કરવાનો ઠરાવ સાત્ત્વિક શબ્દોમાં રજૂ કરીને સંતોષ માન્યો.

એકંદર આ કોંગ્રેસ જોવાથી મને મહત્ત્વનું રાજકીય શિક્ષણ મળ્યું. તેમ દેશભરમાં ગાંધીજીનો પારો પહેલાં કરતાં ઊંચો ચઢતો જોઈને હું બહુ જ હરખાયો. કોંગ્રેસ પૂરી થયા પછી બધું કામ સમેટવાને પાછો મિશ્રજીની કોઠીમાં હું રહેવા ગયો ત્યારે થોડા દિવસ હરકરણનાથની સાથે મનગમની વાતોની અને બપોરની છોટી મિજબાનીની મેં મોજ માણી. બધું કામ પરવારીને અને રસ્તામાં કુંઝરૂ સાથે બેએક

દિવસ અમદાવાદ રહીને હું સીધો મુંબઈ પહોંચી ગયો, અને મારા માસિકના લેખનકાર્યમાં જોડાઈ ગયો.

અમદાવાદની પરિષદ પછી ગુજરાતમાં કામ કરવાની મારી તાલાવેલી વધી હતી, તે પાછી મનમાં ઊભરાઈ આવી. અમદાવાદ સુધીના જિલ્લાથી હું કંઈક પરિચિત થયો હતો. તેથી હવે પછાત ગણાતો પંચમહાલ જિલ્લો જોવાને હું આતુર બન્યો. વળી 'સ્વરાજ્ય શા માટે?' વિષે મારી પત્રિકા ગોધરામાં વહેંચાઈ ત્યારે તે શહેરના ઉપરી પોલીસ અધિકારીએ તેના પર કરડી નજર કર્યાની ખબર મને પડેલી તેથી તે શહેરના દેદાર જોવાને પણ હું ઉત્સુક બન્યો. ગોખલેની બીજી સવંત્સરીને દિને–૧૯૧૭ના ફેબ્રુઆરીની ૧૯મી તારીખે–ગોધરામાં જ તેમની સ્મારક સભા ભરવાનો અને તેમાં મુખ્ય પ્રવચન કરવાને ગાંધીજીને વિનંતી કરવાનો મેં સંકલ્પ કર્યો. દેવધરે આ વાત મંજૂર કરી, ઠક્કર બાપાએ સાથે આવવાની ખુશી બતાવી, અને ગાંધીજીએ પણ મારી વિનંતી સ્વીકારી. તેથી જાણે ગુજરાતનો પૂર્વનો કિલ્લો સર કરવાને ઠક્કરબાપાની સાથે હું ૧૮મીએ મુંબાઈથી ગોધરે જવાને ઊપડ્યો.

અમારી ગાડી વડોદરે થઈને ગોધરા સ્ટેશને પહોંચી તે જ વખતે અમદાવાદથી આવતી ગાડીમાંથી ગાંધીજી ઊતર્યા. ગાંધીજીનું સ્વાગત કરવાને સેંકડો માણસોથી સ્ટેશન ભરચક ભરાઈ ગયું હતું અમે ગાંધીજીને પાસે જઈ પ્રણામ કર્યા અને તેમની સાથે મણિલાલ મહેતા, મુકાદમ અને બીજા આગેવાનોને મેળવ્યા. તેવામાં જે પડછંદ પોલીસ અધિકારીએ મારા લેખ પર વક્ર દૃષ્ટિ કરેલી તેની સાથે જ મુકાદમે મારું ઓળખાણ કરાવ્યું! તેમણે ઘણા જ વિવેકથી વાત કરી તેથી હું બહુ જ નવાઈ પામ્યો.

ગાંધીજીનું સરઘસ શહેરના સાંકડા રસ્તા વીંધીને ચાલતું ગયું તેમ અનેક ગૃહસ્થો તેમની ગાડી ઊભી રાખીને તેમને ફૂલહાર અર્પણ કરતા ગયા. કેટલાયે મુસલમાનો આફ્રિકાની લડતને લીધે ગાંધીજીને પિછાનતા

થી તેમનું સન્માન કરવામાં તે ઉત્સાહથી સામેલ થયા. આવા રાજકીય તનું કદાચ આ પહેલું જ સરઘસ ગોધરાના નાગરિકોએ નિહાળ્યું શે. ધોરી માર્ગ વટાવીને શહેરને બીજે છેડે મુકાદમને ઘેર ગાંધીજીનો મુકામ હતો ત્યાં જ સરઘસ વિખરાયું. તરત જ અમારી વિનંતી મુજબ અહીંઆં બે દિવસ રહેવાનું તેમણે કબૂલ કર્યું. તેથી બીજા દિવસની સભા ગોઠવાઈ અને અમને મિત્રોને બે દિવસ સુધી ગાંધીજીના અણમોલ સત્સંગનો લાભ મળ્યો.

અમારા ઉતારાની પાસે જ સુતારની વાડીમાં ગોખલેની સંવત્સરીની સભા મળી. વાડી શ્રોતાઓથી ભરચક ભરાઈ ગઈ. ગાંધીજીએ ગોખલેનો જીવનસંદેશ આપતાં આશરે એક કલાક સુધી એકધારું સૌમ્ય ભાષણ કર્યું. ગોખલેને પગલે ચાલીને દેશસેવાનો નવો રાષ્ટ્રધર્મ અપનાવવા તેમણે શ્રોતાઓને અનુરોધ કર્યો. ખાસ તો તેમણે કહ્યું: "લોકોમાં ..શ પ્રત્યે ભાવ તો ઘણો છે. દેશભક્તિની ગંગા દેશમાં પૂરપાટ વહી જાય છે. પણ તેના પર બંધ બાંધીને તેનો લાભ લેવાતો નથી. તેથી ઘણું પાણી એળે જાય છે." આવાં ટૂંકાં વાક્યો સોંસરાં શ્રોતાઓનાં મનમાં ઊતરી જતાં. તેમનાં ગંભીર નયનો, અંતરમાં જળહળતી કોઈ ભવ્ય જ્યોતને નિહાળતાં હશે કે કોઈ ભગીરથ કાર્ય સારુ મરી મીટવાનો નિશ્ચય સૂચવતાં હશે? — એવો પ્રશ્ન અંતરમાં જાગ્યો અને તેમને માટે અપૂર્વ માન પ્રગટ્યું.

બીજે દિવસે એ જ સ્થળે તેમણે ગિરમીટિયા પ્રથા પર ભાષણ કર્યું. હિન્દના મજૂરોને દક્ષિણ આફ્રિકા ખાતે ગુલામીખત લખાવીને મોકલવાની પ્રથા બંધ કરવા તેમણે સરકારને આગ્રહ કર્યો. માલવીયજીએ દિલ્હીની ધારાસભામાં આ વિષે ઠરાવ રજૂ કર્યો છે, અને આખા દેશની સ્ત્રીઓની સંસ્થાઓ વાઈસરૉયને વિનંતી કરવાને પ્રતિનિધિમંડળ દિલ્હી મોકલી રહી છે — તેનો નિર્દેશ કરીને ગોધરાની પ્રજાને પણ આ કાર્યમાં ફાળો આપવા તેમણે આદેશ આપ્યો. છેવટના ભાગમાં ગાંધીજીએ ચાંપ ચડાવીને કહ્યું: "૩૧મી મેનો દિવસ યાદ રાખજો. તે પહેલાં આ

શરમભરેલી પ્રથા નાબૂદ થવી જ જોઈશે. જો સરકાર તેમ નહિ કરે તો મારે અને તમારે ગમે તે દુઃખ સહેવાને — છેવટે જાન આપવાને તૈયાર થવું જોઈશે."

આ ગંભીર શબ્દોનો અર્થ હું જેવો સમજ્યો તેવું જ મારું અંતર ઝણઝણી ઊઠયું. આ બોલથી ગાંધીજીએ અંગ્રેજ સરકારને કડક આખરીનામું સંભળાવ્યું અને ગર્ભિત ચેતવણી આપી કે જો તમે અમુક મુદત પહેલાં આ પ્રથા બંધ નહિ કરો તો અમે ગમે તે ભોગે સક્રિય લડત ચોક્કસ ઉપાડીશું. રાજકીય લડતના રણટંકાર સમું ગાંધીજીનું આ પહેલું જ ભાષણ મેં સાંભળ્યું તે મેં ઘણી જ શ્રદ્ધાથી વધાવી લીધું. માર્ચ માસની આખર પહેલાં જ સરકારે એ પ્રથા બંધ કરવાનો હુકમ કર્યો તેથી હિન્દના રાજકારણમાં ગાંધીજીનો પહેલો જ્વલંત વિજય થયો. પણ આ પરિણામ જણાયું તે પહેલાં જ તેમના નવા સંપર્કથી દેશના નવા ને સાચા નેતા તરીકે ગાંધીજીનું સ્થાન મારા દિલમાં નિશ્ચિત થયું અને તેમની સીધી આગેવાની નીચે ગુજરાતમાં કામ કરવાને હું ઉત્સુક બન્યો.

ગોધરાથી ગાંધીજી વિદાય થયા કે તરત જ ઠક્કરબાપાની સાથે મેં આ પછાત જિલ્લાના બધા તાલુકાની ઊંડી મુલાકાત લેવાનું ઠરાવ્યું. કલોલ જઈ સહકારી કાર્યકર રાવસાહેબ મનુભાઈના અમે મહેમાન થયા અને કેળવણીના વિકાસ વિષે આમજનો સાથે વાતચીત કરી હાલોલમાં તે વખતે ડિસ્ટ્રીક્ટ ડેપ્યુટી કલેક્ટર — અને અબ્બાસ તૈયબજીના જમાઈ — હમીદઅલીનો મુકામ હતો. તેમની સાથે તાલુકાની પરિસ્થિતિ વિષે અમે વાતચીત કરી અને ગામલોકોની આગળ અમે ભાષણ કર્યું. સ્થાનિક રેલ્વેના અધિકારી નાથાલાલ શાહની[1] સહાયથી અમે સવારે રેલ્વેની લારીમાં ચાંપાનેર રોડ સ્ટેશને ઊતરી પાવાગઢની ટેકરી પર ચઢી

1. નાથાલાલ શાહ રાણપુરથી પ્રગટ થતા 'ફૂલછાબ' અઠવાડિકના તંત્રી અને વ્યવસ્થાપક હતા. હાલ રાજકોટથી પ્રગટ થતા એ જ નામના દૈનિકનું સંચાલન તે કરે છે.

ોનર્યા અને તેની રોચ પરથી અદ્ભુત સૃષ્ટિ સૌન્દર્ય નીરખવાનો લ્હાવો લીધો. ત્યાંથી દાહોદ જઈ વામનરાવ ધોળકીઆ વકીલની[1] મારફત અમે ગામના અગ્રેવાનોનો સંપર્ક સાધ્યો. પછી એક સ્થળે લગ્નનો માંડવો બાંધ્યો હતો ત્યાં એક પાટ પર ચઢીને અમે લંગોટીઆ ભીલો, માર-વાડીઓ અને નગરજનોની પચરંગી પ્રજાને બાળકોને ભણાવવાનો ઉપદેશ કર્યો. સરિયામ રસ્તાની વચ્ચોવચ જમીન પર બેસીને ભજિયાં તળતા ગામઠી કંદોઈને જોઈને અમે નવાઈ પામ્યા. આ પ્રદેશના ભીલ લોકો ગુજરાતભરમાં વધારેમાં વધારે ગરીબ અને કંગાલ દેખાયા. બજારમાં વેપારીઓની દુકાને થોડી મકાઈ કે ટૂંકી પછેડી માટે અથડાતા ચીંથરેહાલ ભીલ સ્ત્રીપુરુષ બાળકોને જોઈને અમે દુઃખી થયા, અને તેમના ઉદ્ધારનો વિચાર કરતા અમે મુંબઈ પાછા ફર્યા.

હું મારા ધામમાં પાછો સ્થિર થયો તેવામાં સરકારે દેશના સુશિક્ષિત યુવકોને લશ્કરી તાલીમ આપવાનો કાયદો પસાર કર્યો અને સામ્રાજ્યના બધા દેશના પ્રતિનિધિઓની એક પરિષદ ભરવાની જાહેરાત કરી. તે વખતે શાસ્ત્રીજી ફરી ફરીને કહેતા કે ઇટલીના રાજપુરુષ કેવૂરે ગઈ સદીના એક યુદ્ધમાં મિત્ર રાજ્યોની મદદમાં વખતસર રાષ્ટ્રીય સેના મોકલેલી તેથી જ તે પેરીસની સુલેહ પરિષદમાં માનભર્યું સ્થાન મેળવી શકેલો અને સર્વે રાજ્યોની સંમતિથી ઇટલીની આઝાદી હાંસલ કરી શકેલો; તે મુજબ આપણે પણ નોકરિયાત સૈનિકો ઉપરાંત ભણેલા સ્વયંસેવકોને તાલીમ આપીને રણક્ષેત્ર પર મોકલી શકીએ તો લડાઈ પૂરી થતાં આપણી માંગણીઓની મંજૂરી અનિવાર્ય બનશે[2].

૧. તે પીઢ ધારાશાસ્ત્રી હાલ અમદાવાદમાં વકીલાત કરે છે.

૨. માર્ચ માસના જ "નવજીવન"માં તંત્રીની નોંધમાં મેં લખ્યું : "સ્વદેશના રક્ષણમાં ભાગ લેવાની આ અમૂલ્ય તક આપણા આગેવાનો-એ વધાવી લીધી છે તેમ આપણા યુવાનોએ પણ...તેનો પૂરેપૂરો લાભ લેવાને તૈયાર થવું જોઈએ. શ્રીયુત ગાંધીજીએ ખરું જ કહ્યું છે કે...... જો આપણે રાજ્યવ્યવસ્થા પર કાબૂ મેળવવા ઈચ્છીએ છીએ તો આ

આ વાત મારે ગળે ઊતરેલી હતી તેથી નવા હિન્દરક્ષક દળમાં જોડાવાને હું આતુર બન્યો અને તે માટે દુનિયાભરના આવા સ્વયંસેવકોના કાયદા અને નિયમો તેના સૈનિકોના હક અને ફરજ વિષે પુસ્તકો ભેગાં કરીને વાંચવા બેઠો. આ વિષય પર ભાષણ પણ મેં તૈયાર કરવા માંડ્યું અને તેની સભાનું પ્રમુખપદ સ્વીકારવાને ભુલાભાઈ દેસાઈને વિનંતી પણ કરી આવ્યો. તેવામાં એક અણધારી ઘટના બનતાં એક નવી જ દિશામાં હું ખેંચાઈ ગયો.

વાત આમ બની. તે અરસામાં મેસોપોટેમિયામાં લડતા હિન્દી સિપાઈઓની બૂરી હાલત વિષે બહુ ચિંતાજનક સમાચાર દેશનાં છાપાંમાં પ્રગટ થતા હતા. તેથી સરકારે હિન્દનાં વર્તમાનપત્રોના આઠ તંત્રીઓનું–ચાર અંગ્રેજ અને ચાર હિન્દીઓનું એક પ્રતિનિધિ મંડળ બસરા તરફ મોકલવાનું ઠરાવ્યું. માર્ચ માસની અધવચ સુધીમાં ચાર અંગ્રેજ અને બે હિન્દી તૈયાર થયા હતા. બાકીના બેની ચૂંટણી કરવાને મુંબઈ પ્રાંતના તંત્રીઓને સરકારે બોલાવ્યા. કોઈ ગુજરાતીઓ આ પ્રવાસનું સાહસ ખેડવા તૈયાર ન થયા ત્યારે સમાજના જ્ઞાનપ્રકાશ પત્ર તરફથી હાજર રહેલા જોશીએ બીજા તંત્રીઓની બીકુતાની સખત ટીકા કરી. સામું કોઈએ કહ્યું: "જો તમે મોટા જવાંમર્દ હો તો તમે જ કેમ નથી જતા?" જોશીએ તરત જવાબ આપ્યો: "બીજા કોઈ ન જતા હોય તો હું જવા તૈયાર છું–માત્ર મારે એક મદદનીશ જોઈએ." બે જગ્યા ખાલી હોવાથી સરકારે તેમની શરત સ્વીકારી. તેથી પાછા આવીને તે, સમાજમાંથી લાયક મદદનીશ શોધવાની ફિકરમાં પડયા.

કઠિન પ્રસંગે દેશનું રક્ષણ કરવાને કમર કસવી પડશે...જો આપણે મોટી સંખ્યામાં સૈનિકો તરીકે નામ નોંધાવીશું અને માતૃભૂમિના રક્ષણમાં શરીર અર્પવાની મરજી દેખાડીશું તો જ સ્વરાજ્ય માટે આપણી યોગ્યતા સિદ્ધ થશે." નવજીવન અને સત્ય પુ. ૨ અં. ૯ પા. ૬૨૯. આવાં ગાંધીજીનાં વચનોનો આધાર મેં લીધો એ મારી ખીલતી ગાંધીભક્તિનાં સૂચક હતાં.

એવામાં હું મારી વચલી ઓરડીમાં બેઠો હતો ત્યાં આ વાત ઊડતી મારે કાને પડી. ઠક્કરબાપાને ને ચીનણીઆને જોશીએ સાથે જવા સૂચવ્યું પણ તેમણે ના પાડી. જ્ઞાનપ્રકાશના મદદનીશો પણ નન્નો ભણ્યા. તપાસ કરીને મેં પૂરી વાત જાણી કે તરત મને પાનો ચઢ્યો. હું જોશીને સામેથી તેમની સાથે જવાની તૈયારી જણાવવા ગયો. "૪૮ કલાકમાં જ ઊપડવાનું છે; તૈયાર છો ?" તેમણે પૂછ્યું. મેં તરત કહ્યું: "લશ્કરી કપડાં સિવાઈ જાય એટલે હું તૈયાર." તરત જોશી સાથે બજારમાં દોડાદોડ કરીને અમે કપડાં તૈયાર કરાવ્યાં. તે વખતે રણછોડ-રામ મુંબઈમાં શેઠ નરોત્તમના પુત્ર શાંતિકુમારના શિક્ષક તરીકે તેમને ઘેર રહેતા. તેમણે એક ઘડીમાં જ 'નવજીવન'ના તંત્રીપદનો ભાર ઉઠાવી લીધો. બધા મિત્રોની મેં ઝટપટ રજા લીધી. લડાઈના વખતમાં જર્મન સબમરીનો અરબી મહાસાગરમાં ફરે છે તેના ભયની કાંગલી વાતો અમે હસીને ફગાવી દીધી. અને મુકરર કરેલા દિવસે લશ્કરી આગબોટમાં અમે બસરા જવાને ઊપડ્યા.

મુંબઈના બારામાં નાની હોડીઓ અને આગબોટમાં મેં કવચિત સફર કરેલી. આ આગબોટ પ્રમાણમાં મોટી હતી, ને ગોરા સિપાઈઓથી ચિકાર ભરેલી હતી. તેમની આંખો ખૂની અને ચહેરા બિહામણા લાગતા. રાત ને દિવસ તે દારૂ ઢીંચીને લાંબા રાગડા તાણતા. ગોરા અમલદારો અમને હલકા ગણીને દૂરથી ઠંડો વિવેક દાખવતા. અરબી મહાસાગરમાં દરિયાનાં વિકરાળ દેખાતાં મોજાં ઠેક ઊંચે ચઢીને ઘૂમવતાં અને અમારી બોટને ઊંચે ઉછાળતાં. ખોરાકની પણ અડચણ પડતી. આમ છતાં આ સફરમાં રોજ અવનવું સાંભળવાની અને જોવાજાણવાની મને ખૂબ મઝા પડી.

મુંબઈથી ઊપડીને બેએક દિવસ ભરદરિયે સફર કર્યા પછી અમે કરાંચી પહોંચ્યા. ત્યાંથી ઘણુંખરું બલુચિસ્તાનના કિનારાની નજીક જ હંકારતાં અમે પાંચેક દિવસે ઈરાનના અખાતમાં દાખલ થયા ત્યાં

સુધી એક નાની મનવાર અમારી ચોકી કરવાને આગળ પાછળ હંકારતી — ક્વચિત ક્ષિતિજ પર ધુમાડો દેખાય તો દુશ્મનની વિનાશિકાની ચોકસાઈ કરવા ઊપડી જતી. વખતોવખત અમને દરિયામાં તરવાના પટા પહેરવાની તાલીમ આપવામાં આવતી. પણ અખાતમાં દાખલ થતાં આવા ભયનું વાતાવરણ દૂર થયું. પછી ક્વચિત ઈરાનના ને ક્વચિત અરબસ્તાનના કિનારાની ભૂમિ ને વસ્તી દેખાતી. ક્વચિત નાના ટાપુ અને અંગ્રેજોના ખંડીઆ શેખોનાં કિનારાનાં શહેર દેખાતાં. લગભગ બે અઠવાડિયે યુફ્રેટીસ અને ટાઇગ્રીસના સંયુક્ત મહાનદમાં શેટ–અલ–અરબમાં અમે દાખલ થયા. પછી ઈરાનને કિનારે ઍંગ્લો પર્શિયન કંપનીનાં મોટાં કારખાનાં દેખાયાં — આગળ ધપતાં કારૂન નદીના સંગમ આગળ સામે મહોમરાના શેખનો સુંદર સફેદ મહેલ અને બાગ નજરે પડ્યાં — પછી થોડી વારમાં અમે બસરાને કિનારે લાંગર્યા.

અમારી ટુકડીમાં "એસોશીએટેડ પ્રેસ" "પાયોનિયર," "ઇંગ્લીશમેન" અને "મદ્રાસ મેલ" એ પત્રોના મળીને ચાર અંગ્રેજ પ્રતિનિધિ હતા. હિન્દીઓમાં અમારા બે સિવાય લાહોરના એક ઉર્દૂ પત્ર "પૈસા અખબારના" તંત્રી મહેબૂબ આલમ અને કલકત્તાના "વસુમતી" પત્રના તંત્રી હેમેન્દ્ર પ્રસાદ ઘોષ હતા. વિશાળ નદીપટની ડાબી બાજુએ તુર્કોના કાળથી બાંધેલા લશ્કરી નગરમાં દાખલ થઈને અમે જૂની તુર્ક સિપાઈઓની છાવણીમાં સાથે જ રહ્યા. પણ સંયુક્ત કાર્યક્રમ ન હોય ત્યારે અમે હિન્દીઓ ભેગા જ ફરતા, વાતો કરતા અને મોજ માણતા. ટાઢ અને તાપમાં રક્ષણ આપવાને છાપરાથી ઢાંકેલા કાપના બજારમાં અમે સાથે ઘૂમીને વેપારમાં જામી ગયેલા અનેક હિન્દી વેપારીઓની પાસેથી ઘણી હકીકત મેળવતા. છાવણીથી નાવડીમાં બેસીને અસલ બસરા શહેર જોવા અમે સાથે જતા, — નદી કિનારે ખૂલેલા "કાવા"માં બેસી ચાકોફીના પ્યાલા સાથે ગટગટાવતા અને ક્વચિત કોઈ ભણેલા આરબો સાથે વાતચીત કરીને તેમનું માનસ જાણી લેતા. પણ હિન્દી સૈનિકોની અને દુશ્મનના કેદીઓની, ઘોડેસ્વારોની અને તોપચીઓની

છાવણીઓ અને બધી લશ્કરી ઇસ્પિતાલો જોવા અમારી આખી ટુકડી એક અંગ્રેજ માર્ગદર્શકની સાથે જ જતી. તેમ બસરા શહેરનાં ખાસ સ્થળ અને એક આરબ નાટક અને નાચ અંગ્રેજ રાજદ્વારી પ્રતિનિધિ મેજર ફિલ્બી સાથે અમે બધા જોવા ગયેલા. પણ રોજ સાંજે અમે હિન્દીઓ જ સાથે બેસીને બધીયે લશ્કરી અને સામાન્ય પરિસ્થિતિની નિખાલસપણે ચર્ચા કરતા અને તેનો ક્યાસ કાઢતા. થોડા દિવસમાં તો મહૂમ આલમ અમારા ખુદા ચાચા બની ગયા તેમ તેજસ્વી બુદ્ધિના હેમેન્દ્ર ઘોષ અમારા દિલોજાન દોસ્ત બની ગયા એકંદર અંગ્રેજ સિપાઈઓ અને અમલદારો સર્વે હિન્દીઓને બધી રીતે હલકી પાયરીના ગણતા અને આરબોને જીતેલા ગુલામ ગણાતા – તે જોઈને અમારું ચારેનું દિલ રોજ ને રોજ જલતું.

મુંબઈના એક જ જૂના દોસ્ત દા૰ મંગળભાઈ ખાંડવાલા ત્યાં મને મળ્યા. તે વખતે કમિશન મેળવીને લેફ્ટેનંટ બનેલા ખાંડવાલા લશ્કરી ઇસ્પિતાલમાં ફરજ બજાવતા. તેમની સાથે હસીખુશીને ગુજરાતીમાં ઘ ગથ્થુ ગપ્પાં મારવાની મને ખૂબ મજા પડી. તેમણે લડાઈની અને હિન્દી સિપાઈઓની ખરી સ્થિતિ વિષે પેટ ભરીને વાતો કરી. વળી શુદ્ધ ગુજરાતી ભોજન તેમણે ખાસ તૈયાર કરાવીને મને જમાડ્યો ત્યારે આ લશ્કરી જંગલમાં ખરેખરું મંગળ મેં અનુભવ્યું.

દશેક દિવસ બસરામાં ગાળ્યા પછી અમારી ટુકડીએ નાની આગબોટમાં બેસીને આગેકૂચ શરૂ કરી. આશરે સાઠેક માઈલ સુધી સંગમમાં સફર કર્યા પછી ડાબે હાથે વહેતી યુફ્રેટીસ નદીને છોડીને ટાઈગ્રીસના સાંકડા વહેણમાં અમે વળ્યા. લગભગ ૧૧૫ માઈલ વટાવીને નદી કિનારે અમારા ગામે અમે પહોંચ્યા ત્યાં સુધી નદીની બંને બાજુએ દેખાતાં ખજૂરીનાં ઝાડ, કોઈ શેખની મોટી કોઠીઓ અને આરબોનાં માટીનાં ઝૂંપડાં અમે નિહાળતા ગયા. નવરો પડતાં હું અમારા બસરાના પ્રવાસની હકીકત નોંધની દેખરેખ નીચે લખતો ગયો.

અમારા પ્રમાણમાં નાનું ગામ હતું. ત્યાં ખાસ તો યહૂદીઓની શાળા અને તેમનું દેવળ જોવામાં અમને રસ પડ્યો. તુર્કીના જમાનામાં બધી શાળાઓમાં અર્વાચીન ભાષા તરીકે ફ્રેંચ શીખવાતું. પણ આ લડાઈમાં તુર્કોને હરાવીને અંગ્રેજો અહીંઆં દાખલ થયા કે તરત "સમા પ્રમાણે સાવધાન" થનાર યહૂદીઓએ તેમની શાળામાં અંગ્રેજી શીખવવા માંડેલું તેથી યહૂદી બાળકો સાથે અંગ્રેજીમાં વાતો કરતાં તેમની પાસેથી જાણવા મળ્યું કે યહૂદીઓને અંગ્રેજો ગમે છે પણ આરબોને નથી ગમતા.[1] આ શબ્દોથી તરત જ સમજાયું કે આખા મુલકમાં આરબોને અંગ્રેજો દુશ્મન જેવા સાલતા. તેથી જ તેમનો કારમો વિરોધ ક્વચિત તેમની આંખોમાંથી ઝરતો – તે સામાન્ય રીતે સુમશામ સ્મશાનિવાની માફક હરતા ફરતા, અંદર અંદર મજાકમશ્કરી કરતા તે પણ અંગ્રેજોને જોતાં જ બંધ કરી દેતા, ન જ ચાલે ત્યારે પરદેશીઓ સાથે યાંત્રિક રીતે ઓછામાં ઓછું બોલતા, બને ત્યારે બે પૈસા કમાઈ લેતા અને બાકી હારેલા અને પરાધીન બનેલા દુશ્મનોની માફક જ તે વર્તતા. તેમની જાજરમાન સ્ત્રીઓ નખથી શિર સુધી બુર્ખો નાખીને પોતાના ભાવ છુપાવતી. પણ તેમના આઝાદ મિજાસનો કંઈક સ્વાદ ગોરા સિપાઈઓએ ચાખ્યો હશે તેથી તેમને સ્થાનિક સ્ત્રીઓ સાથે કંઈ પણ બોલચાલ ન કરવાનું ખાસ ફરમાન લશ્કરી ઉપરીઓ તરફથી આપવામાં આવ્યું હતું.

અહીં એપ્રિલના તાપથી ત્રાસીને અમે ટાઈગ્રીસ નદીમાં અનેક વાર નાહ્યા, કાન ફાડી નાંખે એવા તોપોના ભડાકા સાંભળ્યા, થોડા માઈલ દૂર વસતા આરબ શેખને ઘેર જમી આવ્યા અને આગળ સફર કરવાના હુકમની વાટ જોતાં અમે ગપ્પાં મારતા હતા એવામાં બગદાદથી સેનાધિપતિ જનરલ મોડનો હુકમ મળ્યો કે ઠેક રણક્ષેત્ર સુધી અમારી ટુકડીને લઈ જઈ શકાશે નહિ, અને બહુ તો, કુત–અલ–અમારાની જે

1. યહૂદી બાળકો તૂટીફૂટી જબાનમાં કહેતાં : "Jews like English. Arabs no like English."

લડાઈમાં મરાયા સિપાઈઓએ ચોખ્ખાનું ઓસામણ પીને અંગ્રેજોને ભાત ખાવા આપેલો તેના રણક્ષેત્રની મુલાકાત લઈને જ અમારે સંતોષ માનવો. આથી ઘડીભર તો અમે – અંગ્રેજ અને હિન્દી સર્વે–નિરાશ થયા અને પછી ક્રોધથી ભભૂકી ઊઠયા.

તરત જ અમે બધા લશ્કરી ફરમાનનો વિચાર કરવા ભેગા મળ્યા. એકે ગુસ્સાથી કહ્યું: "શું અમે લડાઈનાં નિર્જન મેદાન અને ભાગેલાં મકાનો જોવા આટલે સુધી આવ્યા છીએ?" બીજો લાલપીળો થઈ બોલ્યો: "બસરા અને કુત અલ–અમારાની ઢગલાબંધ છબીઓ હિન્દમાં જ મળે છે તો તે જોવાને અહીં આવવાની શી જરૂર?" છેવટે બધાએ ઠરાવ્યું કે જો આપણને બગદાદની મુલાકાત લેવાને ને તેની પાર ચાલુ રણસંગ્રામ જોવાને લઈ જવામાં ન આવે તો સખ્ત વિરોધ નોંધાવીને આપણે અહીંથી જ પાછા જવું. તે મુજબ લંડનના હિન્દી વજીરને, દિલ્હીની સરકારને અને બગદાદના સેનાપતિને કડક તાર કરવામાં આવ્યા અને તેનાં પરિણામની વાટ જોઈ રહ્યા.

જે પત્રકારોના અનુકૂળ હેવાલ પરથી હિન્દી પ્રજામાં લશ્કરની ભરતીને વેગ આપવાને અમારી ટુકડીને સરકારે અહીં સુધી મોકલેલી તેની ખફામરજી વહોરવાનું સરકારને કેમ પોસાય? ૧૯૧૭ના ઉનાળામાં અમેરિકાનું લશ્કર ફ્રાંસના રણક્ષેત્રમાં ઊતર્યું નહોતું. જર્મનો ગમે ત્યારે પેરીસ સર કરે એવી કટોકટીની સ્થિતિ હતી. વધુ હિન્દી લશ્કર બધાંયે રણક્ષેત્ર પર ધકેલવાની સરકારની મુરાદ હતી. વળી હિન્દરક્ષક દળ સરકારે તાજેતરમાં જ રચવા માંડ્યું હતું. તેની સફળતા પર પણ અંગ્રેજ અને હિન્દી પત્રકારોના સંયુક્ત વિરોધની દેખીતી રીતે ઘણી જ અસર થાય. આવી બધી બાબતનો વિચાર કરીને સાતેક દિવસે સરકારે નમતું આપ્યું, અને અમારા મંડળને બગદાદ અને તેની પાર જવાની પરવાનગી આપી.

કમનસીબે તે જ વખતે મારા ફેફસાંમાં ઓચિંતો દુખાવો વધતાં અસહ્ય શૂળની વેદના મને થવા લાગી. તરત જ દાક્તરે મને તપાસીને મારા બધા સામાન સાથે ઇસ્પિતાલમાં રવાના કર્યો. બાકીના બધા સાથીઓ દિલગીરીથી મને વિદાય આપીને બગદાદ તરફ આગબોટમાં બેસીને રવાના થયા, ત્યારે તાવ અને વ્યથાથી અર્ધી બેભાન હાલતમાં હું એકલો, દૂર પરદેશમાં અજાણી લશ્કરી ઇસ્પિતાલને શરણે થયો.

## ૧૬. શુક્રતારક ગાંધીજી

અમારાની હિન્દી લશ્કરી ઇસ્પિતાલ નદીની ડાબી બાજુએ નિર્જન પ્રદેશમાં કાચાં ઝૂંપડાંમાં બાંધેલી હતી. તે વખતે છાંયડામાં પણ ૧૨૪ ડીગ્રી તાપ પડતો. પશ્ચિમે પથરાયેલાં વિશાળ રેતીનાં રણમાંથી સુસવાતા ગરમ વાયરા ખુલ્લી ચામડીને બાળી મૂકતા. ગોરા અને દેશી દાક્તરો એકંદર હોંશિયાર દિલસોજ અને ખંતીલા હતા. પણ સારવાર કરવાને રોકેલા અબુધ પુરુષ નોકરો તેમની અણઆવડતથી અને બેદરકારીથી દર્દીઓને જાણેઅજાણ્યે ઘણો ત્રાસ આપતા. અમારા જેવા પચાસેક બિછાનાવાળા મોટા ખંડમાં એક જ ખદસૂરત એંગ્લો-ઇન્ડીઅન સ્ત્રી નર્સ ઉતાવળે પગલે આવતી. બધા તેને પોતાની પાસે બોલાવવા પડાપડી કરતા, કોઈ ગંભીર દર્દીને કંઈક દવા કે ખાસ ખોરાક આપતી ને બીજાને ખૂબો પાડતા મૂકીને ચાલી જતી. રાતે ઘંટ વાગતાં બધાને મોં બંધ કરીને સૂઈ જવાનો હુકમ થતો અને તેનો ભંગ કરનારને સખત ઠપકો મળતો. પછી કોઈ દર્દી અસહ્ય વેદનાથી ક્વચિત રાડ નાખતો તેનાથી મધરાતની નીરવ શાંત ભેદાતી.

આ ઇસ્પિતાલમાં કુદરતી રીતે બંદૂકની ગોળી કે તોપના ગોળાથી, ભાલા કે સંગીનથી અંગેઅંગ પર ઘવાયેલા દર્દીઓ મારી ચારેપાસ સૂતેલા હતા. કોઇની જાંઘ ચિરાયેલી હતી તો કોઈનો નળો તૂટી ગયો હતો; કોઈના ઢીંચણની ટોપીનું હાડકું ભાંગવાથી આખો પગ સૂજીને અક્કડ થયો હતો તો કોઈના મોં-માથા પર વીંટેલા ભારે મલમપટાથી

તેમાં પડેલા કારી ઘાનું અનુમાન થતું. વળી લડાઈનાં કારમાં ખોરાક-પાણી અને મરણતોલ મહેનતને લીધે જેમનાં ફેફસાં કે આંતરડાંમાં જીવલેણ રોગે ઘર કરેલાં તેવા પણ કોઈ મારી પડખે પથારીમાં હતા. આવા હિન્દુ અને મુસલમાન, શીખ ને ગુરખા દર્દીઓ મારા જેવા ભણેલાને તેમના સાથી બનેલા જોઈ ઘણી જ દિલસોજી દાખવતા, ઇંગ્લંડની છાવણીઓ અને ફ્રાંસની લડાઈઓની કંઈક કંઈક વાતો કરતા પોતાનાં વીતકની કહાણીઓ સંભળાવતા અને અભિપ્રાય પૂછતા. એકંદરે વાતાવરણ-પેરીસની રંગીલી કહાણીઓથી ક્વચિત રસીલું બનતું તો ઘરબારની કે કારમાં દર્દની વાતોથી ગમગીન બનતું. અને કોઈ નોકર કે નર્સ છણકો કરતાં કે બેદરકારી બતાવતાં ત્યારે સિપાઇઓની આંખો ક્રોધ અને દુઃખથી લાલચોળ થઈ જતી.

આવા સાથીઓ વચ્ચે હું ખાટલે પડ્યો ત્યારે ડાબા પાસામાં તીક્ષ્ણ દર્દ સાલ્યાં કરતું, તેથી ચતોપાટ કે જમણે પડખે જ સૂઈ શકતો. ભલો અંગ્રેજ દાક્તર કેપ્ટન ટ્રેસ્ટન રોજ સવારે મારી નાડી પકડતો અને તાવ માપતો, છાતીની આગળ પાછળ આંગળાના ટકોરા મારતો ને દાક્તરી ભૂંગળી દબાવતો, મારા પાટિયા પર કંઈ લખી જતો, અને માત્ર પથારીમાં સૂઈ રહેવાનો જ હુકમ આપી જતો. છેલ્લી બાબતમાં તે એટલો કડક હતો કે એક વાર ભૂલેચૂકે ખડબચડા બિછાનાથી કંટાળીને ઘડીવાર બાજુ પર પડેલી એક આરામખુરશી પર હું બેઠો ત્યારે તેણે મારી ધૂળ કાઢી નાખી અને તરત પથારીમાં સૂઇ જવાનો હુકમ કર્યો. આમ લગભગ ત્રણેક અઠવાડિયાં સુધી ચાલુ તાવમાં સસડતો હું સૂઈ રહ્યો પણ મારા રોગની મને ખબર પડી નહિ. તે વિષે જ્યારે દાક્તરને પૂછતો ત્યારે તે હસીને માથું ધુણાવતો અને રોગનું ખરું નિદાન પરખાયું નથી એમ કહેતો.

આવા મંદવાડમાં મને કંઈ ખાવાનું ગમતું નહિ અને આ-રોગી પણ ભાવતાં નહિ. શરીર જેમ હલકું થતું ગયું તેમ કલ્પના -દિવા-

સ્વપ્નોમાં રાચતી ગઈ. જીભથી જે મિષ્ટાન્ન ચાખી શકતાં નહિ તેના સ્વાદ મનમાં રહ્યા કરતા. કામલાલસા અંતરમાં ક્યાંય દબાઈ ગઈ હતી તે ઓચિંતી ઊછળી આવીને મને કવચિત દમ્યાં કરતી. સૂક્ષ્મ પ્રેમનાં સ્વપ્નાં પણ માંદા દિલને વખતોવખત સતાવતાં. જે અનેક પ્રેમાળ સ્ત્રીઓનો હું ગુણપૂજક બન્યો હતો તેમનું વાત્સલ્યપૂર્ણ માતૃસ્વરૂપ મારી સમક્ષ પ્રત્યક્ષ થતું – તેમના હૂંફાળા હેતનાં સ્વપ્નોમાં હું રાચતો. ધરતી તો પ્રાણીમાત્રની માતા તેથી તેની કુદરતના ખોળામાં મારું ધગધગતું માથું મૂકીને હું સાત્ત્વિક આનંદ અનુભવતો. કવચિત આ કલ્પનામાંથી ઊંચે ઊડીને હું બ્રહ્મસ્વરૂપ સંન્યાસી બનીને વિશ્વવ્યાપી પરબ્રહ્મ સાથે એકાકાર થઈ જતો.

આવાં ભાવિક સ્વપ્નાંમાં હું લીન થતો તેમ જનસેવાનાં અધુરાં રહેલાં અરમાનો પણ માંદા દિલમાં ઊભરાતાં. ગુજરાતની પરિષદ, લખનૌની કોંગ્રેસ અને બીજી સભાઓમાં જે વિરાટ જનતાને નિહાળી હતી તેનાં દૃશ્યો ચલચિત્રની માફક મારા મગજમાં ઘૂમતાં સુરત અને ભરૂચ, આણંદ અને અમદાવાદમાં જે સંસ્થાઓ અને કાર્યકરોના તાજા સંપર્કમાં હું આવ્યો હતો તેમનાં મીઠાં સ્મરણો મગજમાં તરવરતાં. દા૦ સુમંત અને શારદાબહેન, શંકરલાલ અને જમનાદાસ, ઠક્કરબાપા અને રણછોડરામ સાથે મનગમતી વાતો મનમાં કર્યા જ કરતો. ગામડાંની ભોળીભલી ખેડૂત પ્રજાનાં જે આછાં ચિત્રો અંતરમાં અંકાયાં હતાં તેમની વહારે ધાવાને દિલ દોડી જતું. હિન્દમૈયાની છબી અને ગરવી ગુજરાતની પ્રજા મારા મગજમાં રમ્યાં કરતાં અને તેની સેવામાં પ્રાણ પાથરવાને એલાન કરતાં.

આવા મનોરાજ્યમાં હું મ્હાલતો હતો ત્યારે મારી ખરી સ્થિતિ જુદી જ હતી. ખરી રીતે તો દાક્તરે મારાં ફેફસાંમાં પ્લૂરસી તેમજ ન્યુમોનિયાનાં નિદાન પારખ્યાં હતાં. માંદા મંદવાડની ખબર વતનમાં પડતાં કાકા સાકરલાલે ઈસ્પિતાલને તાર કરી મારા સમાચાર પૂછેલા. જવાબમાં મારી હાલત ગંભીર–લગભગ નિરાશાજનક છે એમ દાક્તરે

જણાવેલું. પણ મને આ વિષે કંઈ જ ખબર નહોતી અપાઈ. મારે મન તો દિવસ ને રાત સરખાં જ હતાં. કંઈક અઠવાડિયાં પછી દાક્તરે મને બે ચાર એક્સરે યંત્ર નીચે મૂકીને તપાસ્યો ત્યારે ફેફસાંમાં પાણી ભરાયેલું માલૂમ પડ્યું. તે વિષે પાકી ખાતરી થતાં તેણે મારા ડાબા ફેફસામાં પોલી સોય ખોસીને તેની વાટે પાણી ખેંચી કાઢ્યું. ત્યારથી તાવ હઠવા માંડ્યો ને સ્ફૂર્તિ આવવા માંડી. તેવામાં જ મારા સાથીઓ રણક્ષેત્રની સફર કરી પાછા આવ્યા, તેમાંથી જોશી મને સોબત આપવાને રહ્યા — બીજા તરત દેશ તરફ રવાના થયા. હવે તબિયત ધીમે ધીમે સુધરતાં હું જોશી પાસેથી બગદાદની સફરની માહિતી મેળવતો ગયો, છાપાં વાંચતો ગયો અને ફરી વાર નફુર દુનિયામાં વિહરવા લાગ્યો. તે જ વખતે 'અમૃતબજાર પત્રિકા'ના એક જૂના અંકમાં વાંચ્યું કે સરકારે ગાંધીજીની અને દેશની માંગણી મંજૂર કરીને ગિરમીટિયા પ્રથા બંધ કરી છે, ને પછી બીજા એક પત્રમાંથી તરત જાણ્યું કે ચંપારણમાં ગાંધીજીએ એક નવી લડત શરૂ કરી છે અને સરકારી હુકમનો ભંગ કરવા માટે તેમના પર અદાલતમાં કામ ચાલી રહ્યું છે!

આ ઇસ્પિતાલનાં બીજાં સ્મરણોની સાથે કંઈક મીઠી યાદગીરીઓ પણ સંકળાયેલી છે. અહીં જુદી જુદી જાતિના અને જુદા જુદા ધંધાવાળા સર્વ હિન્દીઓ માદરે વતનની વાત કરતાં પ્રેમઘેલા બની જતા. ઝાડુવાળા અને ભંગી, ધોબી અને ભિસ્તી, સિપાઈ અને નોકર—બધા દેશથી કાગળ મળતાં ગળગળા થઈ જતા. પછી તો તેમની જીભ ખૂલતી પોતપોતાનાં દુઃખસુખની વાતો તે છૂટથી કરતા. કોઈ મોચી કોઈ કે ધોબીને દેશમાં ભરતી કરીને અહીં તેના પર ઢેડ કે ભંગીનું કામ ઠોકી બેસાડેલું તેની વરાળ કાઢતા — છાવણીમાં કે લડાઈને મોરચે ખોરાક ને પાણીની આપદા પડેલી તે વર્ણવતા — ઘેરથી આવેલા કાગળમાં કંઈ ઘરના મંદવાડ કે મરણના સમાચાર મળ્યા હોય તેનું કલ્પાંત કરતા — ગોરાઓની તુમાખીની અને ગોરાકાળાના ભેદની કારમી ફરિયાદો કરતા. એક ખબર સાંભળીને સર્વે હરખાતા. કોઈ સિપાઈ કે નોકરને

હિન્દુસ્તાન જવાની રજા મળતી એટલે ચોપાસ "ઇન્ડીઆ" "ઇન્ડીઆ"ના આનંદી ઉદ્ગાર સંભળાતા. દેશનું નામ પડતાં બીજાનાં મુખે સૌ કેવા સુખી થતા! બધાનાં મુખ કેવાં મલકાતાં! બધાની આંખો કેવી નાચતી! અને ઘેર જતા નસીબદારને કેવી ભાવભીની વિદાય સર્વે આપતા!

મારી તબિયત વધુ સુધરતાં હું પણ જોશી સાથે દર્દીઓના જહાજમાં બેસી દેશ જવા ઊપડ્યો. આ સફર બહુ જ આનંદદાયક લાગી. હજી હું પથારીવશ જ હતો. અંગ્રેજ યુવાનો રાતદિન મારી સરભરામાં હાજર રહેતા, અને મારી સુખસગવડ માટે ખૂબ જહેમત ઉઠાવતા. એક અનુભવી નર્સે ધીમે ધીમે મને હળવા ખોરાક પર ચઢાવ્યો. જોશીની વાસ્તવદર્શી વાતચીતથી મારી બુદ્ધિ જાગ્રત અને તીવ્ર બનતી ગઈ. હજી શરીર નબળું રહ્યું પણ મગજ હવે સંગીન વાંચન, ઝડપી વાતચીત અને જરૂરી લેખનના કામ માટે તૈયાર થઈ રહ્યું.

મે માસની આખરે હું મુંબઈ બંદરે ઊતર્યો ત્યારે ઠક્કરબાપા અને બીજા ભાઈઓ અમને લશ્કરી ડક્કા પર લેવા આવ્યા પણ મને ચાલુ દર્દી ગણીને દાક્તરના હુકમ મુજબ કોલાબાની એક ઇસ્પિતાલમાં લઈ જવામાં આવ્યો. કેટલાય કલાક હું મનમાં મુંઝાતો રહ્યો. છેવટે ઠક્કરબાપાની સાથે શંકરલાલ મને શોધતા ઇસ્પિતાલમાં આવી ચઢ્યા. તેમણે ઉપરી દાક્તરને મળીને મારે વિષે થોડી વાત કરી અને મારી યોગ્ય સારવાર કરવાની પૂરી ખાતરી આપી ત્યારે મારો છુટકારો થયો. પછી શંકરલાલની મોટરમાં બેસીને તેમની અને ઠક્કરબાપા સાથે ઘણા દિવસથી ભરાયેલું હૈયું ઠાલવતો હું ચોપાટીને બંગલે પહોંચી ગયો.

શંકરલાલની અને તેમનાં કુટુંબીઓની મમતાળુ સંભાળ નીચે અને ડા૦ દલાલના ઉપચારથી મારી તબિયત સુધરતી ગઈ. દરમ્યાન છેલ્લા અઢી માસના મુખ્ય બનાવોની માહિતી હું સપાટાબંધ મેળવતો ગયો. ગિરમીટિયા પ્રથા બંધ કરાવ્યા પછી ચંપારણની લડતમાં ગાંધીજીને મળેલા બીજા વિજયના સમાચાર જાણીને હું તેમના પર વારી ગયો.

તેમણે સરકારને સખ્ત શિકસ્ત આપી સારા દેશની જનતાને સફાળી જાગૃત કરી, તેથી હું મગરૂર થયો. સાથે એ પણ જાણ્યું કે ચંપારણમાંના કિસાનોની ફરિયાદો તપાસવાને નિમાયેલી સરકારી કમિટીમાં સરકારે ગાંધીજીને સામેલ કર્યા છે, અને હવે આ કામની સાથે કિસાનોનાં શિક્ષણ અને સુખાકારી માટે રચનાત્મક કાર્યમાં તે રોકાયેલા છે. શંકરલાલ તેમની સાથે રોજિંદો પત્રવ્યવહાર ચલાવતા હોવાથી ગ્રામ પ્રદેશના તેમના અનુભવો સાંભળીને હું હર્ષપુલકિત થતો, અને તેમની જ દોરવણી નીચે દેશની અને ગુજરાતની દલિત પીડિત ગ્રામપ્રજાની સેવા કરવાને તલપી રહ્યો.

મારી ગેરહાજરીમાં રણજીતરામે નવજીવનના જે અંકો પ્રગટ કર્યા હતા તે પણ હું બહુ જ હોંસથી વાંચી ગયો. લગભગ વરસેકથી તે વાર્તાના રૂપે રસસાહિત્યની વાનગીઓ પીરસતા, તે તો તેમના સંપાદન દરમ્યાન ચાલુ રહી. ઉપરાંત તેમણે વિવિધરંગી પુસ્તકોનાં શાણાં અને વિનયી અવલોકન પ્રગટ કર્યાં, અનેક વિષયો પર હાવકી અને માહિતી પૂર્ણ નોંધ લખી તેમજ ઠક્કરબાપા અને શંકરલાલનો વિનયપૂર્વક હાર્દિક સહકાર સાધ્યો. પછી મારી ખોટ તો વાંચકને સાલે જ શાની ? તેથી ઘડીક દિલમાં થયું કે હું વધારે વખત પરદેશ રહ્યો હોત તો રણજીતરામ "નવજીવન"ને હજી વધારે રસરંગથી ભરીને વધારે ઊંચી ભૂમિકા પર લઈ ગયા હોત!

જૂનની શરૂઆતમાં જૂના અંક હું જોઈ જતો હતો તેવામાં એક દિવસ રણજીતરામને મારી તબિયતની ખબર પડી ગઈ. પછી જૂન માસનો અંક તેમણે નિયમસર પ્રગટ કરીને પોતાની ફરજ પરિપૂર્ણ કરી. તરત જ મને માસિક ચલાવવા જેટલો તાજો થયેલો ગણીને, તેમની પાસે રહેલા લેખ, પુસ્તકો ખબરપત્રો વગેરે બધું દફતર મને સોંપવાને તે આવ્યા. હજી પણ હું મોટે ભાગે પથારીમાં જ સૂઈ રહેતો, તેથી થોડો વધુ વખત માસિક ચલાવવાની મેં તેમને વિનંતી કરી.

પણ દેશમાં ઝપાટાબંધ વિકસતી રાજકીય પરિસ્થિતિને ન્યાય આપવાની પોતાની અશક્તિ દર્શાવીને અને જ તે સોંપવાના નિર્ણય પર તે મક્કમ રહ્યા. મેં ધ્રૂજતે હાથે અને થડકતે હૈયે બધું સંભાળી લીધું. પછી ક્યાંય સુધી ગુજરાતની સર્વાંગી પ્રવૃત્તિઓના છેલ્લા સમાચાર મને આપીને તે વિદાય થયા.

થોડા જ દિવસ થયા ન થયા–તેમણે સોંપેલું દફતર મેં ઉઘાડ્યું ન ઉઘાડ્યું–તેવામાં જ ઓચિંતી ખબર મળી કે જુહૂના દરિયામાં નહાતે નહાતે રણજીતરામ ડૂબી ગયા! તેમની યાદ હજી એટલી જીવંત હતી કે આવા માઠા સમાચાર સહેજે મેં ન માન્યા. પછી તો તેમના અંતકાળની પૂરી વિગતો સાંભળીઃ જુહૂના દરિયામાં ભરતીનો પ્રચંડ ઓઘ ઊભરાયો–તેટલી જ ત્વરાથી નીચેથી પાણી પાછું સર્યું–અને આંખના પલકારામાં રણજીતરામનો દેહ એ કાળસાગરમાં ગુમ થયો! આ બધું સાંભળતાં મારું મગજ બહેર મારી ગયું–હૈયું થંભી ગયું–અને આંખમાંથી આંસુ રેલાયાં. ક્યાંય સુધી સાગરના એ જીવલેણ તરંગ પર મનની મીટ મંડાઈ. ગુજરાત અને ગુજરાતી પ્રજાની કેટકેટલી અભિલાષા ને કેવી કેવી યોજનાઓ એ સાગરમાં ડૂબી ગઈ! કેટકેટલી અણલેખિત નવલિકા અને નાટક એ પ્રવાહમાં તણાઈ ગયાં! કેટકેટલાના સખા અને સાથી આ કાળ ચોવડીએ હરી લીધા! તેમનાં કુટુંબીઓને, મિત્રોને અને માતા ગુર્જરીને વિલાપ કરતાં મૂકીને ભરજુવાનીમાં રણજીતરામ ઓચિંતા અલોપ થયા! આવા તરંગોમાં ક્યાંય સુધી મારું જિગર ઝોલાં ખાતું રહ્યું.

એ જ વખતે દેશભરમાં રાજકારણનો મહાસાગર ઊમટવા લાગ્યો. આગલે મહિને મદ્રાસના ગવર્નર લૉર્ડ પેન્ટલેન્ડે મૂર્ખપ્રલાપ કરીને રાજકીય પ્રગતિની પ્રજાની મહેચ્છાઓ પર પાણી ફેરવ્યું હતું તેનો જડબાતોડ જવાબ રોજ બ રોજ આપીને બેસંટ તેની સુસ્તી બગાડતાં અને તેમનાં તીખાં વચનના પડઘા સારા દેશમાં પડતા. તેથી એ હાકેમે

છેક જ દીવાનો બનીને જૂનની ૧૬મી તારીખે બેસંટ અને તેમના સાથીઓ એરૂંડેલ અને વાડીઆ પર રાજદંડ ચલાવ્યો — એ ત્રણેને ઉટાકામંડમાં નજરકેદ કરવાનો હુકમ કર્યો. એ ઉમરાવે ધાર્યું કે બેસંટની જીભ બંધ કરીશ ને કલમ કાપી નાખીશ એટલે દેશમાં સુખશાંતિ વ્યાપી જશે!

પણ બન્યું એથી ઊલટું જ. એ હુકમના કાગળ પર શાહી સુકાઈ નહિ હોય એટલામાં દેશના એક છેડાથી બીજા છેડા સુધી તેની સામે વિરોધનો વિરાટ વંટોળ જાગ્યો! નરમ ને ગરમ, બધા ય પક્ષના નેતાઓએ હજારોની સભાઓ ભરીને દમનના આ શાસનની સામે પ્રચંડ પોકાર ઉઠાવ્યો. હોમરૂલ લીગની શાખાઓ દાવાનળની મોફક ચોપાસ પસરતી ગઈ. રાજકીય અસંતોષનાં પૂર ચોપાસ ઊભરાતાં ગયાં. નવું લોક આંદોલન ઘટવાને બદલે બેહદ વધી ગયું! બેસંટ ને તેમના સાથીઓને છોડો! — એ જ બુલંદ લોકગર્જના ચોમેર સંભળાવા લાગી. મુંબઈમાં ટિળક અને હોર્નીમેન, ઝીણા અને બુલાભાઈએ શાંતારામની ચાલીમાં વિરાટ સભાઓ ગજાવીને સરકારને ધ્રુજાવવા માંડી. ગુજરાતમાં હોમરૂલ લીગનું આંદોલન શહેરોમાંથી ઊભરાઈને ગામડે ફેલાતું ગયું. મુંબઈથી મારુર ને વિભાકર, મુનશી ને ચંદ્રશંકર દર અઠવાડિયે ગુજરાતમાં જઈને ઠામઠામ રાજકીય ચળવળ જગાવવા ગયા. નવી લીગના ચાંદ અને બિલ્લા ગામડાંના લોકો હોંસે હોંસે પહેરવા લગ્યા. બેસંટની એ સંસ્થા જ વિરાટ જનતાની સર્વ આશાની એક જ દીવાદાંડી બની રહી.

આ બનાવો જોતાં મારા અંતરમાં નવું મંથન શરૂ થયું. ત્યાં સુધી સમાજના શાસન મુજબ હું હોમરૂલ લીગને એક લડાયક મંડળી ગણવા છતાં તેનાથી દૂર રહ્યો હતો. પણ હવે સરકારે તેના પર મરણિયો હુમલો કર્યો — તેનો પ્રતિકાર કરવાને દેશના હજારો નવજુવાનો ગામડે ગામડે લીગની વહારે ધાયા — તેને નામે સ્વરાજનું આંદોલન ચોપાસ ફેલાવા માંડ્યું — લાખો કરોડો પ્રજાજનો લીગના સાદને ઝીલીને તેને ઓર બુલંદ બનાવવા મંડ્યા તે વખતે મારે શું કરવું?

બીજી પાસ શાસ્ત્રીજી પર મારી પૂરી શ્રદ્ધા હતી. બેસંટથી કંઈક અલગ રહીને પણ તેમની પડખે તે ઊભા રહ્યા હતા. એક વાર તેમણે સમાજની મુંબઈની કચેરીમાં બેસંટને ખાસ આમંત્રીને તેમનું સન્માન કરેલું. મેઝિની અને ટિળકના એ પ્રશંસક હતા. તેમણે સ્વરાજની માગણી વિષે જોશીલું લઘુ પુસ્તક પ્રગટ કર્યું હતું. સમાજના છેલ્લા સંમેલનમાં તેમણે સ્વરાજઆંદોલનની આગેવાની લેવાનો અમને આદેશ આપ્યો હતો. ભલે આજ સુધી લીગથી તે દૂર રહ્યા, પણ હવે જ્યારે સરકારે તેની ઉપર ઘા કર્યો છે ત્યારે શાસ્ત્રીજી જરૂર તેની વહારે ધાશે અને નવી લડતની આગેવાની લેશે.

છતાં, થોડા જ દિવસ પર પૂનામાં મળેલા સમાજના વાર્ષિક સંમેલનના જે તૂટક સમાચાર મને મળતા ગયા તે નિરાશાજનક હતા. જૂનની ૧૨ મીએ એ સભા મળી ત્યારે શાસ્ત્રીજીને સરકારના આગામી હુકમનો કંઈક ખ્યાલ હશે. મદ્રાસના ગવર્નરે બેસંટ પર હાથ ઉગામવાની તૈયારી બતાવીને તેમને દૂર રહેવા ચેતવણી આપી હશે. ગમે તેમ, પણ સંમેલનમાં તો શાસ્ત્રીજીએ પહેલાંનાથી ઊલટો જ સૂર કાઢ્યો. ૧૯૧૬ના શાસ્ત્રીજી ૧૯૧૭માં ન રહ્યા. તેમણે આ મુશ્કેલ સમયમાં સાથીઓને બહુ જ સાવચેતીથી અને દૂરદેશથી કામ કરવાની સલાહ આપી. બેસંટ નજરકેદ થયા પછી ખાનગીમાં તેમનો પોતાનો વિરોધ કરીને તે સંતોષ માનતા, પણ ક્ષણિક આવેશને વશ થઈ આંદોલિયાં ન કરવા સર્વેને સમજાવતા.

આવી વાતો એકદમ મારા માન્યામાં ન આવી. અણીને વખતે શાસ્ત્રી આટલા બધા પલટાય ખરા? બેસંટની ગિરફતારી પછી રાજકીય અસંતોષનાં તોફાની મોજાં દેશભરમાં ઘૂઘવતાં હતાં, ત્યારે મારી તબિયત જોવાને શાસ્ત્રીજી પધાર્યા. ઘણે મહિને તેમને પ્રત્યક્ષ મળતાં હું ખુશી થયો. હવે મારા સંશયો દૂર થવાની ઘડી આવેલી જણાઈ. પણ શાસ્ત્રીજી ખરેખર કંઈક નવો અવતાર ધરીને આવેલા દેખાયા. તેમનાં વચનનો સાર આ હતો : "બેસંટના નાના કિસ્સાને વધારે પડતું મહત્ત્વ ન અપાય. ત્રણ માણસો નજરકેદ થયાં તેથી શું કંઈ ભાન ભુલાય!

રાજકારણમાં આવેશ ને લાગણીનું સ્થાન મર્યાદિત છે. આપણે તો કૉંગ્રેસના રાહે જ કામ કરવું. આગલા કાળમાં વધારે પડતાં ક્રોધી અદિલનનાં બૂરાં પરિણામ આવ્યાં છે. અને આજે મોટી મોટી સભાઓ થાય છે તેથી શું આભ તૂટી પડશે? બહુ તો સ્વરાજના ધ્યેય વિષે સરકારી જાહેરાત બે દહાડા વહેલી થશે. પણ તેથી શું સ્વરાજ મળી જવાનું છે? આપણે તો લખનૌ કૉંગ્રેસે ચીંધેલ સીધા માર્ગે કૂચ કરવાની છે. તેનાથી ડાબી કે જમણી બાજુએ જરા યે ચલિત ન થવાય."

આવા ટાઢા બોલ શાસ્ત્રીજીના શ્રીમુખેથી સાંભળીને હું ઠરી જ ગયો. ઘડીભર મને થયું: શું ઈટાલીના શહીદોનાં અને આપણા ખુદીરામ બોઝનાં વખાણ કરનાર શાસ્ત્રીજી જ આ બોલ બોલે છે? હજી અમદાવાદનાં અને લખનૌનાં તેમનાં ભાષણો તો મારા કાનમાં ગુંજતાં હતા. પણ સરકારના લોખંડી શાસનથી તેમની કસોટી થઈ, ત્યારે પહેલી જ ઘડીએ શાસ્ત્રીજી પાણીમાં બેસી ગયા.

શાસ્ત્રીજીએ મારા ખંડમાંથી ઊઠીને બહાર છજામાં ઊભે ઊભે, દરિયાનાં મોજાં પર દૂર નજર ફેરવી ત્યારે તેમની મુખમુદ્રા પર મેં મીટ માંડી અને તેમનું માનસ સમજવાની કોશીષ કરી. આગળ પૂનાની પાસે ફરતાં ઘડીભર થંભીને, દૂર ટેકરીઓ પર ઝીણી નજર નાખતાં મેં તેમને જોયેલા. એક વખત તે બોલેલા તે શબ્દો મને યાદ આવ્યા: "યાજ્ઞિક! ઉદ્દામવાદ કેવો મોહક લાગે છે! પણ યાદ રાખજો, કે જો તમે સરકારની નજરે ખુચ્યા અને તેની ખફગીના ભોગ બન્યા તો આજે જે લોકો તમને ફૂલપાનથી પૂજે છે તે તમારી સામે બારણાં બંધ કરી દેશે; ક્વચિત ભુખ્યા હશો તો મોડી રાતે રોટલો ને ઓટલો આપશે—બાકી તમારો બધો સંસર્ગ ટાળશે!" આવા શબ્દો યાદ આવતાં દૂર ક્ષિતિજ પર ફરતી તેમની ઝીણી નજરનો ભેદ પરખાયો, તેમના વિચારપલટાનો કોયડો ઊકલી ગયો.

ઉકેલ સીધો હતો: શાસ્ત્રીજી જેવા બુદ્ધિશાળી માણસો ક્રાંતિ કે તેના સર્જકો જ્યાં સુધી દૂર હોય ત્યાં સુધી તેમનાં રોમાંચક ગીત

ગાય – તેમને કલ્પનાના કેસરી રંગે રંગે–તેમની પ્રશસ્તિના મોહક લેખ લખે – અને સુંદર પ્રવચન કરે. પણ જે ઘડીએ ક્રાંતિ કે તેનું કોઈ કિરણ તેમની આગળ લાલ રંગે પ્રગટ થાય ને રણસંગ્રામની ઘોર ગંભીર નોબત વાગે ત્યારે તરત જ તે ગભરાઈને થરથર ધ્રૂજે–હાંફળા ફાંફળા બની પાછે પગલે નાસવા માંડે–અને પોતાની બીરુતા પર ઉસ્તાદીથી શબ્દજાળ પાથરે. મેઝિની દૂર હતો તેથી તેને શાસ્ત્રીજીએ નવાજ્યો. પણ સરકારે રમકડા જેવી પિસ્તોલ બેસંટ પર તાકી એટલે શાસ્ત્રીજી દસ ગાઉ દૂર નાસવા લાગ્યા.

શાસ્ત્રીજીના આવા માનસનું સ્પષ્ટ દર્શન થયું તેથી તેમના પરથી મારી શ્રદ્ધા ચળી ગઈ. એ સોનાની મૂર્તિ કથીરની લાગી, ઝખકતો રૂપિયો ખોટો લાગ્યો. તે જ વખતે ચંપારણમાંથી સંભળાતા ગાંધીજીના શબ્દોમાં સાચા દિલનો રણકો સંભળાયો. ગાંધીજી વખતોવખત શંકરલાલ પર કાગળો લખતા તેમાં જે વિલક્ષણ અને હિંમતભર્યાં સૂચન કરતા તેમાં જ સાચા ધર્મનું દર્શન થવા લાગ્યું.

ધીમે ધીમે મારા અંતરમાં તુમુલ યુદ્ધ જાગવા લાગ્યું. શાસ્ત્રીને ગુરુપદે સ્થાપીને તેમને રાહે દેશસેવા કરવાનું જીવનવ્રત મેં લીધેલું— સમાજ તરફ વફાદારીના મેં સોગન લીધેલા – પૂનાના સેવામઠમાં બેસીને અભ્યાસપૂર્ણ લેખો લખવાના અને સૌમ્ય સેવાકાર્ય કરવાના મનોરથ સેવેલા – શાસ્ત્રીજી અને ઠક્કરબાપાને સાચા કુટુંબીઓ જેવા ગણેલા – હવે તેમને સાચી દેશસેવામાં અંતરાયરૂપ ગણીને મારે છોડવા જ જોઈ શે?

ઠક્કરબાપા, કુંઝરૂ વગેરે મિત્રો ક્વચિત મને મળીને ક્ષણિક રાજકીય આવેશથી પર રહેવાની સલાહ આપતા. આ આવેશ થોડા દિવસમાં ઓસરી જશે ને પછી રોજિંદું સંગીન દેશસેવાનું કામ તો આપણે જ સમાજમાં કરવાનું રહેશે–આવા શાણા બોલ સાંભળી તેમના પક્ષે મારું મગજ ઘડીકવાર ખેંચાતું પણ વળી પાછાં બેસંટનાં ગરમાગરમ છાપાં

વાંચતો અને મારતર – ચંદ્રશંકર વગેરે મિત્રો ગુજરાતની સફર
ઠામઠામ ગની વિરાટ સભાઓની અને તેમનાં ભાષણની રસભરી
કરતા ત્યારે મારું દિલ પાછું વલોવાઈ જતું અને સમાજની પ
નતાનાં બંધન તોડીને તેમની સાથે દોડી જવાને હૈયું નાચી ઊઠ

એક દિવસ ખબર પડી કે લીગ તરફથી એક વાવટો મંદ્રા
ચઢાવેલો તે સરકારે કબજે કર્યો ત્યારે તે વિષે સરકારની સામે
કરવાને મોટા મોટા વકીલોએ મહત્ત્વની મસલતો કરી. તે વિષે ગ
જીની સલાહ પૂછતાં તેમણે તરત કહ્યું: "આમાં કોઈ વકીલ
કામ છે? સરકારે એક વાવટો કબજે કર્યો તો તમે છાપરે છાપરે
હજાર વાવટા ફરકાવો – એ જ સરકારને તમારો ખરો જવાબ
પછી જુઓ સરકાર કેટલા વાવટા ઉઠાવે છે, અને કેટલાકને પકડે
સરકારી સીતમના આવા ચતુર અને હિંમતભર્યા પ્રતિકારની
સલાહ સાંભળીને મુબઈગરા મિત્રો દંગ થયા! જમનાદાસ અને ર
સિંહ, હોર્નીમેન અને સૈયદ હુસેન આંખો વકાસીને વિચારવા લાગ
"આવી સાદી વાત આપણને કેમ ન સૂઝી!" મદોન્મત્ત સરક
આવી હડી તાકાતથી સખ્ત શિકસ્ત આપવાની ગાંધીજીની યોજન
હું મોહિત થયો અને તેમની સરદારી નીચે આવાં લડાયક કાર્યો
હું આતુર બન્યો.

દેશભરમાં તેમ ગુજરાતનાં શહેર અને ગામડાંમાં લોકઅદિલ
પ્રચંડ મોજા ઊછળવા લાગ્યાં. ગુજરાતના નવજીવનની જે અ
ઘડીની વાટ બેએક વરસથી હું જોઈ રહ્યો હતો તે સામે આ
દેખાઈ. ગામગામડાંની લાખોની જનતા હજારો વરસની જડતા
આળસ છોડીને–શૂરા પૂર્વજોની સંચિત હામ અને હિંમત દેડે ધ
આગેકૂચ કરવાને તૈયાર થયેલી જણાઈ. તેને ભેટવાને, તેના સેવક
સુભટ બનવાને માટે મેં વકીલાત છોડી અને રાજકીય ભેખ લ

યુદ્ધમાંથી ભાગીને પૂનાના ઓજસપાડા પાછળ સંતાઈ જવું! ભલે આવી લડાઈ ક્ષણિક હોય. પણ શાસ્ત્રીજીએ પોતે જ આગળ નહોતું કહ્યું કે આવા રણજંગમાં શહીદીની એક ક્ષણ, શૂરતી અને બીરુતાના હજારો વરસના વાંઝિયા જીવન કરતાં પણ જ કિંમતી છે—આવા એક ઘોપડીઆનાં કેસરિયાં હાપકાઓના નિઃસત્વ જીવન કરતાં વધારે અમર છે!

બેસંટની નજરકેદને એક માસ પૂરો થયો. તે દિન સ્વરાજદિન તરીકે દેશભરમાં ઊજવવામાં આવ્યો. આટઆટલી પ્રજાની ચળવળને સરકારે જરાયે મચક આપી નહિ—બેસંટને છોડવાની કોઈ જ વૃત્તિ સરકારે બતાવી નહિ, તેથી તે માટે સત્યાગ્રહની લડત આદરવા વિષે શંકરલાલે ગાંધીજીને પુછાવ્યું; તરત તેમનો જવાબ આવ્યો: "બેસંટને છોડાવવાને શાંત સત્યાગ્રહ કરવાના પ્રતિજ્ઞાપત્ર પર સહી લઈને સ્વયંસેવકો તૈયાર કરો મુંબઈથી ઉટાકામંડ પગપાળા કૂચ કરવા અને એ પ્રવાસની બધી મુસીબતો વેઠવા તેમને તૈયાર કરો, ને તે બધા ઉટાકામંડ પહોંચે ત્યારે બેસંટને ને તેમના સાથીઓને પણ સરકારી હુકમનો ભંગ કરી તેમની સરહદ ઓળંગવા વિનતી કરો. સર્વેને સરકારની બધી સજાઓ હસતે મોઢે ઝીલવાને સમજાવો—તો હું તમને દોરવા તૈયાર છું." આ સલાહની શંકરલાલના સારાયે મંડળ પર જાદુઈ અસર થઈ. તેમણે તરત ગાંધીજીએ ઘડેલી ટૂંકી પ્રતિજ્ઞાની નકલો કરી તેના પર નવજુવાનોની સહીઓ લેવા માટે ચોપાસ ઘૂમવા માંડ્યું.

આ પ્રતિજ્ઞા પર દિલસોજ જુવાનોએ ટપોટપ સહીઓ કરવા માંડી ત્યારે વળી મારા પેટમાં તેલ રેડાયું. હિન્દના રાજકારણમાં ગાંધીજી સત્યાગ્રહની પહેલી હાકલ કરે, તેને વધાવી લેવા ત્રણ વરસ પર મેં જ પહેલો લેખ લખેલો. હવે એ અમૃત ગોળિયું સાગે આંવલું જણાયું. *દેશમાં આ અમોઘ શસ્ત્ર પહેલી જ વાર અજમાવવાની ઐતિહાસિક* તૈયારીઓ મારા શ્રીમંત મિત્રો કરે ત્યારે દેશસેવાનો ભેખધારી બનેલો હું તેમનાથી અળગો રહું! પ્રતિજ્ઞા પર વધારે સહીઓ મળી ગઈ, અને

મારી અકળામણ વધતી ગઈ. સમાજના ગોઝારા પિંજરનાં બંધન તોડવાને મારું દિલ સમસમી રહ્યું.

મારા અંતરમાં સંઘર્ષનો અગ્નિ સળગી રહ્યો હતો. તેમાં શંકરલાલની વાતચીત અને ચર્ચાઓથી ઘી હોમાતું ગયું. તેમણે દેશસેવાની આ અણમોલ ઘડી ઝડપી લેવા સારુ મારી નિષ્પ્રાણ અનેલી સમાજ છોડવાને આગ્રહપૂર્વક સમજાવવા માંડ્યું. પોતાની દલીલોનું સમર્થન કરવાને ગાંધીજીના કાગળો, છાપાનાં લખાણો અને કંઈ શિષ્ટ પુસ્તકોના ફકરા તેમણે મારી આગળ વાંચવા માંડ્યા. પોતાની સાચી ફરજ સમજવા છતાં કોઈ જૂનવાણી વડીલોના વિરોધથી પોતાની પ્રેયસીને પરણવામાં પીછેહઠ કરનાર નવલકથાના નબળા નાયકોની કહાણીઓ પણ તેમણે મને સંભળાવવા માંડી. ઊઠતાં ને બેસતાં, જમતાં ને આરામ કરતાં તેમણે અનેક રીતે મને કહ્યું: " ઇન્દુલાલ ! તમે વકીલાત છોડી, પૈસાને લાત મારી, ઘરબાર છોડ્યું. આ બધું શાને માટે ? દેશસેવા માટે-દેશને જાગ્રત કરવાને-દેશની મુક્તિની લડતમાં ઝુકાવવાને. આજે લડતનાં દુંદુભિ વાગે છે. ઇતિહાસ ઘણો વાંચ્યો, આજે ઇતિહાસ સર્જવાની ઘડી આવી છે. તમે સર્વસ્વનો ત્યાગ કર્યો છે તો હવે સમાજના મોહનો છેલ્લો ત્યાગ કરો-હવે સમાજનો શીળો ખૂણો છોડીને આ લડતમાં ઝુકાવો અને જીવન સાર્થક કરો."

આવા બોલ મારા અંતરમાં સોંસરા ઊતરી જતા-આવાં તાતાં તીરથી મારું દિલ વીંધાતું. અઠવાડીઆંના ચિંતન અને ચર્ચાને પરિણામે મારા આત્મમંથનમાંથી એક સ્પષ્ટ નિર્ણય મનમાં ખીલી નીકળ્યો. બેસંટની લીગમાં અને તેમની મુક્તિના સત્યાગ્રહમાં જોડાવું જ જોઈએ અને સમાજને છોડવી જ જોઈએ. શંકરલાલને તે જણાવ્યો એટલે તે તો ખુશી થઈ ગયા. તરત મેં મદ્રાસ રહેતા શાસ્ત્રીજીને અને ચંપારણમાં ગાંધીજીને મારો નિર્ણય તારથી જણાવ્યો. મુંબઈની સમાજના અગ્રણીઓને પણ મે તેની નકલ મોકલી. મારું દિલ હળવું થયું. ઘણે દિવસે કમોડી પાર કર્યાની શાંતિ મેં અનુભવી.

પણ એ શાંતિ ક્ષણજીવી નીવડી. મુંબઈની સમાજમાંથી તરત જ કુંઝરૂને મળવા જવાનું કહેણ મળ્યું. તેમના હુકમને માથે ચડાવી તેમને અને ઠક્કરબાપા જેવા સાથીઓને મળવા ગયો. તરત તેમણે મારા પર વિવિધરંગી વાગ્ધારા વરસાવી : "આજની પરિસ્થિતિ તો ચાર દિવસનું ચાંદરણું છે. બ્રેમેંટ તો કાલે નહિ તો પરમ દિવસે છૂટશે. પછી તમે એકલે હાથે શું કરશો ? આવા ક્ષણિક આવેશને વશ થઈને ધ્રુવતારક સમી સમાજને કંઈ છોડાય ? અને જો પરિસ્થિતિ વધુ વણસશે તો આપણે ભેગા થઈને વિચાર કરીશું. તમે હજી માંદા છો, હજી પથારીવશ છો, આવી નબળાઈની અવસ્થામાં સાથીઓને કંઈ એકાએક તજાય ! ક્ષણિક આવેશથી નિર્ણય કરશો તો જીવનભર પસ્તાશો." આવું તો કેટકેટલું સાંભળ્યું. વળી બે વરસ પર જુહૂના દરિયા પર સમાજમાં જોડાવાનો નિર્ણય કરેલો – પછી સમાજમાં રાજકીય મદની સુખશાંતિ અનુભવેલી–તેની રાહબરી નીચે મુંબાઈ ને લખનૌની કોંગ્રેસમાં કામ કરેલું અને અનેક રાજકીય લેખમાળા લખેલી–કેળવણી પરિષદનું સફળ કાર્ય કરેલું અને ઇરાકની સફર કરેલી–આ બધું અંતરમાં ઊભળી ઊઠ્યું. ફરી વાર સમાજની મોહિની મારા દિલ પર જામી ગઈ. ફરી વાર મેં શાસ્ત્રીજીને અને ગાંધીજીને તાર કરીને આગળનો નિર્ણય રદ કર્યાની ખબર આપી.

પણ આટલેથી આ વાત કઈ પતે ? શંકરલાલને નવા તારની ખબર પડી કે તરત તેમણે નાના ભાઈ ધીરજલાલને મને બોલાવવા મોકલ્યા. પાછો લથડતે પગે દાદર ચડીને તેમની આગળ હું ઊભો રહ્યો. તેમની મુખમુદ્રા જોતાં જ મારું દિલ વલોવાઈ ગયુ. તેમની આંખમાંથી આંસુ વહેતાં હતાં. તેમણે પરમ સ્નેહભાવથી ધ્રૂજતા અવાજે કહ્યું : "ઇન્દુલાલ ! તમે મને છોડીને પાછા જશો તો હું શું કરીશ ? આપણે તો ગુજરાતને જગાડવું છે. તમે જાણો છો કે એક ને એક બે નહિ પણ અગિયાર થાય ! તમે અને હું મળીને ગુજરાતમાં પ્રચંડ આંદોલન જગાડીશું. તમને બોલતાં ને લખતાં આવડે, હું મદદ કરું ને ગાંધીજીનું

શિરછત્ર છે. તમારાથી મને ન જ છોડી જવાય. તમારો મૂળ નિશ્ચય કાયમ રાખો અને બીજો તાર કરી દો!"

શંકરલાલ મારા દિલોજાન દોસ્ત. તેમના આવા દર્દભર્યા શબ્દોથી મારું અંતર હલમલી ગયું, મારું મગજ વીજળીગતિથી ફરવા લાગ્યું. એક પછી એક વિચાર ધાણીની માફક મગજમાં ફૂટવા લાગ્યા : "શો જવાબ આપું? અમારી સંયુક્ત ભાવના અને આવશને, મહેચ્છાઓને અને સ્વપ્નોને જ એ આંસુ અને શબ્દોમાં વણી રહ્યા છે; તો તેને હું એવડા નીવડું? ગુજરાત હું જઈ આવ્યો. મારાં પહેલાં પગલાં સફળ થયાં, હવે એ માતા ને તેનાં સંતાનો શંકરલાલના બોલથી મને બોલાવે છે, તેમને હું તરછોડું? ગાંધીજીએ દેશમાં પગ મૂક્યો ત્યારથી તેમની લડતમાં જોડાવાને હું તલપી રહ્યો છું. હવે ચંપારણથી એમની રણહાક સંભળાય છે, તેના તરફ શું હું કાન બહેરા કરું? ગુજરાત અને ગાંધીજી મેદાનમાં બોલાવે ત્યારે શું સમાજના પિંજરામાં પુરાઈ રહું? દેશસેવા માટે સમાજની આજ્ઞા પાળવાના મેં સોગન લીધા છે. પણ સમાજનાં શાસન, સાચી દેશસેવા કરતાં રોકે ત્યારે શું કરવું? દેશ મોટો કે સમાજ? જો દેશ મોટો જ છે તો તેને વફાદાર રહેવાને સમાજને કેમ ન છોડાય? કેમ નહિ? બસ! સમાજને છોડવો જ જોઈએ."

આંખના પલકારામાં આ વિચારો મારા મગજમાં ઘૂમી રહ્યા. ફરી સમાજને છોડી લીગમાં જોડાવાનો અને સત્યાગ્રહની પ્રતિજ્ઞામાં સહી કરવાનો નિર્ણય કર્યો. તે મુજબ ત્રીજી વાર શાસ્ત્રીજી ને અને ગાંધીજીને મેં તાર કરી દીધા.

થોડા દિવસમાં શાસ્ત્રીજીએ મદ્રાસ આવી નિરાંતે વાત કરવા કહેણ મોકલ્યું. મુંબઈની સમાજે પ્રવાસની સગવડ કરી આપી. તરત હું મદ્રાસ થઈ પાસેના પલ્લાવરમ ગામે શાસ્ત્રીજીને મળવા ગયો, બેત્રણ દિવસ સુધી તેમણે અપાર સ્નેહ વરસાવ્યો, ઘણા મીઠા અવાજે તેમની સુંદર અંગ્રેજી વાગ્ધારા મારા કાનમાં રેડ્યાં જ કરી. ઘરમાં બેસીને ને ખુલ્લા ઉપવનમાં ફરતાં તેમણે મને બહુ બહુ સમજાવ્યું : "હોમરૂલ લીગ તો ધૂમકેતુ

જેવી ચાર દિવસ ચમકીને આથમશે. ગોખલેએ કોંગ્રેસ સાથે જ આપણી સમાજને સાંકળેલી છે. લીગમાં નથી કોઈ વાચ્છા કે માલવીય, નથી કોઈ સુરેન્દ્રનાથ બેનરજી કે શ્રીનિવાસ આયંગર. તેમના વિના ઝીણા કે મોતીલાલ નહેરુથી શું થઈ શકે? મારે જ નવી લડતમાં ઝુકાવવાને લીગમાં જોડાવું હોય તો મારે પણ સમાજ છોડવી જ પડે. આ સમાજ ગોખલેએ કોંગ્રેસના પાયા પર રચી છે, તેમાં રહીને કોઈથી આવી સંસ્થામાં ન જોડાઈ શકાય. હું તો લીગમાં જોડાઈને ઉત્કૃષ્ટ દેશસેવા કરવાને બદલે સમાજમાં જ રહીને ઉદાત્ત સેવા કરવાનું પસંદ કરું. બાકી આજ કાલનો ઊભરો શમી જશે ત્યારે સમાજનું ઝાંખું લાગતું કામ જ કાયમનું અને કલ્યાણકારી લાગશે."

શાસ્ત્રીજી જેવા મોટા માણસને મારે નાને મોઢે શું કહેવું? બધી વાતોનો વિચાર કરી–છેવટનો નિર્ણય તેમને મુંબઈ જઈ લખવાનું કહીને મેં રજા લીધી. મારો મર્મ તો એ વિચક્ષણ પુરુષ સમજી ગયા. મુંબઈ જઈ સમાજ છોડવાનો મારો છેવટનો નિર્ણય તેમને જણાવ્યો. તેના જવાબમાં તેમણે સીમલાથી દિલગીરી દર્શાવીને લખ્યું: 'તમારા નિર્ણયની હું કદર કરું છું. તમે ક્ષુલ્લક સ્વાર્થની ખાતર નહિ, પણ સમાજ સાથે પ્રમાણિક મતભેદને લીધે જ તે છોડી છે એ હું સમજું છું. પણ જાહેરજીવનના તોફાની દરિયામાં તમે કોઈ ભોમિયા કે સાધન વિના એકલા તમારી નાનકડી નાવ હંકારો છો એથી મને ઘણી જ ચિંતા થાય છે. ઈશ્વર તમારી આશા પૂર્ણ કરો.'

છેલ્લે ઠક્કરબાપાની રજા લેવા હું ગયો. સમાજમાં વધારેમાં વધારે તેમની સાથે જ મારું દિલ મળેલું હતું. તે જ "નવજીવન" કેળવણી પરિષદ વગેરે કાર્યમાં મારી સાથે ઓતપ્રોત થયા હતા. તેમની વિદાય વસમી નીવડી. મને જોતાં વાર તે ગળગળા થઈ ગયા. તેમની આંખમાંથી શ્રાવણ–ભાદરવો વરસી રહ્યો: હું પણ ખૂબ રોયો. તેમના વહાલસોયા બોલ હું સાંભળી રહ્યો: "તું આ શું કરે છે? શંકરલાલ વગેરે તો શ્રીમંત જુવાનીઆ છે. તેમની સાથે તારો મેળ ક્યાં સુધી

ટકશે? ને પછી તું એકલો કરીશ શું? જીવનભરની દેશસેવા કરવાને કોઈ સંસ્થાનું પીઠબળ જોઈએ—કોઈ સ્થિર નેતાનું વાલીપણું જોઈએ. તારે તો નહિ ઘરાગ કે ઉલાળ! ખરેખર, મને તારી બહુ જ દયા આવે છે—બહુ જ દુઃખ થાય છે." આ બોલ સાંભળતાં મારું કાળજું કપાયું. પણ મારો નિશ્ચય અચળ રહ્યો. દુઃખી દિલે ગુજરાતમાં કેળવણીનાં ને લોકસેવાનાં કામ સાથે મળીને કરવાનાં પરસ્પર વચન આપીને અમે છૂટા પડ્યા.

સમાજના બીજા સાથીઓ—કેસરીપ્રસાદ, દેવધર જોશી, દેવજી, ચીનગીઆ વગેરે સાથે પણ બે વરસ સાથે રહેતાં ને કામ કરતાં કંઈક કંઈક દિલ જડાયાં હતાં. તેમણે ઢીલા દિલે મને રજા આપી. તરત જ હું સામાન સમાજમાંથી ખાલી કરીને શંકરલાલને ઘેર ચાલ્યો ગયો.

પછી એ ઘરના પાછલા છજામાં બેસીને ચોપાટીના દરિયાનાં ઘૂઘવતાં મોજાં પર મેં નજર ફેરવી. જાણે પૃથ્વી પર ગુસ્સાથી લાલચોળ બનેલો સૂરજ જોતજોતામાં સાગરમાં ડુબકી મારી ગયો. અંધકાર ઘેરો થતો ગયો એટલે મારા અંતરમાં કલ્પનાનું સામ્રાજ્ય વર્તી રહ્યું. દૂર દૂર ક્ષિતિજ પર મને ગુજરાતનું—તેનાં કોટયાવધિ સંતાનોનું દર્શન થતું ગયું. મારાં એ ભાંડુને મળવા ને ભેટવા હું તલપાપડ થઈ ગયો. બહાર અંધકાર વ્યાપી ગયો ત્યારે મારા અંતરમાં ગુર્જરીના પ્રેમનો પ્રકાશ પથરાઈ રહ્યો. એ માતાનાં સંતાનો સાથે પ્રેમના જે અતૂટ તંતુથી હું એકતાર થઈ ગયો હતો તે દિલમાં ઝણઝણી ઊઠયા. હું એકલવાયો કે નોધારો પણ ન રહ્યો. ધીમે ધીમે શુક્રતારકનો ઉદય થયો તેમાં મને ગાંધીજીનાં દર્શન થયાં. તેની માફક ગાંધીજીનું તેજ પણ કેવું સપાટાબંધ વધતું હતું? એ તારકે મારા પર મીટ માંડી. તેનાં અસંખ્ય કિરણો મારી આંખોને આંજી રહ્યાં ને મારા અંતરને અજવાળતાં ગયાં, મારી બુદ્ધિને જગાડતાં ગયાં ને મારા નિશ્ચયબળને સતેજ બનાવતાં ગયાં. જ્યારે એ કલ્પના ઓસરી ગઈ ત્યારે ગુરુ ગાંધીજીના રાહે ગુજરાત માતને ચરણે જીવન સમર્પણ કરવાનો અચળ નિશ્ચય અંતરમાં પ્રગટી રહ્યો.

પ્રથમભાગ સંપૂર્ણ

# પરિશિષ્ટ

આ ગ્રંથના લેખકે સન ૧૯૧૫-૧૬ દરમિયાન તેમના 'નવજીવન અને સત્ય' માસિકમાં કેટલાક લેખ પ્રગટ કરેલા તેમાંના યથોચિત ભાગ તેમના તે કાળના માનસના પ્રતીકરૂપે આ પરિશિષ્ટમાં ઊતાર્યા છે.

## ૧. "સત્ય"નું "નવજીવન"

[આ મથાળા નીચે સન ૧૯૧૫ના જુલાઈ માસમાં નવું માસિક લેખકે શરૂ કર્યું તેમાં તેમનો અગ્રલેખ પહેલે જ પાને પ્રગટ કરવામાં આવ્યો હતો, તેમાંથી માસિકના ઉદ્દેશ વિષે સારભાગ નીચે ઉતાર્યો છે.]

"સત્ય" આજે "નવજીવન અને સત્ય" બને છે – જૂનું પત્ર નવા રૂપમાં અને નવા હેતુથી પ્રગટ થાય છે.

અમારે એકદમ કબૂલ કરવું જોઈએ કે આ માસિકનો હેતુ સવિશેષ છે. આ પત્રને સકારણ બનાવવા હાલનાં પત્રોની અવગણના કરવાની જરૂર નથી, તેમ કરવાનો અમારો આશય પણ નથી; અને છતાં અમે સૌને પૂછીએ છીએ કે ગુજરાત હાલનાં પત્રોથી પૂરેપૂરું સતુષ્ટ છે? ગુજરાતનું ખરું હૃદય હાલનાં પત્રોમાં પ્રતિબિંબિત થાય છે? અને પત્રોમાં પ્રગટ થતા લેખો ગુજરાતના હૃદયને જાગૃત અને પ્રોત્સાહિત કરે છે? આ પ્રશ્નોનો ઉત્તર પૂરેપૂરો સંતોષકારક ભાગ્યે જ લાગશે. જ્યારે થોડા વિદ્વાનો અને વધારે વિદ્વન્મન્યો હાલનાં પત્રોને ઉત્સાહથી વધાવે છે, ત્યારે ઘણા બુદ્ધિશાળી અને સુશિક્ષિત લોકોને તે નીરસ

લાગે છે, અને થોડા ઉત્સાહી દેશભક્તોને તેમાં ઉપયોગી વસ્તુની ભયાનક ન્યૂનતા જણાય છે. ગુજરાતના હૃદયકમલની જે પાંખડીઓ નવીન પ્રકાશથી ઊઘડવા માંડી છે તેનું સૌરભ આ પત્રમાં ઝીલવું અને પ્રોત્સાહક વિચારોથી તે પાંખડીઓને વધારે ને વધારે વિકસાવવી એ અમારો એક પવિત્ર અભિલાષ છે.

ઉપરાંત અમારી અને અમારા ઘણા મિત્રોની દૃઢ માન્યતા છે કે ગુજરાતમાં એવો વિચારનો પ્રવાહ ઉત્પન્ન થયો છે કે જે પત્રોમાં [illegible]તે અંશે આવિર્ભાવ પામે છે, અને જેને એક પત્રમાં પ્રગટ કરવાની જરૂર છે. ગુજરાતમાં નિશ્ચેતન જડતા ઘણી છે એ જેમ દુર્ભાગ્યે ખરું છે તેમ એ પણ ખરું જ છે કે નવચેતનાના છૂટા છવાયા સંસ્કારો સ્થળેસ્થળે નજરે પડે છે. આપણી આસપાસ વિચારો અને પ્રવૃત્તિઓનું જે કઠોર અને બેતાલ સંગીત ચાલી રહ્યું છે તેમાં કોઈ જાગૃતિમય અને પ્રભાવશાળી સૂર ક્વચિત સંભળાય છે; પુરાણી ભાવનાઓ અને મધ્યકાલીન ચર્ચાઓમાં ક્વચિત હૃદયના સાચા રણકાર જેવી લાગણીઓ અને આશાઓ જડી આવે છે એ ભવ્ય સૂરને ઝીલવાને અને એ લાગણીઓનો ઉદ્ઘોષ કરવાને આ પત્ર પ્રગટ કરવામાં આવે છે

ઉન્નતિ એ અમારું સાધ્ય છે અને આત્મનિષ્ઠ પ્રવૃત્તિ એ અમારો માર્ગ છે યુગેયુગે જુદીજુદી પ્રજાઓને જુદાજુદા ધર્મ પ્રાપ્ત થાય છે અને તે નિયમ પ્રમાણે આપણા દેશને સમૃદ્ધ અને યશસ્વી બનાવવાનો મહાન ધર્મ આપણને પ્રાપ્ત થાય છે. ફળદ્રુપ જમીન અને પુષ્કળ વરસાદ છતાં હજારો અને લાખો માણસો ભૂખે મરે છે. અને તેથી પણ વધારે માણસો વારંવાર પ્લેગ અને દુકાળના ભોગ બને છે. વિદ્યા અને ધર્મના સંસ્કારોને માટે પ્રસિદ્ધ થયેલા દેશમાં કરોડો પુરુષો અને સ્ત્રીઓ જ્ઞાનહીન અને ધર્મહીન જીવન ગાળે છે – તો પછી શાસ્ત્ર અને સાહિત્ય માટે જગતમાં પ્રસિદ્ધ થવાની તો વાત જ શી! સો દોઢસો વર્ષ ઉપર જે પ્રજા હાલના ઘણા સુધરેલા

દેશોને કિંમતી માલ પૂરો પાડતી હતી અને વેપારમાં મેળવેલા અખૂટ ધનથી પોતાના દેશને સુંદર બનાવતી હતી તેના જૂના હુન્નરો તૂટી ગયા છે અને નવા ઉદ્યોગો નહિ જેવા જ સ્થપાયા છે. ટુંકામાં તેત્રીસ કરોડની વસતીવાળા ઇતિહાસપ્રસિદ્ધ અને અગણિત શકયતાવાળા આપણા દેશની સુધરેલી આલમમાં નથી કંઈ પ્રતિષ્ઠા કે નથી જરા સત્તા. હિન્દમાતાનો કયો પુત્ર આ સ્થિતિનો વિચાર કરતાં દેશોન્નતિને પોતાનો પરમ હેતુ નહિ લેખે, અને વિદ્વત્તાના વિલાસો કે કવિતાનાં રસસ્વપ્નોની મોહિનીમાં ન ફસાતાં તે હેતુની સિદ્ધિ અર્થે પ્રયત્નો નહિ આદરે?

આ હેતુ જેટલો જ તેનો ઉપર જણાવેલો પ્રવૃત્તિમાર્ગ પણ અમારે મન મહત્ત્વનો છે; કારણ કે જેમ વ્યક્તિ તેમ પ્રજા પોતે જ પોતાને ઘડી - સુધારી શકે છે, બહારના સંસ્કારો કે સત્તાઓ નહિ; પછી તે ગમે તેટલી ચમત્કારિક કે સત્તાવાન હોય. ધર્મ અને નીતિ, સમાજ અને સાહિત્ય, રાજ્ય અને અર્થ – એ બધાં જીવનનાં મહાન તત્ત્વો છે. અને તે સર્વને પ્રજાકીય વર્ણ આપવાથી જ પ્રજાજીવન ખરેખરું ઉન્નત બને – ત્યારે જ પ્રજાનું યશસંગીત દેશદેશમાં સંભળાય. અત્રે દેશકાળના વિવિધ પ્રશ્નોની વિશેષે કરીને આ દૃષ્ટિથી ચર્ચા કરીશું—અમારી લેખમાળાઓથી અમારો હેતુ કેટલે અંશે સધાય છે એ વિચારવાનો ધર્મ વાંચકોનો છે, અમારો નહિ.[1]

## ૨. ગુજરાતમાં નવજીવન

ગુજરાતમાં નવજીવન છે?

નવજીવન એટલે વિદ્વત્તા કે રસિકતા નહિ, પણ આપણા દેશમાં સંચાર પામતા નવયુગમાં ખીલતું અને નવયુગને સિદ્ધ કરતું નવું જીવન. જેમ મનુષ્યના શરીર તથા બુદ્ધિને ચૈતન્યમય આત્મા પોષે છે, તેમ

૧. "નવજીવન અને સત્ય" પુ. ૧, અં. ૧, પાન ૧, જુલાઈ ૧૯૧૫.

સમાજની સર્વ પ્રવૃત્તિઓ તેના મૂળરૂપ ભાવનાથી સમૃદ્ધ અને સફલ બને છે. વિરાટ સ્વરૂપમાં ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરેના દેવોનું આવાહન થયું; છતાં પરમાત્માના દિવ્ય શ્વાસ સિવાય તે અચેતન રહ્યું. તેમ પ્રજાની વિચાર તથા ચારિત્રની સર્વ શક્તિઓ જમાનાની પ્રભાવશાળી ભાવના સિવાય જડ-મૃતપ્રાય રહે છે. એવી ભાવના, એવું નવજીવન ગુજરાતમાં દૃષ્ટિગોચર થાય છે?

નવયુગની શરૂઆત હમણાં જ થાય છે તો પછી નવી ભાવનાને પરિપક્વ દશામાં જોવાની આશા રાખવી વ્યર્થ જ ગણાય. પણ તેની તૈયારી કરવા માટે આપણા ઉત્તમ લેખકો અને કાર્યકર્તાઓ નવજીવનની દૂરથી ઝાંખી કરી, પોતે તેનો અવતાર બનવાનો અને ગુજરાતને તે શીખવવાનો યુગધર્મ આચરે છે? મોટાં વૃક્ષોરૂપે નહિ તો નાના અંકુરરૂપે નવચેતનનું દર્શન ગુજરાતમાં થાય છે?......

સાહિત્ય ગુજરાતની પ્રધાન પ્રવૃત્તિ છે. અને ગુજરાતનાં મોટાં નામ સાહિત્ય સાથે જોડાયાં છે. માટે તે તરફ પહેલી નજર ફેરવીશું. સાહિત્ય એક રીતે લોકોના જીવનના પ્રતિબિમ્બરૂપ છે તો બીજી રીતે તે પણ પ્રજાજીવન ઉપર સચોટ છાપ મારે છે. આમ કાં તો પ્રજાના ભાવો ભાવનાઓ અને સંસ્થાઓ-એક ફોટોગ્રાફર તરીકે નહિ પણ એક ચિત્રકારની રીતે-તે ચીતરે છે અથવા ફિરસ્તાની ઉન્નત પદવી ધારણ કરી ભવિષ્યનાં સોનેરી સ્વપ્નાંથી લોકોમાં નવી આશા અને ઉત્સાહ તે વિકસાવે છે. સાહિત્યના ઘણા પ્રકાર છે એ ભૂલી જવાનું નથી. છતાં તેનાં બધાં અંગો આ ભવ્ય હેતુ સાધે ત્યારે જ તે જીવન્ત કહેવાય. હવે, ગુજરાતનું સાહિત્ય અને તેના ખંડરૂપ કાવ્યો, નાટકો અને નવલકથાઓ તરફ દૃષ્ટિ કરો અને તપાસો કે દેશમાં મચી રહેલી વિરોધી ભાવનાઓ, આશાઓ, જીવનનાં તરંગોનો જંગ તેમાં કેટલે અંશે દૃષ્ટિગોચર થાય છે? ક્યાં છે તેમાં આધુનિક જીવનનો અસંતોષ અને અશાન્તિ-ક્યાં ઘૂમે છે તેમાં મનુષ્યત્વ અને કર્મયોગની સ્વતંત્રતા અને રાષ્ટ્રીયત્વની હલમલાવતી ભાવનાઓ—ક્યાં દેખાય છે તેમાં સેંકડોથી

સહન કરેલી રાજકીય અને સામાજિક અધોગતિની પ્રતીતિ ને કયાં ઊછળે છે તેમાં લાગણીભરી કલ્પનાનાં અને જળહળતા વિચારનાં ઊંચાં પૂર ! અને આ તત્ત્વો એકંદર તેમાં જડવાની આશા ન હોય તો દેશનું ભવિષ્ય—જેને માટે આગેવાનો માર્ગ દર્શાવે અને યુવાનો પોતાના જીવનપર્યંત સર્વસ્વનો ભોગ આપે તે આશાસ્પદ ભવિષ્યના સોનેરી વર્ણોની તો તેમાં આશા જ શી...?

સાહિત્યથી બીજે નંબરે ગુજરાત સમાજસુધારાને માટે અભિમાન ધરાવે છે, માટે હવે તે તરફ દૃષ્ટિ ફેરવીએ. સમાજસુધારો એટલે અમુક વર્ગનો કે અમુક જ્ઞાતિનો નહીં પણ આખી સમાજનો સુધારો. ઉપરાંત સુધારાની પ્રવૃત્તિ જનસમાજના ગંભીર દોષ સુધારવાને થવી જોઈએ. તેની સાથે જનસમાજને તિરસ્કારનાં વચનોથી કે સુધરેલી ગાળોથી વિરોધી બનાવે એવી ન હોવી જોઈએ. જણાવતાં ઘણી દિલગીરી થાય છે કે ગુજરાતમાં જે જરા સુધારાની હિલચાલ જોવામાં આવે છે તે ઉપર જણાવેલા દોષથી હજી દૂષિત રહેલી છે. અને સમયના ક્રમમાં જે રાષ્ટ્રીય સ્વરૂપ તેણે ધારણ કરવું જોઈએ તે સ્વીકારાયું નથી. પરિણામે જ્યારે સુધારાવાળા લોકોની ખામીઓ ઉપર ગંભીર ટીકાઓ કરે છે ત્યારે તેઓ સુધરવાને બદલે ખિજાઈને સુધારો અને તેના હિમાયતીઓ ઉપર સખ્ત નિંદા વર્ષાવે છે. પણ સંસાર સુધારાનો જુસ્સો જે એક વખતે ધગધગતા અંગારાની માફક સળગતો હતો તેના ઉપર ઘણે ઠેકાણે ડહાપણની રાખ વળી ગઈ છે એટલે તે અમુક મંડળમાં જ સમાઈ રહે છે, અને બહારની દુનિયાને નથી સુધારતો કે નથી ખીજવતો. હાલના કેળવાયેલા ગુજરાતીઓનો મોટો ભાગ—જે આ બંને વર્ગથી અલગ રહે છે—તે કંઈક સમાધાનીભરેલા સુધારાની અભિલાષા દર્શાવે છે. તેમાંના કેટલાક સુધારાના નામ નીચે પોતાની જૂની વૃત્તિઓ અને અચકાતો સ્વભાવ સંતાડે છે, ત્યારે બીજા કંઈક નવી ભાવનાઓના હિમાયતી હોવા છતાં જ્ઞાતિમંડળ જેવાં સહેલાં સાધનો મારફત સહેજ સુધારો કરી ઘણો સંતોષ માને છે. આ સ્થિતિનું શોકજનક

પરિણામ—જેને માટે સંક્રાંતિકાળને બધો દોષ દેવામાં આવે છે—તે એ છે કે સુધારાને અંગે નહિ જેવી જ હિલચાલ ગુજરાતમાં નજરે પડે છે. આપણને સ્વાભાવિક રીતે પ્રશ્ન થાય છે કે સુધારાનો સવાલ પોતાનો કર્યો હોય એવો કોઈ આગેવાન ગુજરાતમાં કેમ નથી અને દુનિયાની હરીફાઈમાં આપણને પાછળ ખેંચી નાખનાર ગંભીર અનર્થો જોઈ યુવાનોનું લોહી કેમ ઊકળતું નથી? ઈતિહાસ અને સમાજશાસ્ત્રના આધુનિક વિદ્યાર્થીઓ સુધારાને કેવળ પ્રેમ અથવા ધર્મની નહિ પણ સામાજિક અને રાષ્ટ્રીય દૃષ્ટિથી કેમ જોતા નથી અને તે વિષે હિંમતભરી જુસ્સાદાર ચર્ચાઓ કેમ નથી કરતા? સાધારણપણે સુધારા કરવાની સલાહ આપનાર મહાપુરુષો ભૂલી જાય છે કે કોઈ પણ સેંકડો વર્ષની જડતા બીજભિક પ્રભાવવાળા વિચારો સિવાય દૂર કરી શકાતી નથી અને સામાજિક વિકાસ—જેમાં વિધવાવિવાહ કે જ્ઞાતિભંગ જ નહિ, પણ સમાજ બંધારણના બધા સવાલો સમાય છે—તે દેશોન્નતિના અંગરૂપ હોવાથી રાષ્ટ્રીયતાનો વિરાટ મંત્ર જ સુધારાની હિલચાલને ફત્તેહમંદ બનાવી શકે...

કવિતાના લલકારમાં દેશના ભૂખમરાની બૂમ ભાગ્યે જ સંભળાય છે; સાહિત્ય અને જોડણીની ચર્ચામાં રાજકીય ઉન્નતિના ગંભીર સવાલો ભાગ્યે જ ધ્યાન ખેંચે છે. ગામોમાં મ્યુનિસિપાલિટીઓ અને તે સાથે લોકસંઘની સત્તા ઘણી નિર્બલ છે અને અમલદારી પૂરજોરમાં મહાલે છે. રાષ્ટ્રીય જીવનના કેન્દ્રરૂપ આ વિષયમાં ગુજરાત ચંચુપ્રવેશ પણ ક્યારે કરશે—તેમાં વિચારો અને હિલચાલો ઉપજાવવા ગુજરાતનું લોહી ક્યારે ધમકશે...!

આટલું વાંચકને સમજાવવાને બસ થશે કે જે નવચેતનાથી જ ગુજરાતનો અને દેશનો ઉદ્ધાર થવાનો સંભવ છે તે—બીજની દશામાં પણ—હાલ દીસતી નથી, છતાં માનવાને કારણ છે કે સમસ્ત ગુજરાતમાં નહિ તો તેના કોઈ કોઈ ખુણામાં નવયુગનાં પ્રતાપી બીજ નંખાયાં છે.અને દુનિયા અને હિંદના બીજા ભાગોના સંબંધથી તે વિકાસ

પામી ગુજરાતના નિર્જીવ જીવનને નવું સ્વરૂપ આપશે. વળી ગુજરાતમાં —ગરીબડી છતાં ગરવી ગુજરાતમાં—આખા હિંદની માફક પ્રાચીન કાલથી આધ્યાત્મિક ઉત્સાહ અને ભાવનાત્મક શક્તિ ઊતરી આવ્યાં છે તે પણ ભવિષ્યની ઉન્નતિની આશા આપે છે. ગુજરાતમાં શક્યનાઓ અદ્ભુત છે અને થોડા વખતમાં સંસારના મહાનિયમને અનુસરી સત્યરૂપે પ્રકાશશે એવી આપણને શ્રદ્ધા છે. આપણને સંપૂર્ણ વિશ્વાસ છે કે નિરુત્સાહી ગુજરાત ઉત્સાહી બનશે અને આળસુ ગુજરાત પ્રવૃત્તિમાં પૂર જોશથી ઝંપલાવશે; ગરીબડું બીકણુ ગુજરાત તેના વડા પુત્ર મી૦ ગાંધીની માફક આશ્ચર્યકારક પરાક્રમોથી દેશને ચકિત કરશે; નવયુગનું દિવ્ય ચેતન ગુજરાત ઝીલશે અને પોતાના જીવનનાં સર્વ અંગોમાં તે ઉદારપણે રેલાવશે. ગુજરાત આમ સમસ્ત રાષ્ટ્રનું જીવંત અંગ—રાષ્ટ્રીય બનશે અને રાષ્ટ્રીય ઉન્નતિના ભગીરથ સમારંભમાં માન ભરેલુ સ્થાન લેશે ¹

## ૩. રાષ્ટ્રીય સાહિત્ય

યુરોપમાં અઢારમી સદી જેમ વ્યક્તિસ્વાતંત્ર્યનો જમાનો હતો, તેમ ઓગણીસમી સદી એ રાષ્ટ્રીયત્વનો યુગ હતો. પહેલી ભાવનાનું વધારેમાં વધારે ગંભીર પરિણામ ફ્રેંચ રેવોલ્યુશન બન્યું; પણ જ્યારે ૧૮૧૫માં વૉટર્લૂના ઇતિહાસપ્રસિદ્ધ રણક્ષેત્ર ઉપર યુરોપની પ્રજાઓએ તે હિલચાલનું અને તેના રાક્ષસી પ્રતિનિધિનું શમન કર્યું, ત્યારે તોપોની ગર્જનાઓ અને રૂધિરની નદીઓમાંથી "શાશ્વત ફિનિક્સ"ના માફક રાષ્ટ્રીયત્વની ભાવના ઉદય પામી. યુરોપમાં સુધારાની આગેવાની કરનાર ફ્રાંસે બે ત્રણ વાર પોતાના રાજાઓનું સિંહાસન ડોલાવ્યા પછી છેવટે પ્રજાસત્તાક રાજ્ય સ્વીકાર્યું, વેપાર અને રાજ્યકુશળ ઈંગ્લાંડમાં પણ રાજકીય જુસ્સો પ્રસર્યો, જેથી ત્રણ રીફોર્મ બીલ પસાર કરી તેણે મધ્યમ અને મજૂર વર્ગના લોકોને રાજકીય હક્ક આપ્યા. ઈંગ્લંડ અને રૂશિયાની સહાયથી ગ્રીસે તુર્કસ્તાન સામે બંડ ઉઠાવ્યું, અને છેવટે તેની જુલ્મી ધૂંસરી

૧. પુ. ૧, અંક ૧, પૃ. ૨૫

ફેંકી દઈને સ્વતંત્ર બન્યું. પરંતુ જે બે દેશોમાં નવી ભાવનાએ ચીજ-લિક ત્વરાથી અજબ પરિવર્તન કર્યું તે તો ઇટાલી અને જર્મની હતા. અંદરના વિરોધો અને પરદેશી શત્રુઓની સામે થઈને બંને દેશોએ લગભગ એક જ સમયે રાષ્ટ્રીય એકતા પ્રાપ્ત કરી. નેપોલિયનના મુંઝારાથી જાગેલું ઇટાલી પણ નિષ્ફળ પ્રયત્નો પછી ઓસ્ટ્રીઆથી સ્વતંત્ર બન્યું, અને જર્મનીએ સૈકાઓથી પોતાના ઉપર પડેલી ઓસ્ટ્રીઆની ઝેરી છાયાને દૂર કરી. અને ઓગણીસમા શતકના છેલ્લા ભાગમાં સ્લાવ કોમની જે રાષ્ટ્રીય હિલચાલ જાગી છે, તેણે હાલનો રણયજ્ઞ મચાવ્યો છે.

રાષ્ટ્રીય ભાવના પ્રવૃત્તિમય યુરોપની માફક ચિન્તનશાલી એશિયાએ પણ ઓગણીસમા અને વીસમા સૈકામાં સિદ્ધ કરવા માંડી છે, એ એજ જણાવે છે કે તે અમુક દેશ કે ખંડની નહિ, પણ આખા યુગની ભાવના છે. થોડા સમયથી તુર્કસ્તાન અને ઇરાને જાગૃતિનાં આશાજનક ચિહ્ન દેખાડ્યાં છે, અને જગતમાં વધારેમાં વધારે રૂઢિપૂજક ચીને મંચુ રાજ્યને જોતજોતામાં નિર્મૂળ કરી પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું છે. જો આ દેશોની ફત્તેહ હજી નિઃશંક ન બની હોય, તો જાપાને ચમત્કારિક સુધારાથી રાષ્ટ્રીય સામર્થ્ય સંપાદન કરી રૂશિયાને સખત ફટકો માર્યો છે, અને યુરોપની પ્રજાઓના વ્યૂહમાં સ્થાન મેળવ્યું છે. અને આપણો હિંદુસ્તાન! આપણા સમભાવવાળા મિત્રો, અને સ્વાર્થી શત્રુઓ એકે અવાજે કબૂલ કરે છે, કે હિંદમાં નવચેતનનો અવતાર થયો છે. પણ તેમની સાક્ષીની આપણે ક્યાં જરૂર છે? આપણા મગજમાં જાગતા વિચારો અને આપણી નાડીમાં વહેતું લોહી આપણને સમજાવવા બસ છે કે આપણા જૂના દેહમાં નવું સત્વ પ્રગટ થાય છે.

આ ઉપરથી સમજાશે કે રાજ્યમાં તેમજ સાહિત્યમાં રાષ્ટ્રીય દૃષ્ટિએ અર્વાચીન જગતનો મહામંત્ર છે, અને રાષ્ટ્રીય ઉન્નતિના વિકટ-પંથે પ્રયાણ કરવા ઇચ્છનાર બધા દેશોએ તે સમજવી અને સિદ્ધ કરવી એ ખાસ આવશ્યક છે. હવે એક દૃષ્ટિથી જ બધું સાહિત્ય

રાષ્ટ્રીય જ કહી શકાય, અને તે સાહિત્ય ગણાય કે જેમાં રાષ્ટ્રીય તત્ત્વ વધારે પ્રમાણ ભક્તે લખ્યું છે તે પ્રમાણે જેમ પુષ્પો પોતા હવામાંથી તો અર્ધું જમીનના કસમાંથી મેળ. પોતાનું અર્ધું દૈવત પોતાના આત્મપ્રભાવમાંથી, વાતાવરણમાંથી સંપાદન કરે છે. અને મહાન લે .નયમન અપવાદરૂપ નથી. જીવનના આરંભમાં જ તેઓ પોતા .. જનસમુદાયના વિચારો અને લાગણીઓ, ભાવનાઓ અને સંસ્થાઓથી વિંટલાય છે—તેનાથી તેમના મગજ ઉપર સસ્કાર પડતાં તેઓ સમાજના અંગરૂપ બને છે. પણ સમાજ તેમને ઘડે છે, તેમ તેઓ પણ સમાજને ઘડવાને સર્જાયેલા હોય છે. તેમની માનસિક શક્તિ સામાજિક સંસ્કારોને વિકસાવે છે, અને સુધારે છે, અને જ્યારે તેઓ સાહિત્યમાં પોતાના અંતઃકરણને ઉતારે છે, ત્યારે તેઓ પોતાની સમાજના અને ક્વચિત્ પોતાના જમાનાના પ્રતિનિધિરૂપે પંકાય છે.

જો લેખકો ખરા રાષ્ટ્રીય આગેવાનો છે, તો સાહિત્યનો ઇતિહાસ એ ખરો રાષ્ટ્રીય ઇતિહાસ છે. મનુષ્યનું ખરું જીવન એ તેના શરીરનું નહિ, પણ મનનું—મનુષ્યનો ખરો ઇતિહાસ એ તેના વ્યાવહારિક સંયોગોનો નહિ, પણ તેના માનસિક વ્યાપારોનો. રાજ્યોનાં પરિવર્તન, ઉમરાવોના કલહ, લશ્કરના રણજંગ, એ અલબત્ત ઇતિહાસ જ છે. પરંતુ સામાન્ય જનસમુદાય કુટુંબમાં અને ન્યાતજાતમાં, ગામડાંઓના ચોરામાં કે શહેરનાં બજારોમાં, પંચની સભાઓમાં કે મહાજનનાં મંડળોમાં કેવું જીવન ગાળે છે, કેવા વિચારો અને ભાવનાઓ તેમના જીવનને પ્રેરે છે અને પ્રફુલ્લ બનાવે છે, એ જ્યાં સુધી સમજાયું નહિ ત્યાં સુધી પ્રજાનો ઇતિહાસ અપૂર્ણ જ કહેવાય. આ ઉપયોગી માહિતી આપણને સાહિત્ય જ આપે છે. સૈકાઓની રાત્રિમાં તારલાની માફક ચમકતા લેખકો પોતાની દિવ્યપ્રભા લોકજીવન ઉપર વર્ષાવતા હોવાથી તેમનાં પુસ્તકોમાંથી ઘણો વાસ્તવિક ઇતિહાસ ઘડી શકાય.

ફેંકી દઈને'ના' કાળમાં પણ જે કંઈ સત્વ હિંદુસમાજને શોભાવતું હતું લિંક, ક્રમે ક્રમે નષ્ટ થયું. અને તેથી જ રજપૂતોના રાસા અને રામદાસના દાસબોધ સિવાય જુલમના મર્મભેદક પોકારો કે સ્વતંત્રતાનાં કાલ્પનિક ગીતો આપણને સાહિત્યમાં જડતાં નથી. પરિણામે જે ધાર્મિક નિરાશા અને નિર્બળ જીવન આપણા લોકોએ ગાળ્યું છે, તેનું સ્પષ્ટ દર્શન સાહિત્યમાં આપણને થાય છે. પહેલા અરસામાં નરસિંહ મહેતા અને મીરાંબાઈએ ગુજરાતમાં, ચંડીદાસ અને વિદ્યાપતિએ બંગાળામાં, તુકારામ અને નામદેવે દક્ષિણમાં, અને તુલસીદાસે ઉત્તર હિંદુસ્તાનમાં ધર્મની અને ખાસ કરીને ભક્તિમાર્ગની કવિતાઓ ગાઈ. એ યુગ કેવળ ધાર્મિક શ્રદ્ધાનો હતો. પછીથી કવિની કલ્પનાને અને મનુષ્યના જીવનને ધર્મની સીમાઓ સાંકડી લાગી, અને ગુજરાતમાં પ્રેમાનંદ અને શામળે, અને બંગાળામાં મુકુંદરામ અને રામપ્રસાદે સાંસારિક વાર્તાઓ રચી. ઓગણીસમા સૈકાની શરૂઆત સુધીમાં જે બીજા લેખકો થયા તેમણે નિર્ધન અને પરાધીન સ્થિતિને કંઈક રસમય બનાવવાને માટે એ જ દિશામાં ગ્રંથ રચ્યા હોય તેમ જણાય છે. અંગ્રેજી કેળવણીના પ્રચારથી સમગ્ર હિંદના સાહિત્યમાં નવો યુગ શરૂ થયો, અને ફરીથી રાષ્ટ્રીય સ્થિતિ અને સાહિત્ય વચ્ચે સંબંધ નિકટ બને છે. ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર અને બંકિમચંદ્ર ચેટરજી, નર્મદાશંકર અને ગોવર્ધનરામ એ પશ્ચિમના સંસ્કારોથી સુધરતા અને મુંઝાતા હિંદના પ્રતિનિધિઓ છે.

રાષ્ટ્રીયત્વમાં સ્વદેશાભિમાનનો સમાવેશ થાય છે, પરંતુ તેનો અર્થ વધારે વિશાળ છે. તેમ દેશના મહાપુરુષોને માન આપવું, કે ઐતિહાસિક સ્થળોને ગંભીર ભાવથી નીરખવાં એમાં જ રાષ્ટ્રીયત્વ સમાતું નથી. ઇતિહાસ અને સાહિત્ય જમાનાઓથી જમાવેલાં પડળોને તોડીને રાષ્ટ્રીયત્વ ઊંડું ઊતરે છે — લોકધર્મ અને સમાજસંસ્થાઓની પણ પેલી મેર તે જુએ છે — સમાજનાં કહેવાતાં લક્ષણો અને સ્વભાવથી પણ તે સંતોષ પામતું નથી. પણ જ્યારે સમાજના અંતર્ગત હૃદયને — આશા અને લાગણીથી ધબકતા હૃદયને તે નિહાળે છે અને ચાહે છે

ત્યારે જ તે સંતુષ્ટ બને છે. તે ઊંડું અંતઃકરણ સમાજના મૂળ તત્ત્વરૂપે સમજાય છે; ધર્મ, ઇતિહાસ, સાહિત્ય એ ગૌણ લેખાય છે અને મૂળ તત્ત્વની પ્રતીતિ કરાવે છે એટલે અંશે તે રાષ્ટ્રીયત્વને પ્રિય છે. રાષ્ટ્રીય ભાવના જેણે ધર્મરૂપે સ્વીકારી છે, એવા રાષ્ટ્રભક્ત પોતાના દેશ અને દેશ સાથે સંબંધ ધરાવતી સર્વ વસ્તુઓને – વ્યક્તિઓને તેમજ સંસ્થાઓને, નીરસ તત્ત્વજ્ઞાનને તેમજ રસિક કવિતાને, સુંદર કુદરતને તેમજ ઐતિહાસિક અવશેષોને, ઊભરાતા અંતઃકરણના મસ્ત ઉત્સાહથી ચહાય છે. કહેવાની જરૂર નથી કે વર્તમાન વસ્તુસ્થિતિને કેવળ છૂટી અને અલગ નહિ પણ તેના ભૂતકાળ અને ભવિષ્યના સંબંધમાં જ તે નિહાળે છે. જે માતૃભૂમિનું પોતે સંતાન છે તેને સદ્ભાગ્યના શિખર ઉપર ચઢાવનાર, કે ચઢતીપડતીના કાળચક્રમાં ઝંપલાવનાર ભૂતકાળને તે ગંભીર ભાવથી પૂજે છે; તેમ તેના અણદીઠા પણ આશાજનક ભવિષ્ય ઉપર તે પોતાના ઉત્સાહી હૃદયને ટેકવે છે. ઐતિહાસિક ખંડેરોથી માંડીને ચમત્કારી વીરપુરુષો સુધી અને પુરાતન કાળના અંધકારમાંથી નીકળતા દેશના પ્રારંભકાળથી માંડીને ભાવભરી કલ્પના સૂચવે તેવી દૂરની ભવિષ્યરેખાઓ સુધી દેશને સંપૂર્ણ રીતે ચાહનાર દેશભક્તનો જ આવેશભર્યો ઉદ્ગાર છે કે जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी ॥

રાષ્ટ્રીય લેખકોએ પોતાના દેશને ઘણી કંગાળ અને પતિત સ્થિતિમાં જોયો. પણ રાજ્યની સત્તાથી ન ડરીને અને લોકોના નિરુત્સાહથી ન ગભરાઈને તેમણે રાષ્ટ્રીય ભાવનાને પોતાના ધર્મરૂપે સ્થાપી. તે ભાવનાનો પ્રચાર કરવા તેમણે ઇતિહાસના સ્મરણીય પ્રસંગો અને વીર નરોનાં જીવનચરિત્રોને કવિતા, નાટક, નવલકથા વગેરે સાહિત્યનાં અનેક રૂપમાં ઉતાર્યાં. તેમ બીજા દેશના ઇતિહાસમાંથી પણ જે કાંઈ ઉત્તેજક અને પ્રોત્સાહક વસ્તુ તેમને મળી, તે તેમણે પોતાની મર્મભેદક લેખિનીમાં ઉતારી. જ્યારે ઐતિહાસિક હકીકત તેમને અપૂર્ણ લાગી ત્યારે તેમણે પોતાની કલ્પનાનો આશ્રય લીધો. ભવિષ્યનાં દિવ્ય સ્વપ્નાંને આકર્ષક રંગોમાં ચીતરી, અને હયાત વસ્તુસ્થિતિ સાથે તેનો

વિરોધ દર્શાવી તેમણે પ્રજામાં અસંતોષ અને આવેશ વધારી મૂક્યાં. ભયંકર રણક્ષેત્રો અને નિર્જન મહેલોમાંથી નીકળતું મર્મદારક સંગીત તેમણે દેશબંધુઓને સંભળાવ્યું. આકાશનાં નક્ષત્રોમાં અને સમુદ્રના તરંગોમાં, પર્વતની ઊંડી ગુફાઓમાં, અને તેમની પાસે વહેતાં શાંત જળાશયોમાં દેશની મહત્તાના ભણકારા તેમણે લોકોને સંભળાવ્યા. આમ નિબંધો અને પત્રો, ભાષણો અને ઉપદેશો, કવિતા અને સંગીત એ બધાથી તેમણે જે કર્યું તે વિસ્તારથી વર્ણવવા અમે માગતા નથી. જેમના હૃદયમાં એક મોટો વિચાર જન્મ્યો છે, તે તેઓ કેવી રીતે પ્રસારશે તે કહી શકાતું નથી. પણ એટલું તો નિઃસંશય કે પોતાની હેતુસિદ્ધિને અર્થે તેમણે ભૂતકાળમાં અવનવા વિષયો અને વિવિધ લેખનપદ્ધતિઓ યોજી છે, તેમ ભવિષ્યમાં પણ યોજાશે.

આપણા સાહિત્યમાં આ કાર્ય કેટલે અંશે થયું છે, એ વિચાર કરતાં સર્વ દેશભક્તોને ખેદ થયા સિવાય રહેશે નહિ. રમેશચંદ્ર દત્તના "પ્રાચીન સંસ્કૃતિનો ઇતિહાસ" અને "બંગાળાનું સાહિત્ય"ની હારમાં શોભાવે એવું ગુજરાતી સાહિત્યનું કયું દિગ્દર્શન આપણી પાસે છે કે જે વાંચીને ગુજરાત અને ગુજરાતીઓ માટે અભિમાન ઉત્પન્ન થાય? અને જો આમ અવલોકનમાં રાષ્ટ્રીય દૃષ્ટિનો પ્રયોગ કરવામાં આવ્યો નથી, તો દેશાભિમાની હૃદયના ઊકળતા ઉદ્ગારો સાહિત્યમાં દૃષ્ટિગોચર ક્યાંથી જ થાય? જે એક બે મુખ્ય અપવાદો છે, તે આ શોચનીય શૂન્યતાને વધારે પ્રગટ કરે છે. ગુજરાતના જે બે યશસ્વી લેખકો સ્વ૰ ગોવર્ધનરામ અને સ્વ૰ મણિલાલનું આપણે વારંવાર સ્મરણ કરીએ છીએ, તેમણે—એકે રસિક સંવાદોમાં અને બીજાએ સશક્ત ગ્રંથોમાં—આપણી સમાજના ઘણા સિદ્ધાંતો સમજાવ્યા છે. છતાં તેમના સમયમાં પણ સુરેન્દ્રનાથ બેનરજી જેવા વક્તાઓની કલમમાં અને બંકિમચંદ્ર ચેટરજી જેવા લેખકોની કલમમાંથી દેશાભિમાનનો જે જુસ્સો વહેતો હતો, તે તેમના ચિન્તનશીલ મગજને સ્પર્શ કરવા અસમર્થ નીવડ્યો, અને પરિણામે તેમનાં આકર્ષક અને સુંદર લખાણોમાં પણ રાષ્ટ્રીય ચેતનાનો

પાસ જોઈએ એવો લાગતો નથી.

પરંતુ જે મહાન કાર્ય ગુજરાતના પાછલા લેખકોએ કર્યું નથી, તે ગુજરાતનું નવું લેખકમંડળ હાથ ધરશે. નવા સૈકાનું પ્રભાત થતાં નવું જીવન દેશમાં સ્ફુર્યું છે, અને ગુજરાત તે જીવન આતુરપણે ઝીલે છે. રાષ્ટ્રીય આવેશથી પ્રેરાયેલા ગુજરાતીઓ ગુજરાતની કમજોર છતાં બુદ્ધિશાળી અને વહેમી છતાં વહેવારિક પ્રજાને પોતાની ગણી ચાહશે, અને ગુજરાતી સાહિત્યકૃતિઓને ચોમેર જામેલા અંધકારમાં પ્રકાશના થોડા દીવા ગણી તેને માટે મગરૂર થશે. ગુજરાત તથા હિંદના ઇતિહાસનાં ઉજ્જવળ પાનાં ઉઘાડી પ્રજાને ફરીથી મહત્ત્વાકાંક્ષી અને મહાન તેઓ બનાવશે–લાગણીભર્યા વિચારોથી અને પ્રોત્સાહક કલ્પનાથી હિંદના ઉદયનો દિવસ સમીપમાં લાવશે![1]

## ૪. સમાજ સુધારાની પ્રગતિ

ગયા સૈકાના ઇતિહાસનું જેમણે મનન કર્યું છે તેઓ જાણે છે કે રાજકીય ચળવળ શરૂ થઈ તેનાથી પણ પહેલાં ધાર્મિક અને સામાજિક સુધારાની હિલચાલો શરૂ થઈ હતી. 'હિન્દના દાદા'એ પચાસથી પણ વધારે વર્ષ પૂર્વે રાજકીય પ્રવૃત્તિનો ઝંડો ઉપાડ્યો તે પહેલાં રાજા રામમોહન રાયે બ્રાહ્મોસમાજનું સ્થાપન કર્યું હતુ. અને સતીઓનાં મર્મદારક દુઃખનું વર્ણન કરી તે નાબૂદ કરવાનો કાયદો ઘડવા લોર્ડ બેંટિકની સરકારને પ્રેરી હતી. બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ કોંગ્રેસના સમય પૂર્વે હિન્દનાં જુદાં જુદાં શહેરમાં બે વખત રાજકીય ભાષણો કર્યાં તે પહેલાં કેશવચંદ્ર સેન અને ઇશ્વરચન્દ્ર વિદ્યાસાગરે બાળલગ્ન, વિધવા પુનર્લગ્ન વગેરે અનેક સામાજિક પ્રશ્નો વિષે વેગભરી હિલચાલ

---

૧. 'નવજીવન અને સત્ય' પુસ્તક ૧લું, અંક ૨ જો, ઓગસ્ટ ૧૯૧૫. આ લેખ અસલ સન ૧૯૧૫ના જૂન માસમાં મળેલી ગુજરાતી સાહિત્ય પરિષદમાં વાંચવામાં આવ્યો હતો.

કરી હતી. મુંબઈ ઇલાકામાં પણ સર ફિરોઝશાહ અને બદરૂદ્દીન તૈયબજીએ રાજકીય કાર્ય શરૂ કર્યું તે પહેલાં મહર્ષિ રાનાડેએ સામાજિક ચળવળ ઉપાડી લીધી હતી. રાજકીય પ્રવૃતિના કેન્દ્રરૂપ કોંગ્રેસ સ્થપાઈ તે પહેલાં આર્યસમાજ અને થિયેસોફિકલ સોસાયટી સ્થપાયાં હતાં.

ગુજરાતમાં આ બીના વધારે સ્પષ્ટ રીતે તરી આવે છે; કારણ કે રાજકીય કાર્ય તો આપણે આપણા દક્ષિણી ભાઈઓને જ સોંપી દીધું છે! ભોળાનાથ સારાભાઈ અને મહીપતરામ રૂપરામ, કવિ નર્મદ અને કરસનદાસ મૂળજી—આ વીર સુધારકોએ સમાજ સુધારાની જેવી હાક ચાલીસપચાસ વર્ષ પૂર્વે ગજાવી હતી, તેવી આ સુધરેલા જમાનામાં આપણા વિદ્વાનોએ કે કાર્યકર્તાઓએ ગજાવી નથી. અને છતાં એ નવાઈભર્યું નથી કે હાલ જ્યારે કોંગ્રેસ એ પ્રજાની મોટામાં મોટી સંસ્થા બની છે અને રાજકીય વિચારોથી વાતાવરણ ઉશ્કેરાયેલું છે ત્યારે સમાજ સુધારા પરિષદનો અવાજ તેના મંડળની બહાર ભાગ્યે જ પહોંચે છે? ત્યારે સમાજિક વિષયો પ્રતિ ઉપેક્ષા અને ક્વચિત્ તિરસ્કાર નજરે પડે છે. જો આપણે સમાજ સુધારાની પરાકાષ્ટાએ પહોંચ્યાથી આ સ્થિતિ આવી હોત તો આપણે ઘણો સંતોષ પામત. પરંતુ જો રાજકીય ઉન્નતિ જેટલી પણ આપણી સામાજિક પ્રગતિ ન થઈ હોય તો આપણે આપણા રાજકર્તાઓ અને સર્વ સુધરેલા દેશો આગળ અતિશય શરમાવાની જરૂર છે.

અને વસ્તુસ્થિતિ આવી છે. સમાજ સુધારાના વિચારો પ્રસર્યા છે, પણ તેમાં પહેલાના જેવો જીવન્ત પ્રભાવ રહ્યો નથી. તત્કાલ આચારમાં મૂકવાના વ્યાવહારિક સિદ્ધાંતો કાં તો દૂરની ભાવનાઓ તરીકે લેખાય છે, અથવા તેની આસપાસ એટલી બધી મર્યાદાઓ અને શરતોનું જાળ ગુંથવામાં આવે છે કે 'તીન દીન અઢાઈ કોસ'—જેટલું પણ આગળ વધાય તો ઠીક. રાનાડેનાં ચાર ભાષણો સમજનાર અથવા સુધારાના ચાર શબ્દો જાણનાર કેળવાયેલા સજ્જનોને તેમાં હવે નવીનતા કે ચમત્કાર લાગતો નથી, એટલે તેઓ વિનાશક શાન્તિ

અને ના-હિંમત સ્વસ્થતામાં સ્થિર રહે છે. તેમાંના થોડા જ તે વિ લપવાને પ્રેરાય છે. તેમાંના ઘણા જૂની સંસ્થાઓને કુનર્ફ બચા કરે છે, ત્યારે થોડાક પશ્ચિમના વિચારકોનાં પ્રૌઢ વચનોને આધ અતિશય સાવધપણે અને સંપૂર્ણ જવાબદારીથી એક પગલું આગ ભરવાની હિંમત કરે છે. ઉત્સાહનું માપ આટલું જ હોવાથી સુધ રાની સંસ્થાઓ બહુ ન હોય અને જે હયાત હોય તે કાર્યકર્તાઓ અભાવે ન કામ કરે એ સ્વભાવિક છે....

હાલની સ્થિતિથી વધારેમાં વધારે સંતોષ દર્શાવનાર 'સુધારકો એક બીજી સંસ્થા તરફ અમારી દૃષ્ટિ ફેરવે છે—અને તે જ્ઞાતિમંડળો છે.

આ મંડળોની સંખ્યા છેલ્લાં થોડાં વર્ષમાં એટલી બધી વ ગઈ છે અને તે તરફ એટલાં બધાં માસિક – ત્રિમાસિકો પ્રગટ કરવામ આવે છે કે તે વિષે જરા તપાસ કરવી જોઈએ. પ્રથમ આપણે સ્પષ્ટ રીતે સમજવું જોઈએ કે આ મંડળો જ્ઞાતિભગ માટે સ્થપાનાં નથી પણ આડકતરી રીતે જ્ઞાતિની રૂઢ લાગણીઓને મજબૂત કરે છે.

નર્મદે રૂઢિના કિલ્લાઓ ઉપર તોપનો મારો ચલાવ્યો અન કરસનદાસ મૂળજીએ વૈષ્ણવ મહારાજોની મગરૂબ ગાદીને ડોલાવી પછી પચાસ વર્ષે આપણે આ સ્થિતિમાં છીએ. આપણે થોડાઘણુ જ આગળ વધ્યા છીએ એટલું જ નહિ પણ ભવિષ્યની ઉન્નતિ માટે આપણી તૈયારી પણ નજીવી છે. રાજકીય ચળવળ પહેલાં સમાજ સુધારાની શરૂઆત થઈ અને જેનાં પહેલી પ્રવૃત્તિ-ગુજરાતમાં નહિ પણ હિન્દુસ્તાનમાં-પૂરજોરે આગળ વધી છે, ત્યારે બીજી આરંભકાળન મહારથીઓના અવસાન પછી વધારે ને વધારે નરમ પડી છે.

એક રીતે જોતાં ક્રમ આથી ઊલટો હોવો જોઈએ. તેનું કારણ સામાજિક અને રાજકીય કાર્યના પ્રકારમાં જ રહેલું છે. કેટલાક વિચા- રકો સામાજિક, રાજકીય–વગેરે જીવનના જુદા જુદા પ્રદેશો છે એમ કહે છે, અને તે એકંદર ખરું છે. પરંતુ આપણા દેશની ખાસ સ્થિતિ

ધ્યાનમાં લેતાં અમે તે જુદી રીતે મૂકીશું. જ્યારે રાજકીય પ્રવૃત્તિનો હેતુ સરકારની પાસે અમુક વસ્તુઓ માગવાનો અને તે માગણીઓ અથવા ઇચ્છાઓ લોકોના હૃદયમાં જાગૃત કરવાનો છે ત્યારે સામાજિક પ્રદેશમાં આપણે પોતે જ અનિષ્ટ રીતરિવાજોમાંથી મુક્ત થઈ, કેટલાક શુદ્ધ સિદ્ધાન્તોનો અંગીકાર કરવાનો છે—અને વધારામાં અન્ય સર્વને તેમ જ કરવાને સંબોધવાનો છે. રાજ્યમાં આપણે અમુક જીવન માગવાનું, સમાજમાં આપણે નવા જીવનનો અંગીકાર કરવાનું — તેનો અવતાર બનવાનું છે. એકમાં માગવાનું છે, બીજામાં થવાનું છે. આથી એક પરાધીન છે ત્યારે બીજું સ્વાધીન છે. રાજકીય ઉન્નતિ છેવટે સરકાર ઉપર આધાર રાખે છે ત્યારે સમાજ સુધારાનો આધાર આપણા ઉપર, આપણી સમગ્ર પ્રજા ઉપર રાખે છે. અને જે કાર્યની સિદ્ધિ બીજાની મહેરબાનીથી નહિ પણ પોતાના સામર્થ્યથી થવાની છે તે વધારે સત્વર થઈ શકે.[1]



૧. "નવજીવન અને સત્ય" પુ. ૧, અં. ૮, પાન ૩૯૫.

# સૂચિ

ખ



ગ

દ

ર

★

# આ લેખકનાં અન્ય પુસ્તકો

અંગ્રેજી :

| | |
|---|---|
| M Gandhi As I know Him | Rs. 4-0-0 |
| Shyamji Krishnavarma | „ 4-0-0 |
| Peasants' Revolts | „ 0-2-0 |
| Irish Athletic Movement | „ 0-4-0 |
| Life of Ranchhoddas Lotwala | „ 2-0-0 |
| Fight for Swadeshi | „ 0-6-0 |

ગુજરાતી :

| | | |
|---|---|---|
| ગાંધીજીના સહવાસમાં (અપ્રાપ્ય) | | |
| શહીદનો સંદેશ (પેટ્રિક પિયર્સનું ચરિત્ર અને લેખો) | | |
| કુમારનાં સ્નીરત્નો (સ્ત્રીજીવનની લઘુ કથાઓ) | | ૧-૪-૦ |
| વરઘોડો | (નાટક) | |
| શોભારામની સરદારી | „ | |
| ગુસંગ્રામ | „ | |
| શાનિરાશા | „ | |
| ગી | „ | |
| ભગત | „ | |
| લાલ લોટવાળાનું જીવનચરિત્ર | | |
| નું સ્વરાજ | | ૦-૪-૦ |
| આશ્રમ (ગાંધીજીનાં જેલનાં સંસ્મરણો) | | ૧-૧૨-૦ |
| શા માટે ? | | ૦-૪-૦ |
| દુશ્મન (નાટક) | | ૦-૮-૦ |